# વિજ્ઞાપન

એતદ્દેશીય સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિના પુરસ્કર્તા સ્વ. શ્રી. મોતીભાઈ ન. અમીનના માનમાં વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે સ્મારક ભંડોળ એકઠું કરીને પ્રત્યેક વર્ષે આવતી તેમની પુણ્યતિથિએ આત્મભોગ્ય વિષયનો એકેક શિષ્ટ ગ્રંથ પ્રસિદ્ધ કરવાનું ઠરાવેલું છે.

તે મુજબ શ્રી. મો. ન. અમીન સ્મારકમાળાનાં ત્રણ પુષ્પો (૧) સ્વર્ગોનું દોહન (૨) ભારતના સંતો (૩) અમારી મન્દુનું શિક્ષણ—આજ સુધીમાં પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે. અને આજે ચોથા પુષ્પ તરીકે 'દીનબંધુ'નું પ્રકાશન જાહેરમાં મૂકવાની તક લઈએ છીએ.

પ્રસ્તુત પ્રકાશન જીવનચરિત્ર વિષયનું હોઈ તેમાં જન્મે અંગ્રેજ હોવા છતાં હિંદને પોતાની માતૃભૂમિ ગણીને હિંદીઓને ન્યાય અપાવવા સારુ વિવિધ ઝુંબેશો ઉપાડનાર સી. એફ. એન્ડ્રૂઝ સાહેબના પ્રેરણાત્મક જીવન પ્રસંગો ગુંથવામાં આવેલા છે. એન્ડ્રૂઝ સાહેબને 'ભારત ભક્ત' અને 'દીનબંધુ' એવાં બે બિરુદ હિંદી જનતા તરફથી ભાવપૂર્વક અર્પવામાં આવેલાં તે કેટલાં યોગ્ય હતાં તેની ખાતરી આ પુસ્તક સાદ્યંત વાંચનાર હરકોઈને થયા વગર નહિ રહે એમ માનીએ છીએ.

પુસ્તકોમાં જીવનચરિત્રનાં પુસ્તકો સ્વર્ગસ્થને ખાસ ગમતાં હતાં એટલે આ પ્રકાશનથી સ્વર્ગસ્થનો આત્મા સંતુષ્ટ થશે એવી આશા રાખીએ છીએ.

શિયાબાગ
વડોદરા
તા. ૧૫-૧-૪૬



મોતીલાલ છો. દેસાઈ
અધ્યક્ષ
વ. રા. પુ. મંડળ

:: અનુક્રમણિકા ::

૧

# જન્મ અને બાળપણ

ભારતના ઉદ્ધારની દિશામાં ભારતની સક્રિય સેવા કાજે કેટલાંક પરદેશી મિત્રો ભારતમાં આવી વસેલાં તેમાં સી. એફ. એન્ડ્રૂઝ સાહેબની ગણના સુખે થઈ શકે. એમનું પૂરું નામ ચાર્લ્સ ફ્રીઅર એન્ડ્રૂઝ હતું. એમનો જન્મ ઇંગ્લંડના ઉત્તર ભાગમાં આવેલા કાર્લાઈલ નગરમાં તા. ૧૨ ફેબ્રુઆરી સને ૧૮૭૧ માં થયો હતો. એમના દાદા જોન એન્ડ્રૂઝ એક સુપ્રસિદ્ધ શિક્ષક હતા.

એમના વખતમાં વિલાયતમાં શિક્ષકો તૈયાર કરવા માટે એક કૉલેજ સ્થાપવામાં આવી હતી. જોન એન્ડ્રૂઝ એ કૉલેજ સ્થાપનારા-માંના એક હોઈ એ પોતે કૉલેજના મુખ્ય અધ્યાપક બન્યા હતા.

સરળ સ્વભાવ અને વિદ્વત્તાને લીધે જોન એન્ડ્રૂઝનું નામ ચારે તરફ ફેલાયેલું હતું, એ એટલા બધા સીધા હતા, કે કોઈપણ દિવસ પોતાના વિદ્યાર્થી ઉપર હાથ સરખો ઉપાડતા નહોતા. કહેવાય છે કે એક વખત એમના કેટલાક વિદ્યાર્થીઓએ એમની પાસે જઈને કહ્યું : "આપ અમારા ઉપર હદથી વધારે કૃપા રાખો છો. આપ આ નેતરની સોટીથી અમારી ખબર જરાજરા લેતા રહો તો ઠીક!"

ખ્રિસ્તી ધર્મના જે પંથમાં એ હતા તે પંથની કેટલીક વાતો ન ગમી. એટલે એમણે એ ધર્મ છોડી દીધો. પોતે બીજા ધર્મમાં

જોડાયા. પરંતુ આમ કરવાથી એમને ઘણું ભારે આર્થિક નુકસાન વેઠવું પડયું. તદ્દન ગરીબ હાલતમાં તેઓ આવી પડયા. છતાં એ હિંમત હાર્યા નહિ.

એક વખત ફરસબંધી ઉપરથી પસાર થતાં જોન એન્ડ્રુઝનો પગ લપસ્યો ને એમને ભારે ઇજા થઈ. એ ઇજાને લીધે જ એ મૃત્યુ પામ્યા.

એમનો ચહેરો ગંભીર અને પ્રભાવશાળી હતો. લોકો એમને માનપૂર્વક જોતા હતા. શિક્ષણકારોમાં એમની ભારે નામના હતી.

એન્ડ્રુઝ સાહેબના પૂર્વજો સેક્સનવંશી હતા. પરંતુ તેમની માતાના પૂર્વજો કંઈ અંશે કેલ્ટિકવંશી હતા. કહેવાય છે કે સેક્સન-વંશી અંગ્રેજો મહેનતુ હોય છે; અને કેલ્ટિકવંશી મોટે ભાગે આદર્શ-વાદી હોય છે. એથી જ એન્ડ્રુઝ સાહેબના જીવનમાં એ બંનેનું મિશ્રણ આપણને જોવા મળે છે. એઓ અસાધારણ પરિશ્રમી અને પૂરેપૂરા આદર્શવાદી હતા. જેમણે એન્ડ્રુઝ સાહેબને સવારના ૬ થી રાતના ૯–૧૦ વાગ્યા સુધી અખંડ–આરામ લીધા વગર કામ કરતા જોયા હશે તેઓ કહી શકશે કે એન્ડ્રુઝ સાહેબમાં પરિશ્રમ કરવાની કેવી અજબ શક્તિ હતી! તેમના લેખો અને પુસ્તકોમાં કલ્પનાશક્તિ અને ભાવના અમર લાગણી અનોખી જ તરી આવે છે. આનું કારણ એમનું કેલ્ટિકવંશી લોહી જ છે.

એન્ડ્રુઝ સાહેબના પિતાનું નામ જોન એડવિન એન્ડ્રુઝ અને માતાનું નામ મેરી શારલોટ હતું. જો. ઇ. એન્ડ્રુઝને પાંચ પુત્ર અને નવ પુત્રીઓ મળી ૧૪ સંતાનનો વસ્તાર હતો. તેમાંનાં અગિયાર જીવતાં રહ્યાં હતાં.

એન્ડ્રુઝ સાહેબ એ હયાત સંતતિમાંના ચોથા પુત્ર. એમનાં ચાર ભાઈ અને છ બહેનો જીવિત હતાં. તેમાંની બે બહેનો -યુઝિલેંડ-

માં પરણી હતી. એન્ડ્રૂઝ સાહેબના પિતા પણ પહેલાં શિક્ષકનો જ ધંધો કરતા હતા.

જેવી રીતે પિતામહ જૉન એન્ડ્રૂઝે પોતાના ધાર્મિક વિશ્વાસમાં ફેરફાર થવાથી બીજો ધર્મ સ્વીકાર્યો હતો, તેવી જ રીતે પિતાજીએ પણ પોતાનો ધર્મ અંતઃકરણને અનુકૂળ નહિ આવવાથી છોડી દીધો હતો અને જેવી રીતે એન્ડ્રૂઝ સાહેબના પિતામહને ધર્મ છોડતાં જે જે મુશ્કેલીઓમાંથી પસાર થવું પડ્યું હતું તે તે મુશ્કેલીઓમાંથી પિતાજીને પણ પસાર થવું પડ્યું હતું.

આગળ જતાં વાંચક જાણી શકશે કે શ્રીયુત એન્ડ્રૂઝ સાહેબને પણ પોતાના ધાર્મિક મતમાં ફેરફાર કરવો પડ્યો હતો. અને એ કારણથી એમને અનેક માનસિક વેદનાઓ ભોગવવી પડી હતી. આવી વિચિત્ર ઘટના લાગટ ત્રણ પેઢીઓથી આ એન્ડ્રૂઝ વંશમાં ચાલતી આવેલી છે.

**પોતાના અંતઃકરણની આજ્ઞા માનીને એન્ડ્રૂઝ સાહેબના પિતામહ, પિતા અને પોતે ત્રણેયે પોતાનો ધાર્મિક પંથ છોડી દીધો એને લીધે એમને માથે અનેક અડચણો આવી પડી છતાં એ તસુ પણ ડગ્યા નહોતા.**

**પિતાનો સંપ્રદાય**

એન્ડ્રૂઝ સાહેબના પિતા જે પંથના અનુયાયી હતા તે પંથને ઇર્વિંગાઇટ્સ ( Irvingites ) કહે છે આ સંપ્રદાય સ્થાપનાર એડવર્ડ ઇર્વિંગ હતા. આ પંથવાળા એમ માને છે કેઃ પરમાત્માએ ખ્રિસ્તીઓને વિશેષમાં વિશેષ અને અસાધારણ શક્તિ આપી છે. જેવી કેઃ 'દરદીઓને પોતાના પ્રભાવથી સાજાં કરવાં, ભવિષ્યવાણી સંભળાવવી વગેરે.' એ લોકો માને છે કે વર્તમાન યુગનો અન્ત લાવવા થોડા જ વખતમાં ઈશુખ્રિસ્તનો જન્મ થશે.

બાલ્યાવસ્થામાં ચાર્લી એન્ડ્રૂઝને તેમના પિતા ધર્મ સંબંધી શિક્ષણ આપતા હતા. એન્ડ્રૂઝ સાહેબના પોતાના જ શબ્દોમાં તે વખતનું વર્ણન વાંચવા જેવું છે.

बाल्यावस्था

"બાળપણમાં મારાં માબાપ મને ધાર્મિક વાતો કહ્યા કરતાં હતાં. મારા મન ઉપર એની ભારે અસર થયા કરતી હતી.

બાળપણથી જ હું માનતો થયો હતો કે : હવે પ્રભુ-ઈશુનો જન્મ થશે.

એકલો બેઠો બેઠો હું ઘણી જ વાતો વિચાર્યા કરતો હતો. કલ્પનાના ઘોડા દોડાવ્યે જતો, સ્વપ્ન પણ મને પુષ્કળ આવતાં. ઘણું કરીને હું એમ જ વિચાર્યા કરતો હતો કે ઈશુ આ ભૂમિ ઉપર ફરી અવતાર લેશે.

આ સિદ્ધાંતને માનનારા એમ પણ માને છે કે, પ્રભુ ઈશુ આવતાં જ મડદાં ઊઠી ઊભાં થશે. જે રસ્તે થઈને હું મારી નિશાળમાં જતો હતો તેની વચમાં એક સ્થળ એવું આવતું હતું કે, જ્યાં મડદાં દટાતાં હતાં. જ્યારે જ્યારે હું તે સ્થળ પાસે થઈને પસાર થતો ત્યારે ત્યારે મને વિચાર આવતા કે હમણાં જ આ દટાયેલાં મડદાં ઊઠી બેઠાં થશે અને પ્રભુ ઈશુ હમણાં જ આવી પહોંચશે. અને આ કબ્રસ્તાનનું નામ નિશાન પણ ભૂંસાઈ જશે. આ સિવાય ન જાણે કંઈ કંઈ કલ્પનાઓ મારા મનમાં ઊઠતી હતી. ઈશુ ભગવાન પધાર્યા પછી શા શા બનાવો બનશે, એની કલ્પનાઓથી હું મનમાં ને મનમાં દિગ બની જતો.

આ બધી વાતો મને સાવ સાચી લાગતી હતી, કેમ કે ધાર્મિકતા અને કલ્પનાશક્તિએ મારામાં ઊંડાં મૂળ ઘાલ્યાં હતાં. મારી કલ્પના-શક્તિઓથી કોકોક વાર હું પોતે પણ છળી ઊઠતો. એટલે પાછું વાળી વાળીને જોયા લાગતો કે મડદાં ઊઠીને કશાંય બેઠાં તો નથી થઈ ગયાં ! પરંતુ કોઈ કોઈ વખત મને મારી કલ્પનાની વાતોથી મગ્ન

પણ આવતી, અને હું પ્રભુની પ્રાર્થના કરનો કે; 'હે પ્રભુ! તે દિવસો જલ્દી આવો!'

**ભયંકર માંદગી**

જ્યારે ચાર્લી એન્ડ્રૂઝની ઉમ્મર ૭ વરસની હતી, ત્યારે એમને તાવ આવ્યો એ માંદગી એટલી બધી વધી ગઈ કે ડોક્ટરોએ આશા છોડી કહ્યું : 'ભાગ્યે જ એ બચે!' ૭ મહિના સુધી પથારીવશ રહેવું પડ્યું. કોઈ વખત જરા આરામ જેવું લાગે, તો કોઈ વખત એકદમ બીમારી વધી પડે ને હાલત ખરાબ થઈ જાય

એ મંદગી વખની વાત કરતાં એન્ડ્રૂઝ સાહેબ ઘણી વાર કહેતા કે, 'મારી માએ એ માંદગીમાં ભારે ચાકરી કરેલી. એના પ્રેમભાવ વડે જ હું બચવા પામેલો. મારા પગમાં ભારે પીડા થતી હતી. મારી મા પગ ઉપર ગેન વીંટાળ્યા કરતી હતી. કેટલીક વાર હું બેભાન બની જતો. એ વખતે જે દુઃખ દર્દ થતું તે હજી પણ મને સાંભરી આવે છે. મારા કુટુંબીઓએ અનેક વાર મારા જીવનની આશા છોડી દીધી હતી.

એક વિચિત્ર બનાવને લીધે મારી માંદગીએ પલટો ખાધો. એ બનાવ મારી નજર સામે ખડો છે.

એક દિવસ જ્યારે હું પથારીમાં બેહોશ દશામાં પડ્યો હતો, ત્યારે કોઈએ મારી સામે-મેજ ઉપર એક સફેદ ફૂલ લાવીને મૂકી દીધું. મને ખબર નથી કે એ ફૂલ શેનું હતું; પણ એટલી ખબર ચોક્કસ છે કે તે ફૂલ સફેદ અને સુંદર હતું. એ મનોહર ફૂલ જોઈને મને ખૂબ આનંદ થયો હતો. પથારીમાં આંખ ઊઘાડતાં જ મેં એ ફૂલ જોયેલું. મારી બા કહેતી હતી કે માંદગીમાં મને કોઈ પણ વસ્તુ સારી લાગતી નહોતી. પણ જ્યારથી પેલું સફેદ ફૂલ જોવામાં આવ્યું ત્યારથી મારી માંદગી દિનપ્રતિદિન ઓછી થવા લાગી. એન્ડ્રૂઝ એ માંદગીમાંથી ઊઠ્યા તો ખરા પણ ખૂબ નિર્બળ થઈને. કમજોરી

એટલી વધી ગઈ હતી કે થોડું વધારે ચાલવામાં આવતાં થાકી જવાતું હતું, અને હાંફ ચઢી આવતો હતો. ઘણું કરીને એ માંદગીથી એમની કલ્પનાશક્તિ વધી ગઈ.

બેઠા બેઠા અનેક જાતની કલ્પનાઓ એ કર્યા કરતા. બાળપણથી એમને વાંચવાનો ભારે શોખ હતો. મુસાફરીનાં તો કેટલાંય પુસ્તકો એમણે વાંચી કાઢયાં હતાં.

એન્ડ્રૂઝ સાહેબ કહે છે કે: મારી બા મને વાંચવાની મના કરતી હતી. 'બેટા! હવે ન વાંચીશ. બહુ વાંચ્યું. હવે વધુ વાંચીશ તો તારી તંદુરસ્તી બગડશે.' એમ છતાં હું વાંચવનું છોડતો નહિ.

એન્ડ્રૂઝ સાહેબના પિતા ધનવાન નહોતા, એ ખરું. પણ ખાવાપીવાનું એમને જરાય દુઃખ નહોતું. સને ૧૮૮૦–૮૧ માં કે જ્યારે ચાર્લી એન્ડ્રૂઝની ઉમ્મર ૯–૧૦ વરસની હતી, તે વખતે એક ભયંકર બનાવ બન્યો. એને લીધે કુટુંબ

कौटुम्बिक आफत अने गरीबाई

આફતમાં સપડાઈ ગયું, એન્ડ્રૂઝ સાહેબ એ વિષે કહે છે કે: જ્યારે મારી ઉમ્મર નવ વરસની હતી, ત્યારે એક બનાવ એવો બન્યો કે જેની અસર મારા જીવન ઉપર જબરી પડી.

મારાં બાના નામ ઉપર કંઈક પૈસા ટકા હતા. એના વીલનો મુખ્ય ટ્રસ્ટી ભારે દુષ્ટ નીકળ્યો. અમારા કુટુંબનો એ દોસ્ત હતો; અને પિતાજી એના ઉપર સગા ભાઈ જેટલું હેત રાખતા હતા. એમને તેનો પૂર્ણ ભરોસો પણ હતો.

એક વખત પિતાજીને ખબર પડી કે ટ્રસ્ટી મહાશયે માતાની તમામ મિલકત સટ્ટાની રમતમાં ગુમાવી દીધી છે. એમણે તરત જ બેંકના મેનેજરને તાર કર્યો ને પૂછ્યું: 'મિસિસ એન્ડ્રૂઝના નામ ઉપર બેંકમાં કેટલા રૂપિયા જમા છે?'

બેંકમાંથી જવાબ મળ્યો: 'એક પાઈ પણ જમા નથી.'

આ જવાબ સાંભળીને પિતાજીને ભયંકર આઘાત થયો. માતાના પૈસાનો મિત્ર જ ગેરઉપયોગ કર્યો? પિતાજી આઘાતથી બોલી શકયા પણ નહિ. બાએ બધી વાત મને કહી. બાને પૈસા ગયા તેની બહુ ફિકર નહોતી, પણ પિતાજીને આઘાત પહોંચ્યો તેથી એ ભારે વિમાસણમાં પડી ગઈ. સંધ્યા થઈ. અમે સૌએ ભેગાં મળીને સમૂહ-પ્રાર્થના કરી. પિતાજીએ બાઇબલનો નીચેનો ભાગ વાંચ્યો.

"જો મારો કોઈ દુશ્મન આવી રીતે વિશ્વાસઘાત કરે તો હું એ સહન કરી શકત, પરંતુ આ કામ તેં–મારા ઓળખીતા મિત્રે કર્યું કે જેના ઉપર મારો અધિક વિશ્વાસ હતો."

આટલું વાંચીને પિતાજી બિલકુલ શાંત થઈ ગયા. મેં જોયું કે આ વખતે એ આંખમાંથી સરી જતાં આંસુ રોકવા પ્રયત્ન કરી રહ્યા હતા. ત્યાર પછી અમે સૌએ ઘૂંટણિયે પડીને પ્રાર્થના કરી.

પિતાજીની તે દિવસની પ્રાર્થનાની મતલબ એ હતી કે: '**હે પ્રભુ! મારા મિત્રે જે અપરાધ કર્યો છે તે બદલ તેને માફ કરજે! એના હૃદયમાં એવી પ્રેરણા કરજે કે તે પોતાની ભૂલને સમજીને પશ્ચાત્તાપ કરે, અને ઊંચામાં ઊંચી રીતે પોતાની જિંદગી પૂરી કરે!**'

પિતાજીની આ પ્રાર્થના ઍન્ડ્રૂઝ સાહેબને જિંદગી ભર યાદ રહી હતી. વધારામાં એમના પિતાજી ઘરનાં બધાંને વખતોવખત સમજાવ્યા કરતા હતા કે, 'જુઓ તમે બધાં મારા મિત્ર તરફ દ્વેષ ભાવ રાખશો નહિ, હું માનું છું કે એણે ઘોર પાપ કર્યું છે. પરંતુ મને આશા છે કે આગળ ઉપર એ પોતાના પાપનો પસ્તાવો કરશે.'

જ્યારે બીજા લોકો પિતાજીને કહેતા કે 'આપ એના ઉપર મુકદ્દમો ચલાવો તો ઠીક' ત્યારે, તેમને પિતાજી ધમકાવી કાઢતા કે, 'મારે હાથે એવું કામ કદાપિ નહિ થાય.' શિખામણ આપનાર

શાંત પડી જતા. આ વાતથી મને ખૂબ જાણવાનું મળ્યું. મારા હૃદયમાં પિતાજી માટે પ્રથમ કરતાં પણ વધારે માન વધી ગયું. અને માતાજી તરફ પણ શ્રદ્ધાભાવ વધી ગયો. કારણ એ પણ પિતાજીની વાતને પૂરેપૂરી અનુસરી રહી હતી.

આ બનાવ અમારા માટે.આશીર્વાદ સમાન બન્યો. આ બનાવથી કુટુંબનો પરસ્પરનો સ્નેહ સંબંધ વધુ ગાઢ બન્યો. પરંતુ સર્વોત્તમ દૈવી કૃપા તો એ થઈ કે અમે બધાં પૂરેપૂરાં ગરીબ બની ગયાં. એટલી બધી ગરીબાઈ આવી ગઈ કે ખાવાને સૂકી રોટલીના પણ સાંસા પડવા લાગ્યા.

ગરીબ લત્તામાં ઘર બદલવું પડ્યું. ભાઈભાંડુઓને ભણાવવાના ખર્ચ માટે માબાપને કેટલાંય વર્ષો સુધી ભારે તકલીફ વેઠવી પડી.

## ૨

# વિદ્યાર્થી જીવન

નવ વરસની ઉમ્મર સુધી એન્ડ્રૂઝને માતાપિતાએ ઘર આગળ જ કેળવણી આપી. ત્યાર પછી એમને નિશાળમાં મોકલવામાં આવ્યા. વર્ગમાં એ સૌથી નાના હતા, પરંતુ બુદ્ધિના તેજ હોવાથી ભણવા ગણવામાં સૌથી આગળ તરી આવતા. નવ વરસથી પચીસ વરસ સુધી અભ્યાસ કરી કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયની છેલ્લી પરીક્ષા પાસ કરી એમણે સ્વ ભણતર પૂરું કર્યું.

હોશિયાર હોવાથી એમને ઇનામો અને સ્કોલરશીપો વારંવાર મળતી રહેતી હતી તેમ શરીર નાજુક હોવાથી માંદગી પણ વારંવાર આવી પડતી હતી. માતાજીને એમની ખૂબ કાળજી રાખવી પડતી. આ પણ એમને બીજાં છોકરાં કરતાં વિશેષ ચાહતાં.

ઇંગ્લંડમાં ઠંડક ખૂબ પડે છે. આવી ઠંડીમાં માની બરાબર સંભાળ ન હોત તો એન્ડ્રૂઝ જેવા નાજુક બાળકથી ભાગ્યે જ જીવી શકાત.

એન્ડ્રૂઝ સાહેબ કહે છે કે: 'મારી નાજુક તબિયતને લીધે જ મારી મા મારા ઉપર અધિક પ્યાર કરતી હતી. બાથી વિખૂટા પડતાં મને ખૂબ જ વસમું લાગતું હતું. વળી, ઉપદ્રવી સ્વભાવનો હોવાથી ઘણી વાર હું આફતમાં ફસાઈ પડતો. સ્વભાવ જ મારો એવો

હતો કે, જ્યારે હું કોઈ પણ નવી ચીજને જોતો ત્યારે તે સંબંધમાં બહુ જ પડપૂછ કરતો. એટલું બધું પૂછ્યા કરતો કે સાંભળનાર કંટાળી જતા હતાં. ચીજો પણ બહુ જ તોડફોડ કરતો હતો. બીજાંની સુંદર ચીજો તોડવા ફોડવાથી મારા પર ઘણી વાર આપત્તિ આવી પડતી હતી. આવે વખતે મારી મા મારો પક્ષ લેતી હતી; કેમ કે તે મારો સ્વભાવ બરાબર જાણતી હતી, બીજાં બધાં મારા મનને ઓળખી શકતાં નહોતા. દરેક વાત જાણવાની મારી તમન્ના હતી. એથી જ બીજાં ખિજવાઈ જઈ કહેતાં; 'જબરો ખેપાની છોકરો છે. એનાથી તો અમે બધાં જ થાકીને કંટાળી ગયાં.'

**માતાની માંદગી**

માતાજીની માંદગી સંબંધમાં એન્ડ્રૂઝ સાહેબ કહેતા કે 'એક વખત મારી મા બહુ જ બીમાર પડી ગયાં. એ વખતે હું ૭–૮ વરસનો હતો. મા ગર્ભવતી હતી એટલે એ બીમાર પડી ગઈ હતી. ડોક્ટર તપાસવા આવ્યા હતા, હું માની માંદગીના ઓરડા બહાર આંસુ ઉભરાતી આંખે ચિંતા કરતો ઊભો હતો કે: 'રખેને મા મરી જાય!' કોઈએ કહ્યું નહોતું કે મા ખૂબ બીમાર છે; પણ મને જ વહેમ ગયો હતો.

ડોક્ટરે ઓરડામાં જઈને બારીબારણાં બંધ કર્યાં. હું ખૂબ ગભરાયો. મને થયું કે જરૂર મારી મા મરી ગઈ. એ વખતે મારી મોટી બહેને આવીને મને ધમકાવ્યો, 'ઊઠ, અહીં બેસીને શું કર્યા કરે છે?' હું એનો જવાબ આપી શક્યો નહિ આ વખતે હું એટલો બધો દુર્બળ બની ગયો હતો કે મને વારંવાર ચક્કરી આવવા લાગી. અશક્તિને લીધે મૂર્છા પણ આવી જતી.

**નિશાળમાં**

નવ વરસની ઉંમરે એન્ડ્રૂઝ સાહેબ જે નિશાળમાં દાખલ થયા તેનું નામ હતું 'કિંગ એડવર્ડ સ્કૂલ ઓફ બર્મિંગહામ. નિશાળમાં દાખલ થતાં જ એમને એક સ્કોલરશીપ મળી. સ્કૂલ ફીની માફી

ઉપરાંત માસિક રૂા ૧૫) મળવા લાગ્યા. સ્કૂલ છોડીને જ્યારે કોલેજમાં દાખલ થયા ત્યારે વાર્ષિક રૂપિયા ૭૫૦) ની ચાર વરસ માટે સ્કોલરશીપ મળી કોલેજમાં ચાર વરસ ભણ્યા કેડે વાર્ષિક રૂા. ૧૨૦૦) ની સ્કોલરશીપ એમને મળી મતલબ કે મિ. એન્ડ્રૂઝની કેળવણી પાછળ માબાપને પદરનો કંઇ જ ખર્ચ કરવો પડયો નહિ, સ્કોલરશીપમાથી જ એ પોતાનો ખર્ચ પૂરો કરતા અને ભાઈભાંડુઓને પણ મદદ કરતા.

નિશાળમા એન્ડ્રૂઝને એમના સોબતી છોકરાઓ ખૂબ પજવતા હતા, કેમ કે વર્ગમા એ સૌથી નાના હતા એન્ડ્રૂઝ કહે છે કે; અમારા વખતમા શિક્ષકોને મોટા મોટા વર્ગો ભણાવવા પડતા આ વર્ગો સાથે નેતરની સોટી વડે જ કામ લેવાતું શિક્ષકોની સત્તા પણ સોટીથી જ સચવાતી એન્ડ્રૂઝ સાહેબ જલ્દી જલદી ઉપના વર્ગોમા ચડતા ગયા અને ઇનામો પણ મેળવતા ગયા પરતુ વર્ગોમા તો એ કાયમના નાના ને નાના જ રહ્યા એટલે મોટા છોકરાઓ એમને અનેક રીતે પજવતા એટલું જ નહિ પણ હાથપગ સુદ્ધા કેટલી વાર મચરડી નાખતા આથી એ બહુ જ અકળાતા

નિશાળના હેડમાસ્તર રેવરણ્ડ એ. આર. વાર્ડી ખૂબ ભના માણસ હતા, એ ટ્રિનિટી કોલેજના ફેલો હતા. એન્ડ્રૂઝ સાહેબ એમના વર્ગમા ગયા ત્યારે મોટા છોકરાઓની પજવણી મટી ગઈ એટલે એમને એ તરફની નિર્ગત થઈ હેડમાસ્તર સાહેબ મોટા વિદ્વાન અને સાહિત્યપ્રેમી હતા એમના વિષે એક વાત એન્ડ્રૂઝ સાહેબ ઘણી વાર કહેતા, તે નીચે પ્રમાણે —

"એક વખત હેડમાસ્તર સાહેબે પ્લેટોનું લખેલું 'સોક્રેટિસનું મૃત્યુ' એ નામે વૃત્તાંત વર્ગમા વાચી સભળાવ્યો પોતે કઠણ કાળજાના હતા છતા સોક્રેટિસના મૃત્યુના આ વાચન દરમ્યાન એમની આંખમાથી આંસુની ધારા દડદડ વહેવા લાગી. છૂટે મોઢે રડી જ પડાયું

થોડા વખત સુધી બોલી શકાયું પણ નહિ. એ જોઈ આખો વર્ગ સ્તબ્ધ બની ગયેલો."

ઍન્ડ્રૂઝને લેટિન અને ગ્રીક ભાષાની કવિતાઓ રચવાનો ભારે શોખ હતો. ગણિતનો એમને કંટાળો હતો. પણ સાહિત્યના ખૂબ શોખીન હતા. પોતાનો એ શોખ પોષવા ખાતર કલાકોના કલાકો તેઓ પુસ્તકાલયમાં ભરાઈ રહેતા.

વિદ્યાર્થીઓએ એમની વાંચવાની આ પ્રવૃત્તિ જોઈને એમને 'પ્રોફેસર'ની પદવી આપી દીધી હતી. બહુ જ વાંચવાની ટેવથી એ જરા નીચા નમીને ચાલતા હતા, એ જોઈને છોકરાઓ કહેતા: 'લ્યો આ આવ્યા પ્રોફેસર સાહેબ!'

નિશાળના વિદ્યાર્થીઓ એક માસિક પત્રિકા કાઢતા હતા. ઍન્ડ્રૂઝના એક મિત્ર એના સંપાદક હતા, અને એ પોતે એના સહાયક હતા.

આ બંને સંપાદકોને પત્રિકાની ખૂબ ચિંતા રહેતી. ઍન્ડ્રૂઝ ડ્રૉઈંગ અને ચિત્ર વિદ્યામાં બહુ કુશળ હતા. એટલે આર્ટસ્કૂલમાંથી એમને અનેક ઇનામો મળ્યાં હતાં. દરરોજ સાંજે એ આર્ટસ્કૂલમાં જતા. ત્યાંના પ્રિન્સિપાલ એમના કામથી એટલા બધા ખુશ હતા કે એક વખત એ જાતે ઍન્ડ્રૂઝના પિતાજી પાસે ગયા અને બોલ્યા: "આ છોકરાને આપ ચિત્રકાર બનાવો, નિશાળનું શિક્ષણ બંધ કરી દો! અમે એને ચિત્રની સ્કૉલરશીપ પણ આપશું. એ અત્યુત્તમ ચિત્રકાર બનશે." ઍન્ડ્રૂઝની પણ એવી જ ઇચ્છા હતી. પિતાજી નિશાળના હેડમાસ્તર મિ. બાર્ટો સાહેબને મળ્યા, એમની સલાહ પૂછી. પણ હેડમાસ્તરે એ વાત કબૂલ રાખી નહિ. એમણે જવાબ દીધો: 'આપ એને અમારી નિશાળમાં જ ભણવા દો!' આખરે હેડ માસ્તર સાહેબની સલાહ માન્ય રાખવામાં આવી, અને ઍન્ડ્રૂઝ ત્યાં જ ભણ્યા.

ઉમ્મર વધતા એન્ડ્રૂઝમા હિંમત આવવા લાગી ક્રિકેટ રમવાનો શોખ ખીલ્યો. સ્કૂલની ક્રિકેટ ટીમમાં જોડાયા એક વખત સ્કૂલની પાર્ટીને રમવા બીજે કોઈ ઠેકાણે ક્રિકેટ રમવા જવાનું થયુ એન્ડ્રૂઝ પણ એ પાર્ટીમા ગયેના હતા વિદ્યાર્થીઓએ પોતાને માટે એક ખુલાયદો ડબ્બો રોકી લીધો હતો, ડબ્બો રેલ્વે લાઈનના એક ખૂણા ઉપર જુદો જ રાખ્યો હતો. એન્ડ્રૂઝ રેલ્વે સડક ઓળગીને એ ડબ્બામા જવા ધારતા હતા. પ્લેટફોર્મ ઉપરથી એ કૂદકો મારવાની તૈયારીમાં હતા એવામા બીજી બાજુથી એકસપ્રેસ ગાડી જોરથી દોડી આવી રહી હતી એન્ડ્રૂઝના મનમા થયુ કે આ ગાડીની સામે જ કૂદીને પેની તરફ ચાલ્યો જાઉ ? એ ઇચ્છા રોકવાનું બહુ કઠણ થઈ પડયુ એ વખતે એક સેકંડને માટે પણ રોકાવુ એમને ભારે લાગ્યુ મનની વિહ્વળતા એટલી બધી વધી ગઇ કે હાફ ચઢી આવી જો એ વખતે એમણે કૂદકો મારીને દોડવાની ભૂલ કરી હોત તો તો સીધા મોતના મોમા જ જઈ પડયા હોત

મિ એન્ડ્રૂઝના સ્વભાવમાં એક વિચિત્રતા હતી. વેગબધ દોડી આવતી કોઈ પણ ચીજને વળગી પડવાનું મન એમને થઈ આવતું પ્લેટફોર્મ તરફ દોડી આવતી આગગાડીને જોતા બરાબર એમના મનમા એ આગગાડીને ભેટી પડવાની ઊર્મિ પ્રગટી હતી. ર્તિને જોઇને તેની સાથે મળી જવાને તે તલપાપડ બની જતા. પાણીના ધોધને જોતા પણ એવો જ ભાવ તેમના દિલમા ઉભરાવા લાગતો.

આગળ પર પૂર્વ આફ્રિકાના પ્રવાસી ભાઈઓની હાલત જોવાને એન્ડ્રૂઝ સાહેબને જવુ પડયુ ત્યારે ત્યાં એક મોટો જળધોધ– 'રિપન્સ વૉટરફૉલ', નામનો એક પ્રચંડ જળધોધ જોવાને એ ગયેલા. એ ઠેકાણે વિકટોરિયા ન્યાંઝા સરોવરનું પાણી નાઈલ નદીના મૂળ આગળ ઘણી ઊંચાઈથી પડે છે એન્ડ્રૂઝ ત્યા ઊભા હતા અને

એમની ચોમેર પાણીના નાના મોટા ધોધ પડી રહ્યા હતા. તે જોઈને તેમનું મગજ ચકરાઈ ઊઠયું, અને એ ઊડતા પાણીના 'સિકરો સાથે ભળી જવાને કૂદી પડવાની ઊર્મિ તેમને થઈ આવેલી. એને દબાવી રાખતા એન્ડ્રૂઝ સાહેબને ભારે મુશ્કેલી પડેલી. એન્ડ્રૂઝ સાહેબે ઘણી વાર મિત્રોને મોઢે આ વાતો કરેલી.

અતિની સાથે મળી જવાની મિ એન્ડ્રૂઝની આ વૃત્તિ બીજી બાબતોમાં પણ કામ કરતી જણાઈ આવી છે. શાંતિનિકેતન વિદ્યાલયની સેવા દરમિયાન તેઓ ત્યાંના કામોમાં અવિરત મંડયા રહેતા, પરંતુ શાંતિનિકેતનમાંથી બહાર નીકળતાં બરાબર એ બધું જ એ ભૂલી જતા, અને બહારની પ્રવૃત્તિઓમાં તદાકાર બની જતા.

ભાષણો માટે એ ઠેરઠેર રખડતા. આજ અમદાવાદ તો કાલે મુંબઈ, પરમ દહાડે પુના તો પેલે દહાડે મદ્રાસ એમ હિંદનાં ઘણાંખરાં મોટા ગામોમાં એ અનેક વાર ઘૂમી વળેલા. ઉત્તરથી દક્ષિણ અને પૂર્વ–પશ્ચિમનું એક મોટું નગર એવું નહોતું કે જ્યાં એન્ડ્રૂઝનાં પગલા ન થયાં હોય. કોઈ વાર પૂર્ણ સ્વરાજ્યની ઝુંબેશ અંગે તો કોઈ વાર ગિરમીટિયા આંદોલન અંગે જુદીજુદી પ્રવૃત્તિઓમાં એ રસ લેતા અને જે તે વખતે જે તે પ્રવૃત્તિ સાથે બિનકુલ તદાકાર બની જતા. એ પણ એમની અતિ જોઈ તેની સાથે ભળી જવાની ઉત્કટ વૃત્તિનું પરિણામ છે.

એન્ડ્રૂઝના સ્કૂલના ભણતરનાં છેલ્લાં બે વરસ ખૂબ આનંદમાં વીત્યાં હતાં, કેમ કે હેડમાસ્તર સાહેબની એમના ઉપર ભારે મહેરબાની હતી.

બર્મિંગહામની ધાંધલિયા જિંદગી એમને ગમતી નહોતી, તેથી શહેરથી આઠેક માઈલ દૂર આવેલા બાગમાં એ ઘણી વાર જતા. ગ્રામ્ય જીવનની સરળતા અને સ્વતંત્રતા એમને ખૂબ ગમતી.

પૅમ્બ્રોક કૉલેજમાં ભણતા હતા તે વખતે ધર્મની બાબતમાં

એમના વિચારોમાં ભારે પલટો આવ્યો. સૌથી પહેલો પ્રશ્ન

**पैम्ब्रोक कौलेजमां अध्ययन अने धर्म-श्रद्धामां परिवर्तन**

એમના મનમાં એ ઊભો થયો કે: 'બાઇબલ શંકા વગરનું છે કે નહિ?' ખૂબ ખૂબ વિચારના અંતે એમણે બાઇબલ શંકા વગરનું છે એમ માનવાનું છોડી દીધું. મિ. એન્ડ્રૂઝના પિતાનું અને બીજા કરોડો ખ્રિસ્તીઓનું શ્રદ્ધાપૂર્વક એવું માનવું છે કે: બાઇબલનો પ્રત્યેક શબ્દ ઈશ્વરપ્રેરિત છે. મિ. એન્ડ્રૂઝે એ શ્રદ્ધા સદાને માટે છોડી દીધી, એ કહે છે કે:

"એ વિશ્વાસ-શ્રદ્ધા છોડી દીધા પછી મને એમ થવા લાગ્યું કે, હું એક પ્રકારની મનની પીડાથી મુક્ત થયો છું." વાંચકોને એ સાંભળીને અચંબો થશે કે જગવિખ્યાત કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના પિતા દેવેન્દ્રનાથ ઠાકુરની ઈશ્વરીય શ્રદ્ધામા પણ એવો જ ફેરફાર થઈ ગયો હતો. પહેલાં એ વેદોને શંકા વગરના અને શુદ્ધ ઈશ્વરપ્રેરિત માનતા હતા. પણ પાછળથી એમણે એ વિચારો છોડયા હતા.

એન્ડ્રૂઝને કૉલેજનાં વરસો દરમિયાન અનેક ઇનામો મળતાં હતાં-ચાંદ મળતા હતા; છતાં એમનું મન ધાર્મિક બાબતોમાં ઊંડું વિચાર કરતું થઈ ગયું હતું.

ચાર વરસ પછી છેલ્લી પરીક્ષા વખતે એન્ડ્રૂઝે પિતાનો ધર્મસંપ્રદાય છોડયો.

**हिंदुस्तान तरफ प्रेमभाव**

હિંદ તરફ બાળપણથી જ એમનું દિલ ચોંટયું હતું. એ બહુ નાના હતા ત્યારે વારંવાર તે કહ્યા કરતા કે: "મા! હું હિંદુસ્તાન જઈશ." નાનપણમાં એન્ડ્રૂઝને જાણવા મળ્યું કે હિંદીઓ ભાત ખાય છે, એટલે તે પણ મા પાસે ભાત રંધાવીને ઘણી વાર ખાતા. એન્ડ્રૂઝ કહે છે કે "જ્યારે હું ભાત

ખાવા બેસતો ત્યારે મારી મા કહેતી, 'ચાર્લી! તું કોઈ દિવસ હિંદુસ્તાન જરૂર જવાનો."

કૉલેજના ભણતર વખતે હિંદનાં દર્શન કરવાની એમણે તીવ્ર ઇચ્છા થઈ આવી હતી. એમનો એક બાળગોઠિયો મિ. બેસિલ વેસ્ટકોટ કેમ્બ્રિજના મિશન તરફથી પાદરી થઈને દિલ્હી આવ્યો ત્યારે એમણે તેમની સાથે આવવા વિચાર પણ ગોઠવ્યો હતો.

**સોબતની અસર** મિ. બેસિલ વેસ્ટકોટ ડરહામના પાદરી હતા. ઇંગ્લંડના મોટા મોટા પંડિતોમાં એમની ગણતરી થતી. રજાઓમાં મિ. ઍન્ડ્રૂઝ એમને ત્યાં જતા, ને રહેતા. બેસિલ સાહેબ દર્શનશાસ્ત્રના જ્ઞાતા અને ઉદાર દિલના હતા. ભારતીય તત્ત્વજ્ઞાન અને ધર્મ માટે એમને ખૂબ માન હતું.

'દુનિયાના ઇતિહાસમાં હિંદનું શું સ્થાન છે?' એ ઉપર મિ. વેસ્ટકોટે ખૂબ વિચાર કર્યો હતા. તેઓ કહેતા હતા કે: "ભારત વર્ષ એશિયાનું મગજ છે. વિચાર ત્યાંથી જ પેદા થાય છે." એ માનતા હતા કે જે બે પ્રજાઓએ દુનિયાના બુદ્ધિવિકાસમાં ઉમેરો કરી ઘણી મદદ કરી છે તે બે દેશો ભારત અને ગ્રીસ છે.

એક દિવસ એમણે ઍન્ડ્રૂઝને કહ્યું: "ભારત જ એશિયાની નેતાગીરી કરશે, જાપાન કદાપિ નહિ કરી શકે, ભારતે જ ચીન અને જાપાનને વિવેકના પાઠ પઢાવ્યા હતા. એશિયાની એકતા કરનાર ધર્મ એ બૌદ્ધધર્મ હતો. અને બૌદ્ધ ધર્મનો જન્મ ભારતમાં થયો હતો."

પાદરી સાહેબનું કહેવું હતું કે, ભારતવર્ષના વિચારકો જ બાઇબલનો અર્થ સારી રીતે કરી શકશે. તેમનો મત હતો: "અમે જે પશ્ચિમ દેશના રહેવાસીઓ છીએ તે સેંટ જૉનના ધર્મ પુસ્તકને નહિ સમજી શકીએ. વખત આવ્યે ભારત એનો અર્થ સમજાવશે."

મિ. એન્ડ્રૂઝ પાદરી સાહેબની સાથે ફરવા જતા હતા. તે વખતે હિંદુસ્તાન સંબંધી જ વાતો ચર્ચાયા કરતી હતી. પાદરી હોશિયાર, ધર્માત્મા અને પવિત્ર હતા, હિંદુકાળ અને બૌદ્ધકાળ ઉપર એમને પ્રેમ હતો. જર્મનીના અનેક તત્ત્વજ્ઞોનાં અનેક પુસ્તકો એમણે વાંચ્યાં વિચાર્યાં હતાં. પ્રોફેસર મેક્સમૂલર સાથે એમને ગાઢી મિત્રતા હતી. તેઓ વારંવાર એ પ્રોફેસરનાં વખાણ કર્યા કરતા હતા.

આ પાદરી દોસ્તની ખૂબ અસર એન્ડ્રૂઝ ઉપર થઈ. મિ. એન્ડ્રૂઝના બીજા સાથી તે પ્રોફેસર ઈ. જી. બ્રાઉન. લોકોએ એમનું નામ પર્શિયન બ્રાઉન પાડયું હતું. કારણ કે એ પર્શિયા એટલે કે ઈરાનમાં ઘણો વખત રહ્યા હતા, અને એમની સંગે ફારસીના અનેક વિદ્વાનો પણ રહેતા હતા. તેઓ ઈરાનના રાષ્ટ્રીય આંદોલનના મોટા પક્ષપાતી હતા. તેઓ ફારસી, તુર્કી અને અરબી ભાષા સડસડાટ બોલી શકતા હતા. ઇસ્લામ ધર્મ ઉપર તેમને ઘણો પ્યાર હતો. તેઓ કહેતા હતા કે: "ઇસ્લામ ધર્મની સભ્યતા યુરોપીય સભ્યતા કરતાં જુદા પ્રકારની છે, અને તે ઊંચી જાતની છે."

પૂર્વના દેશો માટે એમના હૃદયમાં ભારે માનની લાગણી હતી. પૂર્વના દેશોમાં મુસાફરી કરવાનું પણ એમને ખૂબ ગમતું, વાર્તાઓ કહેવામાં તો એ એક્કા હતા. મિ. એન્ડ્રૂઝ રાતના બાર બાર ને બે બે વાગ્યા સુધી મી. બ્રાઉનના પ્રવાસની મનોરંજક વાતો સાંભળવામાં મશગુલ બન્યા રહેતા હતા.

મિસર દેશની સ્વતંત્રતાને એ વખાણતા હતા. જે વખતે ફ્રાંસે, ઉત્તર આફ્રિકામા આવેલું મોરોક્કોનું ભક્ષણ કર્યું ત્યારે મિ. બ્રાઉને એ અન્યાયનો પાકો વિરોધ કર્યો હતો. આ બાબતમાં બહુ જ ઓછા અંગ્રેજોનો સાથ એમને મળ્યો હતો; છતાં ન્યાયની બાબતમાં એમણે ફ્રાન્સની લૂંટણનીતિ સામે વિરોધ ઉઠાવ્યો હતો.

પ્રોફેસર બ્રાઉન સાહેબ ઈ. સ. ૧૮૯૦ થી પેમ્બ્રોક કૉલેજમાં

કે જ્યાં શ્રી. ઍન્ડ્રૂઝ ભણેલા ત્યાં અધ્યાપક તરીકે કામ કરતા હતા. એમનું રહેઠાણ ઍન્ડ્રૂઝ સાહેબની ખોલી સામે જ હતું.

પ્રોફેસર વ્યાકન સાહેબે ઇસ્લામ મતનું જે ચિત્ર ઍન્ડ્રૂઝ સાહેબ સામે ખડું કર્યું હતું તે ખ્રિસ્તી ધર્મપુસ્તકોમાં હોય છે એના કરતાં તદ્દન જુદું જ હતું. યુરોપના ઇતિહાસની બાબતમાં પણ ઍન્ડ્રૂઝને એમણે સાચા વિચારો આપ્યા હતા.

આરબ-સભ્યતાએ યુરોપિયન લોકોના બુદ્ધિવિકાસમાં જે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો તે, અને એ આરબ-સભ્યતાએ જે રીતે વિજ્ઞાનનાં બીજ યુરોપની ભૂમિમાં વાવ્યાં હતાં, એ બધી વાતો પ્રોફેસર વ્યાકન સાહેબે મિ. ઍન્ડ્રૂઝને સારી રીતે સમજાવી દીધી. તેઓ કહેતા હતા કે યુરોપ બે જાતિઓનું ઋણી છે, "એક તો અરબ જાતિ અને બીજી ગ્રીક જાતિ."

**ખ્રિસ્તી મિશનરીઓનું ભારત**

ખ્રિસ્તી પાદરીઓ પૈકી જેઓ હિંદમાં રહીને પાછા ફરતા, તેઓ મિ. ઍન્ડ્રૂઝ આગળ હિંદ સંબંધી ઘણી જ ખોટી વાતો ઉપજાવી કાઢી રજૂ કરતા હતા.

મિ. ઍન્ડ્રૂઝ કહેતા: "બે ઉદાર મનના સદ્ગૃહસ્થોએ મારા વિચારો પર ભારે અસર કરી. એક ડરહામના પાદરી સાહેબે અને બીજા પ્રોફેસર વ્યાકન સાહેબે પરંતુ ભારતમાંથી પાછા ફરતા મિશનરીઓનો પણ થોડો ઘણો પ્રભાવ મારા મન ઉપર પડવા પામેલો. એ લોકો ભારત સંબંધી જે વાતો કરતા હતા તે બધી જ કાળી બાજુથી જ ભરેલી હતી. એ લોકોમાં કેટલાક ભલા માણસો પણ હતા, મોટા મોટા પંડિતો પણ હતા. એમાંના ઘણાએ વખાણવા યોગ્ય સ્વાર્પણ પણ કર્યો હતો. પરંતુ જ્યારે કોઈ મિશન અને ધર્મપ્રચાર સંબંધી વાતચીત થતી ત્યારે એમની વાતો હઠમાં અને સંકુચિત બની જતી. ભારત સંબંધી સંકુચિત વૃત્તિ દાખવવામાં બધા જ એકમત

થતા. એમને મોઢે કદી હિંદ સંબંધી વાતો નીકળતી નહોતી. બધાં જ એમ કહેતાં હિંદ એક અંધકારમય દેશ છે, કે જ્યાં દરેક જાતના દુર્ગુણો ભર્યા છે. જ્યાં પ્રકાશનાં બેચાર કિરણો જ નજરે પડે છે અર્થાત્ લોકો જ્ઞાનહીન છે. એક પાદરી મારા ખાસ દોસ્ત હતા. એ હિંદ અને હિંદી વિદ્યાર્થીઓની નિંદા કરતાં કરતાં એક વાર એમણે એમ કહ્યું હતું કે; 'એમનામાં અક્કલ ખૂબ હોય છે. આ મિશનરીઓ ભારતની સ્ત્રીઓ, અસ્પૃશ્યો, વિધવાઓ વગેરે સંબંધી કલંક કથાઓ ફેલાવ્યા કરતા હતા. પણ હિંદમાં આવ્યા પછી મારી ખાતરી થઈ છે કે એ વાતો ખરેખર એકતરફી હતી. આ વાતો એકલા પાદરીઓ ફેલાવતા હતા એટલું જ નહિ, પણ સ્ત્રી પ્રચારકો સુદ્ધાં મીઠું મરચું ભભરાવીને વાતો પ્રચારમાં મૂકતી હતી.

**पिताजीना विचारोनी असर**

મિ. ઍન્ડ્રૂઝના પિતા જૂના વિચારના હતા. એ બ્રિટિશ સરકારના ન્યાયમાં અને હિંદના ઇતિહાસની બાબતમાં એકતરફી વિચાર ધરાવતા હતા. બાળપણના સંસ્કારોને લીધે મિ. ઍન્ડ્રૂઝ પણ એવા વિચારોને માનતા હતા. એ કહેતા:

"પિતાજી ઘણા પાકા કોન્ઝર્વેટીવ હતા. એમને જે જાતની કેળવણી મળી હતી તે અનુદાર પાર્ટીના વિચારોની મળી હતી. તેઓ પહેલા નંબરના દેશભક્ત હતા, પરંતુ એમની દેશભક્તિ સંકુચિત હતી. નાનપણમાં હું પણ એવા જ વિચારનો હતો. પરંતુ આગળ જતાં પિતાજીના વિચારમાં બહુ ભારે પલટો થઈ જવા પામ્યો હતો.

બ્રિટિશ લોકો હિંદીઓ સાથે આટલું બધું બૂરું વર્તન ચલાવે છે, એ વાતનું વૃદ્ધાવસ્થામાં એમને ખૂબ જ દુઃખ થતું હતું."

મિ. ગોખલેની પરવાનગીથી મહાત્મા ગાંધીજીને મદદ કરવા સારુ મારે દક્ષિણ આફ્રિકા જવાનું થયું. અને તે વખતે હું ફીજીના ભારતવાસીઓની દશા જોવા ફીજીદ્વીપ પણ ગયો એ સમાચાર જાણીને

મારા પિતાજી ખૂબ પ્રસન્ન થયા હતા. તેઓ મારાં આવાં કામોમાં પૂરેપૂરા મળતા હતા. પરંતુ જ્યારે હું નાનો હતો ત્યારે એ પક્કા 'અનુદાર દળવાળા' હતા. એટલે સુધી કે ઉદાર મતવાદી મિ. ગ્લેડસ્ટનનો એ કડક વિરોધ કરતા હતા. ગ્લેડસ્ટનના 'હોમરૂલ'ના વિચારને અયોગ્ય સમજતા હતા; અને બ્રિટિશ રાજ્ય પ્રત્યે એમનો અનન્ય ભક્તિભાવ હતો. એમનું ચોક્કસ માનવું હતું કે: 'આ દુનિયામાં સર્વોત્તમ વસ્તુ જો કોઈ હોય તો તે બ્રિટિશ સામ્રાજ્ય જ છે.' મને એ બ્રિટિશ સામ્રાજ્યની ખૂબીઓ સમજાવ્યા કરતા હતા, અને તેનાં વખાણ કરતાં ધરાતા નહોતા, એઓ મને હેસ્ટિંગ્સ અને ક્લાઇવ સંબંધી વાર્તાઓનાં પુસ્તકો વંચાવ્યા કરતા. મને અચ્છી તરેહ યાદ છે કે, એક વખત એમણે મને એક ચિત્રોવાળું પુસ્તક વાંચવા આપ્યું હતું. એ પુસ્તકમાં બ્રિટિશ સામ્રાજ્યે કેવી કેવી બહાદુરી વાપરીને બ્રિટિશ સલ્તનતનાં બી રોપ્યાં તેનું ફાંકડું વર્ણન કર્યું હતું. એ પુસ્તકમાં ઘણાં અન્યાયપૂર્ણ યુદ્ધોની વાર્તાઓ પણ હતી. અંગ્રેજોએ ચીનમાં કેવી જબરદસ્તીથી અફીણ ઘુસાડ્યું તેનાં વખાણ કરેલાં હતાં. અને એ માટે લડવા પડેલા યુદ્ધનું વર્ણન પણ આપ્યું હતું.

એ પુસ્તકમાં એક ચિત્તાકર્ષક છબી પણ હતી. એ છબીમાં અંગ્રેજ જળસેના ચીની નૌકાઓ ઉપર ધા કરતી અને કબજે કરતી બતાવી હતી."

"નાનપણમાં મગજમાં જે અસત્ય વાતો ઘર કરે છે, એને કાઢતાં ઘણી મુશ્કેલી પડે છે. બાળપણમાં મને એકપણ વાત એવી બતાવવામાં નહોતી આવી કે: અંગ્રેજોએ ભારતમાં કંઈપણ અન્યાય કર્યો છે. મારા મગજ ઉપર એક જ વાત સચોટ થઈ ગઈ હતી કે: દુનિયામાં કોઈપણ પ્રશંસનીય વાત હોય તો તે અંગ્રેજોનો ભારતમાં રાજ્ય કારભાર છે.

પિતાજીની બાબતમાં તો આ જાતની માન્યતા એ નર્યો ધાર્મિક

વિશ્વાસરૂપ બની ગઈ હતી. તેમાં એમનો દોષ જરાય નથી, કેમ કે તેઓ અનુદાર મંડળમાં ઊછર્યા હતા. અને સાથેસાથ એઓ એમ માનતા હતા કે: 'દૈવી બ્રિટિશ સામ્રાજ્યનો મહિમા અનંત છે!' પણ હિંદુસ્તાનમાં આવ્યા પછી બધી વાતો નજરે જોઈને, અહીંની ખરેખરી હાલત અને અંગ્રેજોની કપટનીતિ સંબંધી તમામ વાત પિતાજીને મેં પત્રમાં લખી જણાવી ત્યારે એમને ખૂબ જ નવાઈ લાગી.' જ્યારે હું આવી બધી જૂની વાતો યાદ કરું છું ત્યારે મને થાય છે કે કોલેજમાં પહોંચ્યો ત્યાં સુધી ઉદાર દળના રાજનૈતિક વિચારો સંબંધી મને કશી જ ગતાગમ પડી નહોતી. હું પિતાજીના વિચારોનો પૂજારી હતો, અને એ પોતે જૂના વિચારના અનુયાયી હતા.

પિતાજી બર્મિંગહામના રાજનૈતિક નેતા હતા, અને સારા ભાષણકાર પણ હતા. હું તેમના વિચારોમાં રંગાઈ ગયો હતો. તોપણ કૉલેજમાં ગયા પછી મોરા વિચારોમાં કેટલોક ફેરફાર થઈ ગયો હતો. અને 'મજૂરદળ'ના પ્રશ્નોનો વિચાર કર્યા પછી મેં પિતાજીના કેટલાક જૂના વિચારોને છોડ્યા પણ હતા, તોપણ ઈ. સ. ૧૯૦૪ માં હિંદુસ્તાનમાં આવ્યો ત્યાં સુધી હું એ જૂના વિચારોની સાંકળમાંથી પૂરેપૂરો મુક્ત થયો નહોતો."

આ પ્રમાણે જ્યારે મિ. ઍન્ડ્રૂઝ કૉલેજમાં ભણતા હતા ત્યારે ભારત વિષે એમના વિચારો ગોટાળાભર્યા અને અનિશ્ચિત હતા. એક તરફથી ડરહામના લૉર્ડ બિશપે તેમને હિંદુઓના અતીતકાળનો મહિમા બતાવ્યો હતો, અને પ્રોફેસર બ્રાઉન સાહેબે તેમને મુસ્લિમ સભ્યતાનું બરાબર ભાન કરાવ્યું હતું; પરંતુ બીજી તરફથી ખ્રિસ્તી મિશનરીઓએ ભારતના ઘોર અંધકારનું-કલંકનું કાળું દર્શન કરાવ્યું હતું. મિ. ઍન્ડ્રૂઝને એવો કોઈ જ ઉદાર પાદરી નહોતો મળ્યો કે જે એમને હિંદ સંબંધી સાચી વાતો સમજાવે.

**पिताजीना सम्प्रदायनो त्याग अने जाति- मांथी बहिष्कार**

અને ૧૮૧૫ માં મિ. એન્ડ્રૂઝ પરીક્ષાની તડામાર તૈયારી કરી રહ્યા હતા, ત્યારે એમના જીવનમાં એક ભારે ક્રાન્તિ થઈ. પિતાજીના ધાર્મિક વિચારોમાં એમનો જે અડીખમ વિશ્વાસ હતો તે ઊડી ગયો. પિતાજી તો માનતા હતા કે પુત્ર એમના ધર્મનો પ્રચારક બને. પણ એમણે તો પિતાજીને સ્પષ્ટ સંભળાવી દીધું કે 'હું સંપ્રદાયનો પ્રચારક થવા ઇચ્છતો નથી.' એમના આ સ્પષ્ટ ઉત્તરથી બહુ જ ખરાબ પરિણામ આવ્યું. એમને જાતિભાઈઓમાંથી અલગ કરી નાખવામાં આવ્યા. આ સંબંધમાં એ પોતે કહે છે કે: "જેટલી મુશ્કેલી મને એ વખતે પડી એટલી આખી જિંદગીમાં કદી જ પડી નથી."

જાતિ બહિષ્કારનો અર્થ અને તેનું પરિણામ પણ મિ. એન્ડ્રૂઝના શબ્દોમાં સાંભળવું ઠીક પડશે. એઓ કહે છે કે: 'અમારે ત્યાં દેવળોમાં એક વિશેષ પ્રકારની પૂજા થાય છે, જેને પવિત્ર સંગતિ કહે છે, એ અત્યંત પવિત્ર મનાય છે. જે લોકો આ "હોલી-કોમ્યુનિયન"-પવિત્ર સંગતિમાં એકઠા થાય છે તે પોતાના પાપો માટે પસ્તાવો કરે છે, અને હંમેશાં પવિત્ર જીવન જીવવાના શપથ લે છે.

સદાચારી માણસો જ એમાં ભેગાં થાય છે. કોઈપણ દુરાચારી એમાં પેસી જવા ન પામે એ બાબત ખાસ ધ્યાન રાખવામાં આવે છે. જેમના ચરિત્રમાં કોઈપણ દૂષણ, હોય છે તે આપ મેળે જ અળગાં રહે છે. મારાં માબાપ વરસોથી એ પૂજામાં ભાગ લેતાં આવ્યાં હતાં, કેમ કે મારા પિતાજી 'અર્વિંગાઈટ' સંપ્રદાયના મુખી હતા. એથી જ એ સંપ્રદાયનાં ઘણાં માણસો એમનાં અનુયાયી બન્યાં હતાં. 'અર્વિંગાઈટ સંપ્રદાયની ઘણી વાતો હું માનતો નથી'

એવો વિચાર મેં એવો જાહેર કર્યો કે તરત જ મારો બહિષ્કાર પોકારવામાં આવ્યો. હવે હું એ પ્રાર્થનામાં ભળી શકતો નહોતો. મારા આ મતપરિવર્તનથી મારી બાના હૃદયને ભારે આઘાત થયો. એ વખતે મને થોડોઘણો સંતોષ જે કંઈ હતો તો તે એ કે આ કામ મેં મારા અંતરાત્માને અનુકૂળ થઈને કર્યું હતું.

હિંદમાં જ્ઞાતિથી તરછોડાયેલા લોકોની જે દશા થાય છે તેવી મારી પણ થઈ. એક મોટું દુઃખ તો મને એ હતું કે, પિતાજીને આ વખતે હૃદયની કમજોરીનું દરદ લાગુ પડ્યું હતું. તેથી મારા આ પગલાથી પિતાજીના હૃદયને આઘાત ન પહોંચે એ બાબતની ચિંતા મને ખાસ રહ્યા કરતી. તેમના હૃદય ઉપર ભોગજોગે અસર થાય તો તેમનું હૃદય બંધ પડી જાય અને એમના મોતનું કારણ હું ગણાઉં. પિતાજી આ દિવસોમાં મારી સાથે મારા મતપલટા સંબંધી વાદ-વિવાદમાં ઊતર્યા કરતા. ચર્ચાનો જોસ એમના મંદ હૃદય માટે સારો નહિ. એટલે હું એવી જ તદબીર કર્યા કરતો, કે જેથી વાદ-વિવાદનો પ્રસંગ જ ન ઊભો થાય.

પિતાજી તો કોઈ પણ પ્રકારે મારા બહિષ્કારના દુઃખનો ઘૂંટડો ગળી ગયા, પરંતુ મારી માને એ ખૂબ સાલ્યું. પહેલાં પ્રત્યેક રવિવારે હું મારી માતા સાથે ઉપરોક્ત પૂજામાં જતો હતો. પિતાજી પણ જતા હતા, પરંતુ હું તો હંમેશાં માતાજીને પડખે જ ઊભો રહેતો. આ વરસોથી બન્યા કર્યું હતું, પણ મારા બહિષ્કાર પછી જ્યારે જ્યારે રવિવાર આવતો, ત્યારે ત્યારે માતાજીને અત્યંત દુઃખ થતું. હું એમની સાથે દેવળમાં જઈ શકતો નહોતો, તે વારંવાર ઉચ્ચરતાં હતાં કે: 'આવો બનાવ મારા ઘરમાં કદી બન્યો નથી.' આ બધી મુશ્કેલી મારી પરીક્ષાના એકાદ અઠવાડિયા પહેલાં ઊભી થઈ હતી.

એક વાર છ અઠવાડિયાં સુધી મેં બધું જ ભણવા ગણવાનું

બંધ કરી દીધું, અને એ જ વિચાર કર્યો કર્યો કે: 'અર્વિંગાઈટ સંપ્રદાય ઉપરની શ્રદ્ધા મારા અંતઃકરણને અનુકૂળ છે કે નહિ?'

૭ અઠવાડિયાં લગી લાગટ વિચાર કર્યા પછી મેં મારા વિચાર માતાપિતાને જણાવી દીધા. આ નિશ્ચય પર આવતાં પહેલાં મારે ભયંકર માનસિક વેદનાઓ વેઠવી પડી. મારી કસોટીના આ વખતે મને મિ. બેસિલની ભારે મદદ હતી.

આ ધર્મમંથનને લીધે ભણવા કરવામાં ભારે અડચણ પડતી હતી. મારા એ ભલા મિત્રે મને સલાહ આપી કે 'પરીક્ષાની વાત તરત માટે મારે છોડી દેવી અને ધર્મના ગૂંચવાડાનો નિવેડો પ્રથમ આણી દેવો." પરંતુ ફેલોશીપ જતી કરવાને મારું દિલ ચાલતું નહોતું.

ફેલોશીપ મેળવવાને એઓ પાત્ર ગણાતા કે જેમનું પહેલું વિદ્યાર્થીજીવન પણ બહુ ઝળકતું નીવડ્યું હોય, અને એ છેલ્લી પરીક્ષામાં પણ સર્વોત્તમ નીવડ્યો હોય.

અત્યારસુધી મેં જે સાફળતા મેળવી હતી તે આ હતી. બી. એ. માં પ્રથમ વર્ગમાં પ્રથમ નંબરે હું ઉત્તીર્ણ થયો હતો. ગ્રીક અને લેટિનના વિષયો મેં માન (ઑનર) સાથે પાસ કર્યા હતા. યુનિવર્સિટીનાં બે મોટાં ઇનામો મેળવ્યાં હતાં. એક તો યુનિવર્સિટીની સ્કોલરશીપ અને બીજું એક નિબંધલેખન બદલનું ઇનામ.

પરીક્ષકો વિદ્યાર્થીઓની પાછલી સફળતા જાણીને પણ નંબર આપે છે. આ ધાર્મિક અડચણને લીધે છેલ્લી પરીક્ષામાં મને ફર્સ્ટ-ક્લાસ મેળવવાની આશા નહોતી રહી. કેમ કે એ દિવસોમાં આખો દહાડો ધાર્મિક વિચારો જ આવ્યા કરતા હતા. તેથી મારા પ્યારા મિત્ર મિ. વેસ્ટકોટની સલાહના જવાબ તરીકે મેં પૂછ્યું : " આ પરીક્ષામાં થિયોલોજીમાં પ્રથમ વર્ગમાં જો પાસ ન થવાય તો ફેલોશીપ મળવી મુશ્કેલ થઈ પડે, આ બાજુ આ ગૂંચવણભર્યો પ્રશ્ન

મને મૂંઝવણમાં નાખી રહ્યો છે. એ ગૂંચવણનો ઉકેલ કરવાનું કામ થોડાં અઠવાડિયાં મુલતવી રાખું કે હમણાં જ નિકાલ આણી દઉં ? કહો હું શું કરું ?" મિ. વેસ્ટકોટે બાઇબલ ખોલી નીચેનું વાક્ય બતાવ્યું : "સૌથી પ્રથમ તમે પરમાત્માના રાજ્ય અને તેના ધર્મની પ્રાપ્તિને માટે પ્રયત્ન કરો, બીજી બધી દુનિયાદારીની ચીજો તો તમને ફરી આપોઆપ મળી રહેશે."

વધુમાં તેમણે ઉમેર્યું : "જો તમે તમારા અંતરના પ્રશ્નને પાછળ રાખીને પરીક્ષાની સફળતાના પ્રશ્નના ઉકેલ પાછળ મંડશો. તો એનો અર્થ એવો થશે કે તમે પરમાત્માના રાજ્યના પ્રશ્નની ઉપેક્ષા કરી રહ્યા છો." મેં કહ્યું : "શું આ સવાલનો પરીક્ષાના છેડા સુધી નિકાલ નહિ જ આવે ?"

મિત્રે કહ્યું : "મારી માન્યતા તો ચોક્કસ એવી છે કે તમે પરીક્ષાની જરાય દરકાર ન કરો. પ્રથમ એ ધાર્મિક ગૂંચવણભર્યા પ્રશ્નનો તોડ કાઢી નાખો. અગર તમે મારી સલાહ નહિ માનો તો આપણી મિત્રતામાં વાંધો પડી જશે."

"મેં આ વાત ઉપર ખૂબ ગંભીરતાપૂર્વક વિચાર કર્યો. આખરે મારા અંતરાત્માએ પણ એ વાત કબૂલ રાખી. મેં એવો નિશ્ચય કર્યો કે : "પ્રથમ ઘેર જઈને અર્વિંગાઈટ ધર્મને તિલાંજલિ દઈ આવીશ. એમાં ભલે ગમે તેટલા દિવસો બગડે. પરીક્ષાની પરવા કરવી નથી."

જ્યારે આ વાત મારા શિક્ષક મહાશયોએ જાણી ત્યારે તેઓ બધા જ નારાજ થયા. તેમણે મને મૂર્ખો કહી હસી કાઢ્યો. પરંતુ એક શિક્ષક કે જેમને માટે મને ભારે માન હતું તેઓ એ બધાથી જુદા પડ્યા. તેમનું નામ મિ. પ્રાયર હતું. એ ડૉક્ટર વેસ્ટકોટના જમાઈ થતા હતા, મારો નિશ્ચય માતાપિતા આગળ જાહેર કરવાને હું આવ્યો ત્યાર પહેલાંનાં મારાં છ અઠવાડિયાં આખાં જ ચિંતામાં

પસાર થઈ ચૂક્યાં હતાં. પરીક્ષાને હવે માત્ર ત્રણ અઠવાડિયાં જ બાકી રહ્યાં હતાં. હું એટલો બધો મૂંઝાઇ ગયો હતો કે મને કશી સમજ પડતી નહોતી. વાંચવા લખવાની મહેનત કરવાનું મને જરાય મન થતું નહોતું. મેં મારો નિશ્ચય માતાપિતાને જણાવી દીધો અને એમનો ધર્મ છોડી દઈ હળવો બન્યો. ત્યાર પછીનાં ત્રણ અઠવાડિયાં સુધી મેં ખૂબ આરામ લીધો અને દરરોજ ત્રણ ત્રણ કલાક પરીક્ષા આપવાનાં પુસ્તકો ઉથલાવવા મંડયો. ગોખણપટ્ટીનો હું કટ્ટર વિરોધી છું. મારું મક્કમ માનવું છે કે પરીક્ષાના દિવસો નજીક આવતાં જે વિદ્યાર્થીઓ ઘોર પરિશ્રમ પૂર્વક પોતાના મગજને ખરાબ કરી નાખે છે, તેઓ ઘણી ભારે ભૂલ કરે છે. પરીક્ષા થઈ ત્યારે મારું મગજ તદ્દન સાફ ને શાંત હતું. મેં બધા પ્રશ્નોના જવાબ સારી રીતે લખ્યા. પરિણામ એ આવ્યું કે હું ફર્સ્ટ ક્લાસમાં વિશેષ સન્માન સાથે પાસ થયો."

આ પરીક્ષામાં પાસ થવાથી કોલેજમાં વ્યવસ્થાપક મંડળીના ૧૧ આગેવાનોમાં મી. એન્ડ્રૂઝ ઉમેરાયા. કેમ્બ્રિજ યુનિવર્સીટીની કોઈપણ કોલેજની ફેલોશીપ મેળવવી એ કંઈ હાંસીખેલની વાત નથી. એ યુનિવર્સિટીની ફેલોશીપ એ જ વિદ્યાર્થી મેળવવા ભાગ્યશાળી બને છે કે જે યથાર્થ વિદ્યાર્થી હોય. આપણે અહીં ભારત દેશમાં ફેલોશીપ એટલી બધી સોંઘી ને સહેલી બનાવી દેવાઈ છે કે ન પૂછો વાત. અહીંના ફેલોશીપ મેળવનારા મોટે ભાગે એવા હોય છે કે જેમનામાં વિદ્વત્તાને નામે બસ મોટું મીંડું હોય છે.

कोलेज जीवन उपर एक दृष्टि

મિ. એન્ડ્રૂઝ કોલેજ જીવન ઉપર વિચાર કરતાં બે વાતો તરફ આપણું ખાસ ધ્યાન ખેંચાય છે. પ્રથમ એ કે તેઓ પોતાની તેજ બુદ્ધિને લીધે કોલેજના એક રત્ન સમાન હતા. અને બીજી વાત એ કે તેમના કોલેજ જીવનનો મોટો

ભાગ તેમના ધર્મસંબંધી ગૂંચવણભર્યા પ્રશ્નનો ઉકેલ કરવામાં વીત્યો હતો. આ ધાર્મિક પ્રશ્નોને લીધે એમને એટલું બધું માનસિક દર્દ સહન કરવું પડયું હતું કે કદી કદી તો એ છેક જ નિરાશ બની જતા. જે બાબતો પર એમને પ્રથમ પૂરેપૂરી શ્રદ્ધા હતી તે બાબતો સંબંધી હવે તેમના દિલમાં ઘણી ઘણી શંકાઓ ઊઠવા લાગી. મુખ્યત્વે કરી બે પ્રશ્નોએ તો એમને ખૂબ ખૂબ હેરાન કરીનાખ્યા હતા. એક પ્રશ્ન તો એ હતો કે: "શું આત્માને અનંત વખત સુધી દંડ દઈ શકાય છે? અને નરક જેવી કોઈ જગા છે? બીજો પ્રશ્ન એ હતો કે શું બાઇબલનો પ્રત્યેક શબ્દ સાચો છે?" મિ. ઍન્ડ્રૂઝના પિતાજીનું દૃઢપણે માનવું હતું કે પાપી આત્માઓને સદાને માટે નરકમાં નાખવામાં આવશે, બાઈબલ ખરેખર શંકાથી પર છે. પરંતુ આપણા ચરિત્રનાયક ઍન્ડ્રૂઝ સાહેબને એ બંને સિદ્ધાંતો ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો હતો. એ સંબંધમાં તેઓશ્રી કહે છે કે: "મારા પિતાજી બાઇબલ બિલકુલ શંકારહિત છે, હરેક બાબતમાં એ આધારભૂત છે એમ માનતા અને જે લોકો બાઇબલમાં શંકા લાવતા તેમને એ ચરિત્રભ્રષ્ટ સમજતા હતા. અર્વિંગાઈટ સંપ્રદાયનો મેં ત્યાગ કર્યો એથી એમને જેટલું દુઃખ ઊપજેલું એટલું જ દુઃખ બાઇબલ સંબંધી મારી શંકાના સિદ્ધાંતથી પણ ઊપજેલું."

મારા પિતાજી દલીલ કરતા કે: "મને લાગે છે કે તારા આચરણમાં કયાંક ને ક્યાંક ક્ષતિ હોવી જોઈએ, નહિ તો બાઇબલને શંકાથી પર ગણવાનું તું શા છોડી દે? તને તારી પોતાની સૂક્ષ્મબુદ્ધિનું અભિમાન છે. એવી રીતનું અભિમાન કદી ન રાખીશ, કેમ કે અભિમાન રાક્ષસી સ્વભાવનું પ્રલોભન છે." ખરી રીતે વાત એમ હતી કે જ્યાંસુધી હું એવો વિશ્વાસ રાખતો રહ્યો કે બાઇબલનો પ્રત્યેક શબ્દ સત્ય છે; ત્યાંસુધી મારી બુદ્ધિ ગુલામીની જંજીરમાં જકડાએલી રહી હતી. એ શ્રદ્ધાને તિલાંજલિ આપવાથી જ મારી બુદ્ધિ સ્વતંત્ર થઈ.

બાઇબલ શંકારહિત છે એમ માનવું મેં છોડી દીધું, તેની સાથે જ આત્મા અનંતકાળ સુધી દંડ ભોગવી રહ્યો છે એ વાત પણ સહેલાઈથી છૂટી ગઈ. મેં મારા મનમાં કહ્યું કે: "બાઇબલમાં જ્યારે એમ લખ્યું છે કે કેટલાક આત્માઓને અનંતકાળ સુધી નરકની સજા ભોગવવી પડશે. ત્યારપછી બાઇબલ શંકારહિત છે જ નહિ એમ મનાય જ શી રીતે?"

આ પ્રકરણ સમાપ્ત કરતા પહેલાં એક વાત રજૂ કરવાની છે. તે એ છે કે: મિ. એન્ડ્રૂઝ પિતાજીની આજ્ઞા પાળનાર પુત્ર તરીકે રહ્યા છે; પરંતુ જ્યાં આગળ પિતા અને અંતઃકરણની આજ્ઞા વચ્ચે વિરોધ ઉપસ્થિત થનો ત્યાં આગળ તેઓ નમ્રતાપૂર્વક પિતૃઆજ્ઞાને અળગી કરી અંતરાત્માની આજ્ઞાને જ વશ થતા.

કૉલેજ જીવન પૂરું કર્યા પછી મિ. એન્ડ્રૂઝે નિર્ધન મજૂરોમાં રહી, તેમના જેવું જ જીવન જીવીને જે મોટું કામ કર્યું. તેની વાત આપણે હવે કરીશું.

૩

# દીન-દુઃખીની સેવા અને ધર્મપ્રચાર

કૉલેજના દિવસો પૂરા કર્યા પછી મિ. ઍન્ડ્રૂઝે લગભગ ચાર વરસ સુધી ગરીબ દુઃખિયા લોકોની સેવામાં વિતાવ્યાં. એ ચાર વર્ષ મોટે ભાગે એમણે બે ઠેકાણે પૂરાં કર્યાં હતાં.

(૧) સંડરલૅન્ડ (૨) વાલવર્થ (દક્ષિણ પૂર્વ લંડન)

કૉલેજ છોડીને તરત જ સંડરલૅન્ડમાં કામ શરૂ કર્યું. આ વખતે એ ધર્મપ્રચારક બન્યા નહોતા. વાલવર્થ ધર્મપ્રચારક બન્યા પછી ગયા હતા. આ બંને સ્થળે રહેવાથી એમને ખૂબ અનુભવ થયા.

મિ. ઍન્ડ્રૂઝની પ્રવૃત્તિ ખાસ કરીને ધાર્મિક હતી. એમને રાજનૈતિક પ્રવૃત્તિ તરફ ખાસ ખેંચાણ નહોતું. પ્રાર્થના, ઈશ્વરભક્તિ, ધ્યાન, અને સ્વાધ્યાયમાં એમનું મન જેટલું સહેલાઈથી પરોવાતું, એટલું રાજનીતિની કૂટ વાતોમાં લાગતું નહોતું.

દીન-દુઃખીઓ તરફ એમનો ખૂબ ભાવ હતો, અને એમની સેવા કરવાની પણ ઉત્કટ ઇચ્છા એમનામાં હતી, હિંદમાં આવવાનો વિચાર પણ એમના મનમાં હતો. પરંતુ તે પહેલાં દીન-દુઃખીઓની સાથે રહી તેમની સેવા કરવાનું પણ એમણે નક્કી કરી રાખ્યું હતું. એ પોતે કહે છે કે: "મેં એ નક્કી કર્યું હતું કે જો હું ગરીબોની વચ્ચે રહીશ તો તેમના જેવો જ થઈ ને રહીશ; એમનાથી અનોખો થઈ ને નહિ. મેં મારા હૃદયથી વિચાર્યું કે પ્રભુ-ઈશુ પોતે નિર્ધન

લોકોની વચ્ચે નિર્ધન થઈને રહ્યા હતા, અને જેઓ ખ્રિસ્તી પ્રચારકો થઈને પોતે પ્રભુ ઈશુના આદર્શનું પાલન કરતા નથી. તેઓ સાચા પ્રચારક કદી બની શકવાના નથી. ગરીબોની વચ્ચે જાતે અમીર બનીને રહેવું; અને ધર્મોપદેશક હોવાનો દાવો કરવો એ વાત ઈશુના આદર્શને પહોંચવા માટે તદ્દન બેહુદી છે —પ્રભુનું અપમાન કરવા જેવી છે.”

એ જમાનામાં વિલાયતમાં મજૂરોને અઠવાડિયે ૨૫ શિલિંગ પગાર અપાતો હતો. મિ. એન્ડ્રૂઝે દર અઠવાડિયે ૧૦ શિલિંગમાં ગુજરાન કરવાનું નક્કી કર્યું; કેમ કે તેઓ અવિવાહિત હતા. આમ કરવામાં એમને ઘણી મુશ્કેલી વેઠવી પડતી હતી, એટલે લગી કે મોટે ભાગે એમને લગભગ ભૂખ્યે પેટે જ સૂઈ રહેવું પડતું હતું. નિયત કરેલા એ ૧૦ શિલિંગમાંનો એક એક પેન્સ ખૂબ વિચારપૂર્વક એમને વાપરવો પડતો, કેમ કે વધારે ખર્ચ થઈ જાય તો પેટ પૂરતો ખોરાક મેળવવાનું અસંભવ થઈ પડે તેમ હતું. જે માણસ મિ. એન્ડ્રૂઝને માટે ખાવાનું બનાવતો હતો તે હમેશાં ચિંતામાં રહેતો હતો કે કંઈ એઓ ભૂખ્યા ન રહે.

મિ. એન્ડ્રૂઝે કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયની ઊંચી પરીક્ષા પાસ કરી હતી એટલે સારી મોભાદાર નોકરી મળી શકે તેમ હતી, અને પોતે મોજથી જીવન વિતાવી શકે તેમ હતા; છતાં એમને ધનવાન થવા તરફ જરાય ધ્યાન નહોતું આપ્યું. એમને લક્ષ્મીનંદન થવું ગમતું નહોતું.

ગરીબો સાથે વસવાથી એમને ઘણા સરસ અનુભવો થયા. પોતાની આ તપસ્યાને પરિણામે, મજૂરોને પોતાનું પેટ ભરવાને કેટલી મુશ્કેલી વેઠવી પડે છે, તેનો સચોટ ખ્યાલ તેમને આવી ગયો.

ચાર વરસ સુધી મજૂરોની માફક જ એ રહ્યા. લંડનની આ કઠોર તપશ્ચર્યાને પરિણામે એમને ખૂબ સફળતા મળી. આફ્રિકામાં—ફીજીના ગુલામો વચ્ચે કે પંજાબના માર્શલ લૉના અત્યાચાર વખતે

એ જ્યાં જ્યાં રખડયા, ત્યાં ત્યાં જેવું મળ્યું તેવું ખાઈને પોતાનું કામ કર્યે ગયા.

હિંદી યુવકોએ મિ. એન્ડ્રૂઝના જીવન ઉપરથી બોધ લેવો ઘટે છે કે–નિર્ધન મનુષ્યોની સેવા કરવાની ઇચ્છા થાય તે પહેલાં નિર્ધનની પેઠે જીવન વિતાવવું જોઈએ, કે જેથી નિર્ધનોની મુશ્કેલીઓનો ખ્યાલ આવી શકે.

ગરીબો વચ્ચે રહેવાથી મિ. એન્ડ્રૂઝને ઘણા ગરીબો સાથે મૈત્રી થઈ હતી. મજૂરદળનાં મંડળોમાં પણ એ જોડાઈ ગયા હતા. એમને મજૂરોની મુસીબતો જોઈને થયું હતું કે: '**બિચારા મજૂરો કલાકો સુધી શરીર જીર્ણ કરી નાખીને મહેનત કરે છે છતાં એમને પેટપૂર અનાજ મળતું નથી; ત્યારે પૂંજીવાળા સટ્ટા રમી રમીને લખપતિ–કરોડપતિ બની જઈ મોજ ઉડાવે છે. આ તફાવતને તેઓ અસહ્ય અને અન્યાયપૂર્ણ માનતા હતા.**

મજૂરોના આગેવાનો મિ. એન્ડ્રૂઝને કહ્યા કરતા હતા કે: "જૂઓ મિ. એન્ડ્રૂઝ આ પૂંજીવાળા મજૂરોનું લોહી ચૂસી ચૂસીને બારેમાં બારે લાભ મેળવે છે; ત્યારે આ બિચારા મજૂરો માટે લૂખો સૂકો રોટલાનો ટુકડો જ બાકી રહે છે." આ વાત સમજવી એન્ડ્રૂઝ માટે સહેલી હતી; કેમ કે એ પોતે ૧૦ શિલિંગમાં અઠવાડિયું ખેંચી કાઢતા હતા. તેથી જ એમને સમજાતું હતું કે: પૂંજીવાળા અત્યંત અન્યાયપૂર્ણ વર્તન ચલાવી રહ્યા છે.

મિ. એન્ડ્રૂઝ પોતાના જાત અનુભવો લખતાં લખે છે કે: "લોકો મને પૂછે છે કે તમારા જીવનનો સર્વોત્તમ સમય કયો?" હું તેમને ઝટ જવાબ દઈ દઉં છું કે, "કેમ્બ્રિજ યુનીવર્સિટી છોડયા પછીનાં ચાર વર્ષ એ જ મારી જિંદગીનો સર્વોત્તમ સમય છે." કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયમાં હું ૬ વર્ષ રહ્યો. સને ૧૮૯૫ માં મારું

બહુતર ખલાસ થયું. તે પછી હું ટાઈન નદીને કિનારે ધર્મપ્રચાર કરવા ગયો."

ઈંગ્લંડની ઉત્તરે સંડરલેન્ડ નામનું એક મોટું શહેર છે. ત્યાં વહાણો બને છે. ચારે તરફ જ્યાં જુઓ ત્યાં કારખાનાં જ કારખાનાં નજરે પડે છે.

ત્યાં આખો વખત ખૂબ જ ધમાલ મચી રહેતી જણાય છે.

એન્ડ્રૂઝ સાહેબ કહે છે કે:—

"સંડરલેન્ડના માંકવિયરમાઉથ નામે મહોલ્લામાં મારે ધર્મપ્રચારનું કામ કરવાનું હતું. ત્યાં એક દેવળ હતું. આ ધમાલિયા નગરમાં આ દેવળ એ એક જ શાંતિનું સ્થાન હતું. બાકી તો બીજે બધે ઠેકાણે રાતદહાડો ખટાખટ ને ધડાધડના અવાજો આવ્યા કરતા હતા. જ્યાં વહાણો બનતાં હતાં ત્યાં હજારો મજૂરો કામ કરતાં હતાં. એ મજૂરોની જિંદગી ખૂબ અનીતિમય ને દુરાચારી હતી. એ જુગાર રમતા હતા, દારૂ પીતા હતા, અંદરોઅંદર ખૂબ લડતા હતા, વ્યભિચાર પણ ભયંકર રીતે ચાલતો હતો. દર શનિવારે મજૂરોને અઠવાડિયાનો પગાર મળતો હતો. મજૂરોમાં કારીગરો પણ હતા. તેમને તો ભારે પગાર મળતો હતો; પરંતુ સામાન્ય મજૂરોને ઠીકઠીક મળતો.

ધનિકોનો એક જ ઉદ્દેશ હતો કે: કોઈપણ ભોગે જલદી જલદી વહાણ તૈયાર થઈ જાય. મજૂરોને પેટપૂર ખાવાનું મળે છે કે નહિ, એ કેવી રીતે રહે છે, એમનું વર્તન કેવું ખરાબ થઈ જાય છે, એ તરફ ધનવાનો જરાય ધ્યાન આપતા નહોતા.

સંડરલેન્ડમાં રહેવાથી એ વાતો બરાબર સમજાઈ. બીજાની નિંદા કરતા પહેલાં આપણે એની પરિસ્થિતિનો ખ્યાલ કરવો જોઈએ. બીજી વાત એ પોતાનાં શહેરોની પરિસ્થિતિ સારી રાખવાનું અને તેને સુધારવાનું કામ પૂરેપૂરી રીતે અદા કરવાની ફરજ રાજ્યની છે. કારખાનામાં વહાણ બનતાં હતાં તેના દરવાજા બહાર જ દારૂનાં

પીઠાંની હારની હાર હતી. દિવસભરના થાક્યા પાક્યા મજૂરો દરવાજા બહાર નીકળતા, અને સાથે જ શણગારેલી દારૂની દુકાનો નજરે પડતી. એ આકર્ષણ માટે સહેલું નહોતું. કારખાનું છૂટતાં જ મજૂરોનાં ટોળેટોળાં દારૂને પીઠે એકઠાં થઈ જતાં હતાં. એ જોઈ મને વિચાર સ્ફૂરી આવતો કે જો મારે જ આવી રીતે આ મજૂરોની પેઠે ઘણા વરસ સુધી કામ કરવું પડે તો હું આ મોહક દુકાનોથી બચી શકું કે નહિ? અગર મારે સવારથી સાંજ સુધી જરાય આરામ લીધા વગર લાલ લાલ ગરમ ગરમ લોઢું ટીપ્યા કરવાનું હોય, તો દારૂની જરૂર ન પડત? હું સાંજે દારૂ ન ઢીંચત? અગર મારે એ મજૂરોની પેઠે અમાનુષી જીવન જીવવું પડત તો હું ચારિત્રભ્રષ્ટ થયા વગર રહી શકત ખરો કે?

આ સવાલોના જવાબ મારું મન આપી દેતું હતું કે: જો મારે પણ એમની પેઠે જીવવાનું હોત તો હું પણ એમના જેવો જ દુરાચારી બની જાત. એ હાલતમાં સદાચારી રહેવું એ મારા જેવા માટે પણ અસંભવ હતું. અને સાથે જ વિચાર આવતા કે "પુરુષ અને સ્ત્રી મજૂરો કામ કરી કરીને થાકી ગયાં હોય, મન એમનું નિર્બળ બની ગયું હોય, એવે વખતે મનોહર દારૂની બાટલી એમની સામે મૂકવામાં આવે એ શું ભયંકર અન્યાય અને ઘોર પાપ નથી? શું એ દુરાચાર નથી? અને વ્યભિચાર બતાવનારો સીધો રસ્તો નથી?

સંડરલેન્ડના એ દશ્યનું અત્યારે હું જ્યારે સ્મરણ કરું છું અને જ્યારે હું હિંદની વર્તમાન મિલોની દશા જોઉં છું ત્યારે મને ખરેખર હાર્દિક દુઃખ થાય છે.

**પશ્ચિમના દેશોનો પ્લેગ–ચેપ હતભાગી હિંદમાં પણ રાક્ષસીરૂપે પ્રવેશી શક્યો છે. પ્રાચીન કાળનાં એનાં ધાર્મિક અને સામાજિક બંધનો તૂટી રહ્યાં છે, અને દારૂનો ચેપ**

**અહીં પણ પૂરજોસથી ફેલાઈ રહ્યો છે ધાર્મિક અને જ્ઞાતીય બંધનોને લીધે હિંદે આવા દુરાચારોને અટકાવનામાં સફળતા મેળવી હતી પાશ્ચિમાત્ય સંસ્કૃતિને પરિણામે એ બંધનો શિથિલ બનતાં અધઃપાતના ગર્તામાં ગબડી રહ્યો છે.**

વરસો સુધી હિંદમા દારૂનું નામ નિશાન નહોતું હવે એ પૂર્વના સંસ્કારો પાછા લાવવાનું કામ કઠણ થઈ પડ્યુ છે પરંતુ ઓછામાં ઓછુ એટલું તો આપણે કહી શકીએ કે, જ્યાં ગરીબ મજૂરો વસે છે તે સ્થાનોની પરિસ્થિતિને સુધારવા પ્રયત્ન કરીએ હિંદી કારખાનામાં દારૂની બદી વધતી જાય છે બીજાણુ ગરીબાઇને લીધે ગર્ભવતી સ્ત્રીઓને પણ પેટપોષણ માટે મજૂરી કરવા જવુ પડે છે, એનુ પરિણામ એ થાય છે કે જે બાળકનો પ્રસવ થાય છે તે અત્યંત નિર્બળ હોય છે શુ આપણી એ ફરજ નથી કે આપણે એમના તરફ ધ્યાન આપીએ?

સંડરલેન્ડમા જે અનુભવો મને થયા તેથી આ બાબતની તો મને ખાતરી જ થઈ ગઈ જ્યારે હું ત્યાં કામ કરતો હતો ત્યારે મે ત્યાંના મજૂરોના બાળકો માટે એક મંડળ ખોલ્યું હતું એ બાળકો ભઠ્ઠીઓમાંથી ગરમ ગરમ લોઢુ કાઢીને વહાણ બનાવવાને ઠેકાણે લઈ જતાં હતાં આખા દહાડાના થાક્યાં પાક્યા એ છોકરાં રાતને વખતે મારે ત્યા આવતાં હતાં પ્રથમ તો અમે બધાં ફાવે તેવી આડી અવળી રમતો રમતા, પછી બધાં ગોળ કુંડાળુ વાળી બેસી જતાં એ વખતે હું એકાદ વાર્તા સંભળાવતો, અમે અમારા મંડળનું નામ 'જનરલ ગોરડન ક્લબ' એવુ રાખ્યુ હતું ત્યાં ભીંત ઉપર 'જનરલ ગોરડન' સાહેબની છબી ટાંગી રાખી હતી, જેમા જનરલ સાહેબ ઊંટ પર બેસીને લાલ ટોપી પહેરી રેતીના રણમા થઈને જતા હોય એવો દેખાવ હતો.

એ વખતે એ છોકરાંમાં એક મારો ખાસ મદદગાર હતો, તેનું

નામ જેક જેમલિમ હતું જેકના જીવનમાં એક ભારે ક્રાન્તિ થઈ હતી પહેલાં એ મુક્કામાજીમાં ખૂબ પંકાતો હતો. આખા શહેરમાં એની બરાબરી કરી શકે તેવા તો ગણ્યા ગાંઠયા જ માણસો હતા. આખા જિલ્લામાં એની હાક વાગતી. એનું માથું પથ્થર જેવું કઠણ હતુ, અને એનો ઠોસો લોઢાના લઠ્ઠા જેવો હતો.

એક દિવસે જેકે દારૂ પી લીધો, અને નશામાં ને નશામાં રોગીઓની સેવા કરતી એક પરિચારિકાનું અપમાન કર્યું એ જોઈને મિ અર્મસન કે જે એ સેવિકાઓનો સરદાર હતો, તેણે જેકને ઉઠાવીને પટકી દીધો જોનારાઓના મનમા હતું કે, હવે જેક અર્મસનને ઠોંસાનો સ્વાદ ચખાડયા વગર રહેશે નહિ. પરંતુ જેકે ઊઠીને બિલકુલ શાંતિપૂર્વક અર્મસન સાથે પ્રેમપૂર્વક હસ્તધૂનન કરી કહ્યું 'બસ, હવે હું આપનો દાસ છુ ' એ વખતથી જેકે દારૂ પીવો છોડી દીધો, અને નિયમિત તે દેવળમા જવા લાગ્યો. આ બનાવ બન્યા પછી જેક તદ્દન બદલાઈ જ ગયો પોતે દારૂ છોડયો, ઠોસામાજી છોડી; એ ઉપરાત બીજાઓને દારૂ છોડવાને સમજાવવા લાગ્યો.

દારૂની વિરુદ્ધ બોલતી વખતે જેકના આગળ દોસ્તોએ–દારૂડીઆઓએ કેટલીયેવાર એના હડહડતા અપમાન કર્યાં. પરંતુ જેકે પોતાની શાંતિ ન છોડી.

એક વખત એક દારૂડીઆએ દારૂની છૂટી બાટલી જેકને મારી; ગાલ ઉપરથી ધડધડ લોહીની ધારા વહેવા માંડી. જેકે ધાર્યું હોત તો મારનારની બોચી પકડીને ઠોસે ઠોસે એનો વા કાઢી નાખત; પણ એણે જાણે કાંઈ જ બન્યુ નથી એવી અપૂર્વ શાંતિ પકડી રાખી ઠોસામાજીમાં કેટલીય વાર ઇનામો મેળવનાર જેકે શાંતિમા જ સર્વોત્તમ વિજય માન્યો.

હું સન્ડરલેન્ડ રહેતો હતો ત્યારે મારા એકલાનું અઠવાડિક ખર્ચ ૧૦ શિલિંગ રાખતો હતો, અને થતું હતું કે ૧૮ કે ૨૦ શિલિંગ પગાર મેળવનાર મજૂર સ્ત્રી, બાળકો અને કુટુંબીઓનો ખર્ચ શી રીતે નભાવતો હશે?

જ્યારે જ્યારે મારા ૧૦ શિલિંગ વપરાઈ જતા અને ભૂખે પેટમાં બિલાડાં બોલતાં ત્યારે ત્યારે મને મજૂરોની પેટપીડાનો પૂરેપૂરો ખ્યાલ આવતો."

**વાલવર્થમાં મજૂરો સાથે નિવાસ અને અનુભવ**

સંડરલેન્ડમાં કામ કર્યા પછી એન્ડ્રૂઝ સાહેબ લંડન પાછા ફર્યા અને ધર્મપ્રચારક બન્યા. એન્ડ્રૂઝ એમની જ કોલેજના મિશનમાં જોડાઈ ગયા; અને લંડનની દક્ષિણ-પૂર્વમાં આવેલા વાલવર્થ નામના મહોલ્લામાં કામ કરવા લાગ્યા.

આ નવીન પ્રવૃત્તિ સંબંધમાં એન્ડ્રૂઝ સાહેબ કહે છે કે: "અહીંના માણસો બેપરવા અને નકામા ખર્ચાળ હતા. મનમોજી પણ હતા, એમની વસ્તી ૫ હજાર માણસોની હતી. એમણે શરૂઆતથી જ મારી દોસ્તી કરી હતી અને મારા ઉપર વિશ્વાસ રાખતા હતા. એઓ મને એમને ઘેર લઈ જતા; અને એમના સુખદુઃખની વાતો કરીને મારી સહાનુભૂતિ મેળવી લેતા. એમના દુઃખોનું બરાબર વર્ણન કરવું, ખૂબ કઠણ છે. તેઓ બિલકુલ દુઃખી હતાં. એમના ઉપર મકાનમાલિકો અને દલાલોનો ભારે અત્યાચાર હતો. એ પોતાનું દુઃખ ભૂલી જવા દારૂની બાટલીઓ ઉડાવ્યે રાખતા હતા. દરેક પોળને નાકે નાકે દારૂનાં પીઠાં હતાં. જે ધન બાળબચ્ચાં માટે વપરાવું જોઈએ તે ધન એ પીઠામાં પહોંચી જતું હતું, સ્ત્રી અને પુરુષો દારૂ પીને દુરાચરણી બન્યે જતાં હતાં. ગમે તેટલી મુસીબતમાં હોય, છતાં હું જતો ત્યારે એવો અચૂક હસી પડતાં અને એક બે હાસ્યજનક કિસ્સાઓ સંભળાવી દેતાં.

દર રવિવારે મેં એમને માટે એક વર્ગ શરૂ કર્યો હતો. એ વર્ગમાં એક ભારે મજા હતી. આવનારાંઓનો મોટો ભાગ ખિસ્સાકાતરુઓ અને ચોરોનો હતો. એમનાં નામ હતાં: જીંજર, સોસેજ, મિક્કી, પંચર, સ્માઈલ્ઝ વગેરે.

મારા વર્ગમાં તો એ કંઈ લુચ્ચાઈ કરી શકતાં નહિ, પરંતુ વર્ગ બહાર ગયાં કે વિશ્વાસ યોગ્ય રહેતાં નહિ.

કોઈનું ગજવું કાતર્યું હોય, કોઈની કંઈ ચીજ ઝૂંટવી લીધી હોય કે કોઈનું કંઈ ચોરી લાવ્યાં હોય. બસ આજ એમની દર-રોજની ધમાલ હતી. હું મારું ઘર ઉઘાડું જ રાખતો હતો. કોઈ ચીજને તાળામાં રાખતો ન હતો. બીજાં બધાં ઉપર અવિશ્વાસ રાખીને દરેક ચીજને તાળામાં રાખવા કરતાં મેં દરેક ઉપર વિશ્વાસ રાખવાનું યોગ્ય ધાર્યું. એની સુંદર છાપ પડી. એ બધાં મને એમનો દોસ્ત ગણવા લાગ્યા. એઓ મને એમના પૈકીનો જ ગણવા લાગ્યાં.

વર્ગમાં હું કદી ધાર્મિક ભાષણ કરતો નહોતો. ફક્ત તોફાની મહાસાગર, મધ્ય આફ્રિકા અને ન્યૂ ગિનીનાં નરમાંસ ખાનારાં સંબંધી વાર્તાઓ સંભળાવ્યા કરતો. મેં કદી એમને ધમકી કે મારની બીક નથી બતાવી. એ લોકો મારી પાસે આવીને એમની છાનામાં છાની વાતો પણ કહી જતાં. ચોરી કરવાની વિવિધ રીતો પણ મને સમજાવી દેતાં. હું એમની એ ગુપ્ત વાતો પોલીસને જણાવી દઈશ એવો તો સ્વપ્નમાં પણ એમને ખ્યાલ નહોતો. મેં પણ એમની સાથે કદાપિ વિશ્વાસઘાત કર્યો નહોતો. મારી બેપરવાઈ પર એ હસ્યા કરતાં હતાં; અને મારા વ્યવહારથી ખુશી થઈને એઓ માંહોમાંહે કહેતાં: એન્ડ્રૂઝ તો ભલો માણસ છે, તેનાથી કોઈ પણ વાત છાની રાખવા જેવી નથી, એ સીધો માણસ છે માટે એને દગો પણ ન દેવો જોઈએ."

મને યાદ છે કે મારા વર્ગમાં ભણનાર એક જણે મારી એક

વસ્તુ ઉપાડી લીધી; અને ખિસ્સામાં છુપાવી દીધી, એનું કારણ બીજું કંઈ નહિ પણ એનો સ્વભાવ હતો. પડેલી ટેવ હતી. વર્ગ પૂરો થયો ત્યારે એણે એ વસ્તુઓ મને પાછી આપી દીધી, મેં એમની સામે ઉપદેશક બનવાની કોશિશ નામે કરી નહોતી.

ઉનાળામાં અમે સમુદ્ર કે જંગલોનો પ્રવાસ ગોઠવતાં હતાં. અને અંદરોઅંદર એમ નક્કી કર્યું હતું કે આ પ્રવાસમાં કોઈએ કોઈનું ખિસ્સું કાપવું નહિ, કે ક્યાંયથી પણ ચોરી કરવી નહિ. જ્યારે એ કોઈ સુંદર દુકાન આગળ થઈને નીકળતાં હતાં ત્યારે મારી પાસે આવીને ખૂબ ખુશામત કરીને કહેતાં : મિ. એન્ડ્રૂઝ એક વાર, બસ વધારે નહિ એક વાર રજા આપો. અને પછી જુઓ કે અમે ચીજો કેવી રીતે ઉઠાવી લાવીએ છીએ.' આવે વખતે હું ખૂબ કઠોર થઈને રજા આપતો નહિ. એટલે મૂંઝાઈને તેઓ શાંત રહેતા ખરાં, પણ તફડંચી કરવાને અને ખિસ્સાં કાપવાને એમના હાથ સળવળી રહેતા, એ તો સાફ દેખાઈ આવતું હતું.

વાલવર્થમાં કામ કર્યાને ૧૧ વર્ષ વીત્યા પછી જ્યારે હું સીમલા પાસે સનોવર હતો ત્યારે એક ઘણો મજાનો પ્રસંગ બની ગયો. હું ઉનાળાને લીધે ત્યાં ગયો હતો.

એક દિવસ હું મારા ઓરડામાં બેઠો હતો, એવામાં એક ફોજનો માણસ મારી પાસે આવીને હસવા લાગ્યો. એ હસીને બોલ્યો : 'હલ્લો! મિ. એન્ડ્રૂઝ મને ભૂલી ગયા શું?' મેં એના ચહેરા તરફ જોયું. જોતાં જ મને વાલવર્થ યાદ આવ્યું. મારો વર્ગ સાંભર્યો. હું મારી ખુરસી ઉપરથી એકદમ ઊઠ્યો અને ઊઠતાં જ મેં એનો હાથ પકડી લીધો. મે કહ્યું : 'જિંજર! તું અહીં ક્યાંથી? તને તે ધાર કેવી રીતે વીસરી ચડ્યું?'

જિંજર ખૂબ આનંદમાં હતો, તે મારી સામે જ બેસી ગયો.

એણે એની જૂની વાતો સંભળાવવા માંડી. વાત એમ હતી કે એણે લૂંટફાટ કરી હતી, એટલા માટે પોલીસે એનો પીછો પકડયો હતો. જિંજરે આફતથી બચવા માટે લશ્કરી ભરતીમાં પોતાનું નામ લખાવ્યું; અને લશ્કરી ટુકડી સાથે હિંદુસ્તાન નીકળી આવ્યો, જિજ્ઞર બેન્ડમાં વાજું વગાડતો હતો. એની આ નોકરીમાં એને સારી રીતભાત બદલ એક સર્ટિફિકેટ પણ મળ્યું હતું. મેં એને પૂછ્યું: 'ભાઈ! તેં મારો પત્તો શી રીતે મેળવ્યો?' તેણે જવાબ દીધો: 'મેં તમને એક દિવસ મારા બેન્ડના ઓરડાના દરવાજામાંથી જતા જોયા હતા. જેવો હું નીચે આવ્યો તેવા જ તમે કયાય ચાલ્યા ગયા હતા. પછી તો મેં તમારી શોધ ચાલુ રાખી. છેવટે તમે અહીં બાર માઈલ છેટે મને મળી ગયા.'

તે સાંજે જિંજરને બાર માઈલ ચાલીને પાછા જવું હતું. જતાં જતાં એણે મને પોતાને ત્યાં આવવા માટે નિમંત્રણ આપ્યું. એનું બેન્ડ સબાથૂમાં હતું. હું બાર માઈલ ચાલીને એક વખત એને ત્યાં ગયો. જિંજરે મારું ખૂબ સ્વાગત કર્યું. ટુકડીનો રસોઇયો જે જે ચીજો રાંધી જાણતો હતો તે તે તમામ એણે મારા માટે તૈયાર કરાવી હતી, અને જિંજર મારી સાથે ખડે પગે ઊભો ઊભો કોઈ વખત આ ચીજ તો કોઈ વખત પેલી ચીજ બતાવી જમવા અતિ આગ્રહ કરતો હતો. એ વખતે એને ના પાડવી એ મારે માટે એક વિકટ પ્રશ્ન થઈ પડયો. વચ્ચે વચ્ચે જિંજર વાલવર્થના સોબતીઓની વાતો સંભળાવતો હતો. કોઈને અઘરા કેદખાનાની સજા મળી હતી; તો કોઈ ફોજમાં જોડાયા હતા. એક બે મૃત્યુશરણ પણ થયા હતા. જિંજરની આ વાતથી મને ખૂબ દુઃખ થયું, પરંતુ જિંજરની આ વખતની સ્થિતિ જોઈને મને આનંદ પણ થયો

જ્યારે મેં જિંજરની રજા લઈ પાછા જવા માંડ્યું ત્યારે જિંજર બોલ્યો: 'મિ. એન્ડ્રૂઝ જુઓ, મારી મા દરેક અઠવાડિયે પોલીસને

ખબર મોકલ્યા કરે છે. જ્યારે જ્યારે એ ખબરો મારી પાસે આવશે ત્યારે ત્યારે એ હું તમને પહોંચાડતો રહીશ.'

મને એના સમાચારની કશી જ જરૂર નહોતી; છતાં જિંજરની એ મહેરબાનીનો હું અસ્વીકાર કરી શક્યો નહિ. થોડા દહાડા પછી જિંજર લંડનના ગુન્હેગારોની હકીકત પહોંચાડવા લાગ્યો. છતાં મેં કદી જ એ સમાચાર પત્રોને ઉઘાડીને વાંચ્યા નથી. 'ધન્યવાદ.' એટલા શબ્દો લખીને આવેલા પત્રો પાછા મોકલી દેતો હતો.

થોડા દિવસ પછી એ ટૂકડી દક્ષિણ આફ્રિકા ઊપડી ગઈ. એટલે જિંજર પણ ત્યાં ગયો. ફરી કોઈ પણ દિવસ એની સાથે વાતચીત કરવાનો પ્રસંગ મને નથી મળ્યો, છતાં એ દિવસની યાદ મારાથી કદી ભુલાતી નથી, કે જ્યારે હસતે હસતે જિંજરે આવીને મને પૂછ્યું હતું : 'હલ્લો! મિ. એન્ડ્રૂઝ મને ભૂલી ગયા?'

આવો જ એક પ્રસંગ કલકત્તામાં બન્યો હતો. ઈ. સ. ૧૯૦૬ માં કલકત્તાની કોંગ્રેસ જોવા હું દિલ્હીથી ત્યાં ગયો હતો. એ વરસે કોંગ્રેસના પ્રમુખ શ્રી. દાદાભાઈ નવરોજી હતા. એમને હું ભક્તિભાવથી જોતો હતો. કોર્નવાલીસ સ્ટ્રીટમાં ઑક્સફર્ડ મિશનનું મકાન છે. હું ત્યાં ઊતરો હતો. લોકોએ કહ્યું કે: 'આપ રાષ્ટ્રીય ચળવળ ઉપર કાંઈક બોલો.' મારું એ ભાષણ ટાઉનહોલમાં થવાનું હતું. એ ભાષણની જાહેરાત મોટા મોટા અક્ષરોમાં મકાનની એક ભીંત ઉપર ચોટવામાં આવી હતી. એ ખબર વહાણની લશ્કરી ટુકડીમાં કામ કરનાર એક છોકરાએ જોઈ. એ ઠેકાણું મેળવીને હું જ્યાં ઊતર્યો હતો ત્યાં એ આવ્યો. એ છોકરાનું નામ રમાઇવર હતું. એ પણ મારી વાલરથં સ્કૂલનો જૂનો વિદ્યાર્થી હતો. રવિવારે એ પણ ચોર, ખિસ્સાકાતરુ અને ઉઠાઉગીરોની નિશાળમાં આવતો હતો. એ છોકરો પાકો ઠગ અને ભારે મશ્કરો હતો, એથી જ હું એને ભૂલ્યો નહોતો, જ્યારે તે મને ઘણે વર્ષે કલકત્તામાં મળ્યો ત્યારે મને ખૂબ જ આનંદ થયો.

વહાણની લશ્કરી ટુકડીમાં કામ કરતે એના ગુણોમાં જે ફેરફાર થયો હતો તે જોઈને મને ખૂબ નવાઈ ઊપજી. જિન્જર અને સ્માઈલર બંને સરખા બની ગયા હતા, એ બંનેએ દારૂ છોડ્યો હતો. પરંતુ એક વાત જોઈને મને ખૂબ નવાઈ લાગી કે હજી એ બંનેની જૂની ઠગવિદ્યા થોડીઘણી બાકી રહી ગઈ હતી.

વાલવર્થમાં કેટલાય લોક કેવાં કેવાં દુરાચરણ આચરતા હતા તેમાંનાં થોડાંક કહેવા જેવાં છે.

એક રાત્રે મેં એક શરાબીને બૂરી હાલતમાં પડેલો જોયો. હું તેને ઉપાડીને મારે ઘેર લઇ ગયો. મેં એને મેડાના ઓરડામાં સુવાડી દીધો. સવારે ઊઠ્યો ત્યારે જ એને માલૂમ પડ્યું કે પોતે ક્યાં સૂતો છે ? એ ઘણો શરમાઈ ગયો, મારી સામે બે હાથ જોડીને પસ્તાવો કરવા લાગ્યો. એ જબરો ને મજબૂત હતો. એ પહેલાં લશ્કરમાં નોકરી કરતો હતો એટલે એ સમયની એની રહેણીકરણી હજી સુધી કાયમ રહી હતી. એનાં કપડાં મેલાં ને ગંદાં થઈ ગયાં હતાં. મેં મારાં ચોખ્ખાં કપડાં એને પહેરાવ્યાં, પછી અમે બંને સાથે ખાવા બેઠા ત્યારે એણે ધીમે ધીમે એની આત્મકથા ઉકેલવા માંડી.

એ ત્રણ ઠેકાણે લશ્કરી ટુકડીઓમાં નોકરી કરી આવ્યો હતો. મિસર, દક્ષિણ આફ્રિકા અને હિંદુસ્તાનમાં રઝળી આવીને છેવટે પાછો લંડન ભેગો થયો હતો. એની પડતી દશાનું કારણ એની બૈરી હતી. સ્ત્રી રૂપાળી હતી, અને એ ખૂબ ચાહતો હતો. સ્ત્રીને દારૂ પીવાની ટેવ હતી. એણે જ એના ધણીને દારૂ પીવાની લત લાગુ પાડી હતી. ઘણા દહાડા સુધી તો એણે દારૂ ન પીધો; પરંતુ આખરે સ્ત્રીના પ્રેમને વશ થઈ એણે દારૂ ગટગટાવવા માંડ્યો. હું એની સાથે એની સ્ત્રીને જોવા એને ઘેર ગયો. ત્યાં મેં જે ભયાનક દેખાવ જોયો એ હું કદી ભૂલી શકીશ નહિ.

સવારના સાત આઠ વાગ્યા હતા, પરંતુ પેલી સ્ત્રીએ એટલો

બંધો દારૂ ગટગટાવ્યો હતો કે, તેણી બરાબર બોલી શકતી પણ નહોતી. અત્યંત હૃદય ચીરી નાખે એવી વાત તો એ હતી કે એક રૂપાળું છોકરું એની સોડમાં હતું અને બીજાં ત્રણ છોકરાં ઓરડામાં આળોટતાં હતાં, એ છોકરાં બિચારાં તદ્દન ખરાબ હાલતમાં હતાં. ઓરડામાં કંઈજ સરસામાન નહોતો. પતિ પત્નીએ દારૂ ઢીંચવામાં બધું જ વેચી સાટીને પૂરું કરી નાખ્યું હતું. ફક્ત એક ચટાઈનો ટુકડો બાકી રહી ગયો હતો; એના ઉપર પેલી સ્ત્રી છોકરાંને લઈને પડી રહેતી, ઓરડામાં દારૂની બદબો આવતી હતી. એ સ્ત્રીની પાસે દારૂની અર્ધી ભરેલી બાટલી પડી હતી. હું આ કંપારી વછૂટે તેવો દેખાવ ઝાઝી વાર જોઈ શક્યો નહિ. તરત હું સ્વયંસેવિકાઓ પાસે ગયો, અને એમને બધી વાતથી વાકેફ કર્યાં. સ્વયંસેવિકાઓ બાળકોને પોતાની સાથે લઈ ગઈ. હું પેલા શરાબીને પાછો મારી સાથે લઈ ગયો. એને નોકરી અપાવી. દારૂ પીવાની લત છોડી દેવાથી એની સ્થિતિ સુધરી ગઇ. આખો દહાડો નોકરી કરે અને રાત્રે મારી પાસે આવે. સેવિકાઓએ પેલી સ્ત્રી અને છોકરાંને સંભાળ્યાં. થોડા દહાડામાં કુટુંબની હાલત સુધારા પર આવી.

પાંચ વરસની છોકરી જે પહેલાં તદ્દન ગંદી ગોબરી રહેતી હતી, ને સેવિકાઓની શિખવણી અને સંભાળથી સુંદર રહેવા લાગી. એ છોકરી ઘણી સુંદર હતી. અમારી બધાંની નેમ હતી કે હવે એ કુટુંબ સુધરી જશે, પરંતુ અમારી આશા ધૂળમાં મળી ગઈ.

એક વખત એ માણસ દરરોજના નિયમ પ્રમાણે મારે ત્યાં આવ્યો નહિ. મને વહેમ પડ્યો. હું તરત જ એને ત્યાં ગયો. જઈને જોઉં છું તો સ્ત્રી શરાબના કેફમાં બેભાન પડી છે અને બિચારાં બાળકો રડી રહ્યાં છે. નાની બાળકીએ કહ્યું; કે મારા બાપા આવ્યા અને એમણે મારી માને દારૂ પીતાં જોઈ. જોતાં જ એ નાસી ગયા. રાત્રે મેં એને દારૂના પીઠા પાસે આળોટતો જોયો. બિચારી સ્વયં-

સેવિકાઓએ બીજી વખત પ્રયત્ન કરી જોયો, હાલત કંઈક સુધરવા લાગી. પરંતુ થોડા દહાડા પછી એક વખત અમે પાછાં એને ત્યાં ગયાં ને જોયું તો બંને ધણીધણિયાણી ઘર ખાલી કરીને ક્યાંક ભાગી ગયાં હતાં. ત્યાર પછી મેં એમને કદી જોયાં નથી. લંડનની ભારે વસ્તીમાં એમનો પત્તો લાગે તેમ નહોતો.

આવી જ બીજી એક દયાજનક કથની છે. એક વખત મારે ત્યાં એક માણસ આવ્યો. દેખીતો એ ભલો માણસ જણાતો હતો. આવ્યો તે વખતે એ ઘણો ભૂખ્યો થઈ ગયો હતો. મેં એને મારા ઓરડામાં બેસાડ્યો અને એને માટે ખાવાનું અને ચા લેવા હું બીજા ઓરડામાં ગયો. ખાઈને એ ચાલ્યો ગયો.

થોડા દિવસ પછી જોઉં છું તો ચાંદીનાં બે વાસણ કે જે દેવળમાં પ્રાર્થના વખતે ઉપયોગમાં લેવાતાં હતાં તે ન મળે! મને એ માણસ ઉપર વહેમ સરખો ન ગયો, એક વખત રાતના બાર વાગ્યા પછી મારા બારણા બહારથી કંઈક અવાજ આવતો સંભળાયો. બારણું ઉઘાડીને જોઉં છું તો એ જ મહાશય દારૂના નશામાં ચકચૂર હાલતમાં એક હાથમાં ચાંદીના વાસણ સાથે ઊભેલા જણાય છે. દેવળનું એ પવિત્ર વાસણ ભાંગી તોડીને ખરાબ કરી નાંખ્યું હતું; અને બીજું વાસણને વેચીને દારૂના શીશા ખાલી કર્યા હતા. મેં વિચાર્યું કે શું કરવું? આખરે મને થયું કે પોલીસને સોંપીને શિક્ષા કરાવું. મેં એને પોલીસ/ચોકી ઉપર મોકલી આપ્યો. બીજે દિવસે મુકર્દમો ચાલ્યો, મારી જુબાની થઈ. એ માણસ જૂનો ચોર હતો. કેટલીય વાર જેલનો સ્વાદ ચાખી આવ્યો હતો. મેં જુબાની આપતાં આપતા મેજિસ્ટ્રેટને કહ્યુ: 'એને બને તેટલી ઓછામાં ઓછી શિક્ષા કરજો!'

એને એક મહિનાની સાદી કેદ અને થોડા રૂપિયા દંડની સજા ઠેરાઈ. દંડની રકમ તો મેં મારા ગજવામાંથી ભરી દીધી. જ્યાં

સુધી એ જેલમાં રહ્યો ત્યાં સુધી હું એને મળવા અને જોઈતું કરતું આપવાને જતો. આમ અવરજવરથી અમારી બંને વચ્ચે સંબંધ વધી પડયો. મેં એની સાથે કેટલાય કલાકો ગાળ્યા હશે. જેલમાં એ ખુશદિલ રહેતો. એ મને કહેતો કે, 'અહીં રહેવાથી હું દારૂના આકર્ષણથી બચી જાઉં છું, કેમ કે જેલમાં દારૂ ક્યાંથી મળે?'

એણે એની પાછલી જિંદગીની ઘણી ઘણી વાતો મને કહી સંભળાવી. તેણે કહ્યું: 'હું એક ખાનદાનનો નબીરો છું; પરંતુ જુગાર રમી રમીને મેં મારી આ દુર્દશા કરી નાખી છે. રેસના ઘોડા દોડાવવાની શરતનો મને ખૂબ નાદ હતો. એથી જ મારું સત્યાનાશ વળી ગયું છે. દુઃખ આવતાં પૈસા ખૂટતાં દુઃખને વિસારે નાખવા હું ધીમે ધીમે દારૂ પીતાં શીખ્યો.

એક બેંકના ચેક ઉપર મારા પિતાની બનાવટી સહી કરીને મેં ચેક વટાવી ખાધો હતો. એ વાત પકડાતાં અને મારી ખરાબ ચાલચલગત જણાતાં પિતાજીએ મને ઘરમાંથી કાઢી મૂક્યો. જેવી ચોરી આપને ત્યાંનાં ચાંદીનાં વાસણોની કરી હતી એવી તો મેં કેટલીયે ચોરીઓ કરી નાખેલી; અને કેટલીયે વાર જેલખાનાની હવા ખાઈ આવેલો.'

આવી રીતે એણે મને એના દિલની વાત કહી સંભળાવી, પરંતુ એક બાબત એણે મારાથી ઠેઠ લગી છુપાવી રાખી હતી. તે બીજું કંઈ જ નહિ પણ એના પિતાનું નામ અને ઠેકાણું.

એક દિવસ એણે મને કહ્યું: 'મિ. એન્ડ્રૂઝ ! હવે હું ઝાઝા દહાડા જીવી શકીશ નહિ, કેમ કે મને ક્ષય લાગુ પડયો છે અને મારાં બન્ને ફેફસાં ખરાબ થઈ ગયાં છે.' એ સાંભળીને મને ખૂબ દુઃખ થયું. ડૉક્ટરી તપાસ કરાવતાં માલૂમ પડયું કે, ખરેખર! એને ક્ષય લાગુ થયો હતો. ઘણી તપાસ કરીને છેવટે લંડનની ક્ષય-રોગીઓની એક ખાસ ઇસ્પિતાલમાં એને દાખલ કરાવ્યો. દર

અઠવાડિયે હું તેને જોવા જતો. બે વર્ષ પછી એ ત્યાંને ત્યાં જ મૃત્યુ પામ્યો.

મરતાં પહેલાં એ મને કહ્યા કરતો હતો. ' મિ. એન્ડ્રૂઝ ! ત્રીસ વરસ પહેલાં મેં મારી પ્યારી માતાનું ઘર છોડયું હતું. તે પછી કંઈ પણ આનંદમાં મારા દહાડા ગયા હોય તો તે આ ઇસ્પિતાલમાં. મરતાં સુધી એણે એના પિતાનું નામ અને ઠેકાણું ન બતાવ્યાં તે ન જ બતાવ્યાં. '

આ દૃષ્ટાંતોથી એમ સમજવાનું નથી કે વાલવર્થનો મારો અનુભવ આવી જ હૃદયવેધક વાતોથી ભરપૂર હશે આવી વાતો થતી હતી, તે ઉપરાંત કેટલીક આનંદદાયક બીનાઓ પણ બનતી હતી. ગરીબોની ભલમનસાઈ જોઈને હું આશ્ચર્યમુગ્ધ બનતો. પરોપકાર વૃત્તિ એ તો એમનો કુદરતી ગુણ હતો. જ્યારે કોઈ સ્ત્રીને પ્રસવ થવાનો હોય ત્યારે આડોશીપાડોશી ભેગાં થઈ જતાં. તે એના ઘરને સાફ કરતાં, બાળકોની સંભાળ રાખતાં, ઘરધણી માટે ખાવાનું બનાવતાં, સૌથી વધારે ખૂબીની વાત તો એ હતી કે આટલું બધું કામ કરવા છતાં એમના મનને એમ થતું નહોતું કે અમે ઉપકાર કરીએ છીએ. આવાં કામ અને મદદ તો એમને માટે રમત જેવી વાત હતી.

એવી ઘણી સ્ત્રીઓ મારા જોવામાં આવી હતી કે જેનાથી પોતાનાં બાળબચ્ચાં સંભાળી શકાતાં નહોતાં. એને પોતાના ધણી માટે રાતદિન પરિશ્રમ કરવો પડતો. તેવી સ્ત્રીઓ પણ પાડોશીનું કોઈ બાળક માતા વગરનું અનાથ થતું તો તેને એ પોતાના ઘરમાં રાખી લેતી, અને યથાશક્તિ તેનું પાલનપોષણ કરતી.

સૌથી વધારે મજા તો મને બાળકો સાથે પડતી. વાર્ષિક ઉત્સવને દિવસે હું ઘણાં બાળકોને લઈને શહેર બહાર ગામડામાં ફરવા જતો. કોઈ કોઈ વખતે એ બાળકોની સંખ્યા પાંચસો ઉપ-

રાતની થઈ જતી હતી  એ પાંચસો બાળકોને લંડનના ગાડી-ઘોડા, ટ્રામ મોટર અને બીજા અવરજવરમાંથી સાચવીને સ્ટેશને લઈ જવા, ગાડીમાં બેસાડવા, વચ્ચે વચ્ચે એમની સંભાળ લેવી, ગામડામાં સાચવીને ફેરવવા, અને પાછાં એ પાંચસોય તોફાની બારકસોને સીધે સીધા ઘેર પહોંચાડવાં—આ બધું કામ ઓછું વિકટ ન હતું આખો દહાડો બાળકોની ભાતભાતની ફરિયાદો સાંભળવી પડતી. કોઈ વખત કોઈ છોકરો આવીને કહેતો 'ઓહ મિ એન્ડ્રૂઝ' અમારી દાદીમાને ભૂત ઉઠાવી ગયો છે!' થોડી વારે આવી બીજો કહેતો. 'એન્ડ્રૂઝ! અમારો જ્યૉર્જ નદીમાં પડી ગયો!'

પ્રભુકૃપાએ મારી સાથેનું કોઈ બાળક ખોવાયું નહોતું હા, કોઈ કોઈ વખત કોઈ બાળક રસ્તામાં ખેલ જોવા ઊભું રહી જતું, તો તેને શોધવામાં મારે આખી રાત ફરવું પડતું  રાતને વખતે કોઈ બાળકની મા કે બાપ મારે ત્યાં આવતા, કોઈ કહેતું અમારો રાગ રહી ગયો છે ને કોઈ કહેતું અમારી રાગ ઘેર આવી નથી એવે વખતે થાક્યો પાક્યો પથારીમાંથી ઊઠીને હું એમને શોધવા નીકળી પડતો ઘણીખરી વખત રેલ્વે સડક પાસે બાળકો મળી જતા ઘણુંખરું રાતના બાર વાગ્યા પછી મને ઊંઘવા મળતું. મારા એ દિવસો ખૂબ ચિંતામાં વીતેલા, છતાં બાળકો સાથેની એ મોજ આગળ ચિંતાનો એ ભાર હિસાબમાં નહોતો. કાનાધીના બાળકો ખુશ થતા થતા મારી પાસે આવતા અને ખૂબ પ્રેમપૂર્વક એમનો કોમળ હાથ મારા હાથમાં મૂકીને કહેતા "ઓહ મિ. એન્ડ્રૂઝ અમને કેવો આનંદ પડે છે! અમે કેવી મોજ કરી રહ્યા છીએ!' એ વખતે મારું હૈયું આનંદથી નાચી ઊઠતું  જ્યારે તેઓ સડક ઉપર થઈને પાછા ફરતા હતા ત્યારે કૂદતા કૂદતા ઠેકાણા વગરના જોડકણાં ગાતાં હતાં ત્યારે તો હું પેટ પકડીને હસી પડતો. સાંભળી લો એક નમૂનો—

ડેઝી! ડેઝી! કહે ન તું,
કેવી સ્ઝા! કેવી મઝા!!
અર્ધદીવાનો બન્યો છુંય,
તારા પ્રેમ પૂઠળ હુંય!
લાવી શકીશ નહિ ઘોડાગાડી,
દમામદાર લગન ગણાશે નહિ;
છતાં દીપીશુ આપણે નહિ
બે બેઠકી પાય ગાડી પર?
ડેઝી! ડેઝી! બોલને તું
સાચો જવાબ દેને તું!+

વાલવર્થમાં રહેનારાઓ અને કામ કરનારાંઓના જીવનમાં ઉત્સાહપ્રેરક વાત એક તો એ હતી કે અમારા બધાનાં દિલ ખ્રિસ્તી ધર્મના સેવાભાવથી પરેપુરા રંગાયેલાં હતાં. જો એમ ન હોત તો આવી કફોડી પરિસ્થિતિમાં કામ કરવાનું ખૂબ જ કઠણ થઈ પડત."

જે વખતે મિ. એન્ડ્રૂઝ વાલવર્થમાં કામ કરતા હતા તે વખતે કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયની ત્રણ કે ચેન્જોએ એમને ફેલોશીપ આપવાનું કહેણ મોકલ્યું હતુ. પરંતુ ગરીબોની વચ્ચે રહેવું એમને એટલું બધુ આનંદ આપનારું થઈ પડયુ હતું કે એમણે એ કહેણોનો સાભાર અસ્વીકાર કર્યો હતો. અસાધારણ રીતે કામ કરતાં કરતાં એન્ડ્રૂઝનો

+Daisy, Daisy, give me your answer true,
I am half crazy, all for the love of you,
It won't be a stylish marriage, I can't afford a carriage
*But* we'll look neat, upon the seat of a bicycle made for two.

સ્વભાવ જ એવો પડી ગયો હતો કે કામ આગળ શારીરિક તંદુરસ્તીની પરવા જ એમને નહોતી રહેતી.

વાલવર્થમાં મજૂરવર્ગની ભેળાં આમ મજૂરજીવન જીવતાં જીવતાં ત્રણ વર્ષ થઈ ગયાં. તબિયત લથડવા લાગી. જીર્ણજ્વર લાગુ પડયો. મગજ કમજોર થવા લાગ્યું. ડોકટરોએ સલાહ આપી કે- 'તમે લંડનમાં એક દિવસ પણ હવે રહેશો નહિ.'

એટલે છેવટે નાઈલાજે એમને કેમ્બ્રિજમાં નોકરી સ્વીકારવી પડી. નવેમ્બર સને ૧૮૯૯ માં એમની પોતાની પેમ્બ્રોક કોલેજમાં એ ફેલો તરીકે જોડાયા.

## ૪

# કેમ્બ્રિજમાં નોકરી

કેમ્બ્રિજમાં આવ્યા પછી એમની તબિયત બરાબર સુધરી ગઈ. અહીં એ થિયોલોજીનું અધ્યયન કરતા હતા, અને ધર્મના ઇતિહાસ ઉપર કૉલેજમાં વ્યાખ્યાનો આપતા હતા એમનું વલણ મુખ્યત્વે કરીને પૂર્વના દેશોના ધર્મો તરફ ગયું હતું. યુનિવર્સિટીના પુસ્તકાલયમાં જઈને કલાકોના કલાક સુધી ધર્મવિષયક પુસ્તકો વાંચ્યા કરતા હતા ત્યાંથી એકીવખત બાર પુસ્તકો ઘેર મળે એવી એમને પરવાનગી મળી હતી.

'પૂર્વના પવિત્ર ગ્રંથ' એ નામની પુસ્તકમાળાનાં તમામ પુસ્તકો એમણે વાંચ્યાં હતાં. મેક્સમૂલર અને બીજા લેખકોનાં પણ પુસ્તકો તેઓ બરાબર જોઈ ગયા હતા. મજૂરોના પ્રશ્ન તરફ પણ તેઓ ખાસ ધ્યાન આપતા રહેતા. મજૂરોના આગેવાનોને એ મળતા; અને એમને કૉલેજમાં બોલાવીને નવયુવક વિદ્યાર્થીઓ આગળ તેમનાં ભાષણો અપાવતા. આવાં ભાષણો આપવા આવનારા પૈકી હિંદનું હિત ચાહનાર મિ કેયર હાર્ડી સાથે એમને ઓળખાણ થઈ ગયું. તે પછી વર્ષો બાદ મિ. હાર્ડીનું હિંદમા ભાષણો કરવા માટે પધારવાનું થયું ત્યારે તેઓ દિલ્હીમાં મિ. એન્ડ્રૂઝના અતિથિ બન્યા હતા.

જ્યારે એન્ડ્રૂઝ કેમ્બ્રિજમાં રહેતા હતા, ત્યારે એમને માથે કેટલીક વિટંબણાઓ પડી ગઈ હતી. જે અધ્યાપક મિત્રોને એ પ્રેમપૂર્વક ચાહતા હતા તે ચારે ય મિત્રો એક પછી એક સ્વર્ગવાસી થયા. એન્ડ્રૂઝ સાહેબ કહે છે કે : "વિશ્વવિદ્યાલયના જીવનમાં એજ ચારે ય સજ્જનો મારા આદર્શ તરીકે હતા, અને મેં મારા ઉદ્દેશો પણ એમનાં ઉદાહરણો ધ્યાનમાં રાખીને ઘડયાં હતાં."

આ અરસામાં જ એમની મોટી બહેન ભયંકર માંદગીમાં પટકાઈ પડી. એને ક્ષયરોગ લાગુ પડયો. બહેન પાછળ પાણીને મૂલે પૈસા વેડફી નાખવા પડયા. ડૉક્ટરોના કહેવાથી એને સ્વિટ્ઝર્લેંડ મોકલવી પડી. ત્યાં એ એકાએક મૃત્યુ પામી.

મિ. એન્ડ્રૂઝ કહે છે કે : "મારી બહેન પાકી ધર્મશ્રદ્ધાળુ હતી. એનું વર્તન અને સ્વભાવ ખૂબ નમ્ર હતાં. એના મૃત્યુથી મને કારી ઘા લાગ્યો. એના મૃત્યુ બાદ એણે લખેલી કેટલીક સુંદર કવિતાઓ મારા જોવામાં આવી."

**हिंदमां आववानो विचार**

આપણે જોઈ ગયા છીએ કે એન્ડ્રૂઝને બાળપણથી જ હિંદ તરફ ભક્તિભાવ હતો. જ્યારે એ કેમ્બ્રિજમાં અધ્યાપક હતા ત્યારે એમણે હિંદમાં આવવાનું લગભગ નક્કી કરી નાખ્યું હતું. એ હિંદમાં કેમ આવ્યા? હિંદમાં પ્રવાસ કેવો થયો? વગેરે હકીકત એમના પોતાના જ શબ્દોમાં કહેવી ઠીક પડશે. એ કહે છે કે :

"હિંદમાં આવવાનો મારો વિચાર પાકો થયો, ત્યારે ઘણા માણસોએ એ વાતનો વિરોધ કર્યો.

મારી સાથે કામ કરનારા મારા કરતાં જૂના અધ્યાપકો મને ઉપરાઉપરી સલાહ આપવા લાગ્યા કે મારે કેમ્બ્રિજમાં જ રહેવું. કૉલેજના મુખ્ય મુખ્ય આગેવાનોએ પણ એમના જેવું જ કહ્યું :

'તમે અહીં રહીને ખૂબ કામ કરી શકશો, તમે હિંદમાં જશો નહિ.' પરંતુ ડૉ. રાયલ કે જે કવીન્સ કૉલેજમાં કાર્યકર્તા હતા, અને જે વેસ્ટ મિનિસ્ટરના ડીન હતા, તેમણે મને કહ્યું : "જો તમારું મન હિંદમાં જવાને હા પાડતું હોય, તો તમે એકદમ જાઓ. તમારી ઉમ્મર વધતી જાય છે. અહીં જેટલો વખત ઇંગ્લંડમાં ગાળશો તેટલી જ મુશ્કેલી ત્યાંની ભાષા શીખતાં લાગશે. એ સિવાય તમારે ત્યાંનાં હવાપાણી પણ માફક કરી લેવાં પડશે. ઉમ્મર વધી જશે તો તમારા માટે હિંદની હવા અડચણકર્તા થઈ પડશે. જો હિંદમાં પહોંચવાનો મોહ હોય તો અત્યારે જ છે. પાંચ વર્ષ પછી બધી વાત બદલાઈ જશે."

મારાં માતાપિતા પણ મને હિંદ જવા દેવા રાજી નહોતાં. પિતાજી પરદેશમાં ખ્રિસ્તી ધર્મ–પ્રચારકોને મોકલવાની વાતને નકામી સમજતા હતા. તેઓની દલીલ હતી કે : "કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયની આવી સારી નોકરી છોડીને તું મોટી ભૂલ કરી રહ્યો છે. તારી ઉન્નતિ માટે અહીં જ સારું ક્ષેત્ર પડ્યું છે. તો પછી હિંદ જઈને તું શું વિશેષ કરવાનો છે?

મારી માની ઇચ્છા પણ એવી જ હતી કે ઇંગ્લંડમાં જ રહું. પરંતુ માતાએ કોઈ દિવસ મારા ઉપર આ બાબતમાં દબાણ નથી કર્યું. અમારા કુટુંબનું કોઈ પરદેશ રહેવા ગયું નહોતું; અને સૌથી પ્રથમ જ હું ઘર બહાર જવાને તૈયાર થયો હતો. જ્યારે હું એ બધી જૂની વાતોને યાદ કરું છું ત્યારે મને એમ લાગે છે કે એ વખતે મારા હૃદયમાં ખ્રિસ્તી ધર્મ પ્રચાર કરવાની ઉત્કટ ઇચ્છા હતી; અને એટલા માટે જ હું હિંદ આવવા તૈયાર થયો હતો. ઈશુએ કહ્યું છે કે : "જાઓ, અને સંસારના તમામ લોકોમાં બાપ્તિસ્મનો ફેલાવો કરો." મેં એથી જ મારા મનમાં નક્કી કર્યું હતું કે ઈશુની આજ્ઞાના પાલન માટે મારે હિંદમાં જવું જ. જો

મારા હૈયામાં ધર્મ-પ્રચારની લાગણી ન હોત તો હું કદાપિ હિંદમાં આવવા પ્રેરાયો ન હોત.

પ્રથમથી મને જણાવવામાં આવ્યું હતું કે હિંદ અજ્ઞાનરૂપી અંધકારથી છવાયેલો દેશ છે 'એ અજ્ઞાન દૂર કરવાનો એક જ રસ્તો છે અને ખ્રિસ્તી ધર્મ પ્રચાર અને બાઇબલનો પ્રકાશ, એ વખતે હું કટ્ટર પાદરી હતો. મેં મનમાં નક્કી કર્યું હતું કે હિંદનો ઉદય કરવો હોય તો ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કરવો જ રહ્યો. મેં એટલોય વિચાર એ વખત નહોતો કર્યો કે જે લોકો ઈશ્વરને માનતા નથી તેમને ખ્રિસ્તી બનાવીને તેમનો શી રીતે ઉદ્ધાર કરી શકાશે?

મેં એ અરસામાં વાંચ્યું હતું કે પૂર્વ આફ્રિકાનાં યુગાન્ડા પ્રાંતમાં ખ્રિસ્તી ધર્મનો ફેલાવો ખૂબ ઝડપભેર થઈ રહ્યો છે. મારા મનની મુરાદ હતી કે યુગાન્ડાની પેઠે જ કોઈ દિવસ આખો હિંદુસ્તાન દેશ ખ્રિસ્તી ધર્માનુયાયી બની જશે. ભારતના આધ્યાત્મિક બળની તે વખતે મને મુદ્દલ ખબર નહોતી. ભારતીય પ્રજાના નૈતિક સદાચાર સંબંધમાં પણ હું કશું જ જાણતો નહોતો.

મારી આંખો સામે તો માત્ર હિંદુસ્તાનથી પાછા ફરેલા ખ્રિસ્તી પાદરીઓએ ઊભી કરેલી જુઠ્ઠી માલ વગરની વાતોનું ચિત્ર જ તરવરી રહ્યું હતું. આમ છતાં કેમ્બ્રિજના એક સુયોગ્ય વિદ્વાન કે જે બૌદ્ધ ધર્મના ઊંડા અભ્યાસી હતા અને જેમણે ભારતના બૌદ્ધ ધર્મના ઇતિહાસનું સારી રીતે મનન કર્યું હતું, તેમણે તો મને કહ્યું જ હતું કે:—"ધર્મોના ઉત્પત્તિસ્થાન સમા હિંદમાં ધર્મપ્રચાર કરવા જવું એ કોલસાની ખાણોથી ઉભરાતા ન્યૂકેસલમાં બહારથી કોલસા લઈ જવા જેવો વ્યર્થ પ્રયત્ન છે."

એમણે વિશેષમાં એમ પણ કહ્યું હતું કે 'Sermon of the mount' માને 'ઉપદેશભૂમિના આદર્શ'નો બહુ બહુ પ્રે-

લેથી ભારતભૂમિનો જીવન–આધાર બનેલો છે." મને એ વખતે એ વાતોનો ખ્યાલ સરખો નહોતો. મને તો માત્ર એટલો જ ખ્યાલ હતો કે એક હજાર વર્ષ થયાં હિંદમાંથી બૌદ્ધ ધર્મ નાશ પામે છે; અને એના નાશને'લીધે હિંદમાં ભ્રષ્ટાચાર વ્યાપી ગયો છે; સાચી વાત તો એ છે કે હિંદથી પાછા ફરેલા પાદરીઓની વાતોએ દોરેલા બિહામણા ચિત્ર આગળ પાદરી વેસ્ટ કોટ, પ્રોફેસર બ્રાઉન, તથા મેક્સમૂલર જેના મહાનુભાવોના કરેલ વિચારોની છાપ મારા મન ઉપરથી લગભગ ભુંસાઈ ગઈ હતી. કારણ એનું એ હતું કે હિંદથી પાછા ફરેલા મિશનરીઓની વાતો તરફ ધ્યાન આપ્યું હતું અને તેનું મનન પણ પુષ્કળ કર્યું હતું. તેમના સહવાસમાં પણ હું મહિનાઓના મહિનાઓ રહ્યો હતો. એકની એક વાતના પારાયણે મારા મગજપરની હિંદ વિષેની સારી છાપ ભૂંસી નાખી હતી. ડૉકટર ફરકુહર અને પૂનાના મિ. મેકનીકલ જેવા ઉદાર પાદરીઓ એ સમયે બહુ જ થોડા હતા.

**ભારતનો પ્રવાસ.** મેં હિંદ આવવાની તૈયારી કરી અને હું માતાનાં દર્શન કરવા બર્મિંગહામ ગયો. મારા પરદેશ જવાના કારણે ગાનું હૈયું દુભાયું. કેમકે એ બીજાં ભાઈ–ભાડુઓ કરતાં મને વધારે ચાહતાં હતાં. પછી હું ફોઈને મળવા ગયો. એ પિતાજીનાં સૌથી વડીલ બહેન હતાં. એમણે લગ્ન કર્યાં નહોતાં. હું એમને મારી મા જેવાં સમજતો હતો. તે બીજા બધા ભત્રીજાઓ કરતાં મને વિશેષ ચાહતાં હતાં. જ્યારે મેં ફોઈને કહ્યું: 'ફોઈ! હું હિંદ જાઉં છું' ત્યારે તો એ બિચારાં અવાક બની ગયાં.

મારી ગાડી જ્યારે ડોવરથી ઊપડી ત્યારે કોઈ એમના ઘરની બારીમાંથી મને જોઈ રહ્યાં હતાં. માંદાં હોવાથી એ બિચારાં સ્ટેશન

સુધી પણ આવી શક્યાં નહોતાં. હું હિંદમાં પહોંચ્યો ત્યારે એમણે જે પત્ર લખ્યો હતો તેમાં લખ્યું હતું કે :

'તું નીકળ્યો તે દિવસે મારો આખો વખત મેં પ્રાર્થનામાં આપ્યો હતો. એક્સપ્રેસ ગાડી ડોવરથી તને લઈ જતી હતી ત્યારે મને એવું લાગતું હતું કે એ મારો પ્રાણ લઈને દોડી રહી છે.'

એ વારંવાર મારી સાથે પત્રવહેવાર કર્યા કરતાં હતાં, હું પણ દર અઠવાડિયે અચૂક જવાબ આપ્યા કરતો હતો. એક માને અને ફોઈને.

હિંદમાં આવતા પહેલાં હું વાલવર્થ પણ ગયો હતો. માબાપના વિયોગના દુઃખ ઉપરાંત વાલવર્થનાં ગરીબ ભાંડુઓને છોડતાં મને વિશેષ દુઃખ થયું હતું, એ બધાં મને ખૂબ ચાહતાં હતાં, અને હું ક્ષેમકુશળ હિંદ પહોંચું તે માટે પ્રાર્થના કરતાં હતાં. એ બધાં અભણ હતાં; અને હિંદ માટે તે અવનવા વિચાર ધરાવતાં હતાં. એક વૃદ્ધ ડોશી મારા ઉપર ઘણો પ્રેમ રાખતી હતી. તેણે આંખમાં આંસુ લાવી કહ્યું : 'મેં સાંભળ્યું છે કે 'હિંદુસ્તાનના રહેવાસીઓ માણસોને ખાઈ જાય છે, હું રાતદહાડો તમારા માટે પ્રાર્થના કરતી રહીશ કે તેઓ તમને ખાઈ ન જાય.' આ સાંભળીને મને ખૂબ હસવું આવ્યું. જ્યારે મેં એ ડોશીમાને કહ્યું કે : 'માડી! હિંદના લોકો માંસનો સ્પર્શ સુદ્ધાં કરતા નથી' ત્યારે જ એના જીવને થોડીઘણી શાંતિ થઈ.

હું હિંદમાં આવ્યો તે પછી પણ કેટલાંય ગરીબ માણસો મને પત્ર લખ્યાં કરતાં હતાં. કદી કદી એ લોક પોતાની તન તોડીને મેળવેલી કમાણીમાંથી થોડા ઘણા રૂપિયા હિંદનાં ગરીબ ભાઈ-બહેનોને મદદ કરવા માટે મારા તરફ મોકલી આપતાં. ઇંગ્લંડમાં હું ૩૩ વર્ષ રહ્યો તેમાંનાં ત્રણચાર વર્ષ જે હું વાલવર્થમાં રહ્યો તે સર્વોત્તમ હતાં.

ઇંગ્લંડના ધનિકોને દુનિયાદારીની વાતો ખૂબ ગમે છે. ગરીબોનું લોહી ચૂસી ચૂસીને ધનના ઢગલા ભેગા કરવામાં જ તેઓ સંતોષ માને છે. એ લોક મજૂરોની રોજીમાંથી મોટા હિસ્સો કાપ્યા કરી જઈ પોતાની તિજોરીને ભરપૂર બનાવે છે. એટલું જ નહિ પણ પરદેશના મજૂરોની કમાણીમાંથી પણ પૈસા પડાવવાની પેરવી કર્યા કરે છે. એમને પોતાના ઉડાઉ ખર્ચ માટે પૈસા જોઈએ. એ પૈસા ભલે પછી કોઈ પણ રીતે આવે? પરંતુ **ગરીબ માણસોનાં હૃદય પછી ભલે તે હિંદનાં હોય કે વિલાયતનાં ખરેખર ઉદાર** હોય છે. એમને કાને દુઃખિયાનાં દુઃખની વાતો પહોંચે છે, તો તેમનાં હૈયાં તરત નરમઘેંશ થઈ જાય છે, અને તેથી સાથે જ યથાશક્તિ મદદ કરવાને હંમેશાં તૈયાર રહે છે. એ લોકો મદદ કરવામાં ભેદભાવ રાખતા નથી. મદદની બૂમ પડોશીઓએ પાડી છે કે દુનિયાના કોઈ દૂર દેશને ખૂણેથી આવે છે તેનો વિચારસરખો એમના મનમાં ઊઠતો નથી. એમનું ઉમદા હૈયું તો સૌને જ મદદ કરવાની તત્પરતા દાખવે છે.

હું હિંદ આવવા નીકળ્યો તે પહેલાં વાલવર્થમાં બનેલી એક કરુણ ઘટના મને બરાબર યાદ રહી ગઈ છે. વાલવર્થમાં એક ગરીબ કુટુંબ હતું. એક ડોસો, ડોસી ને તેમની દીકરી. ડોસો ને ડોસી દર અઠવાડિયે ૫ શિલિંગ કમાતાં હતાં. તેમાંથી દર અઠવાડિયે ૨॥ શિલિંગ તેમને ભાડાના આપવા પડતા હતા. છોકરી પણ ખૂબ ગરીબ હતી; છતાં એ યથાશક્તિ માબાપને મદદ કરતી હતી. ખ્રિસ્તીઓમાં ૪૦ દિવસ અત્યંત પવિત્ર મનાય છે. એ દિવસો ઈશુ ખ્રિસ્તે ધર્મપ્રચાર કરતાં પહેલાં ઉપવાસ કર્યા હતા. એ ૪૦ દિવસોને અમે 'લેન્ટ' ને નામે ઓળખીએ છીએ, અને જ્યારે એ દિવસો આવે છે ત્યારે ખ્રિસ્તીઓ કંઈ ને કંઈ આત્મસાગ કરે છે. જ્યારે હું હિંદ આવવા નીકળ્યો ત્યાર પહેલાં બેએક મહિના પર મેં

વાલવર્થનાં ગરીબ ભાઈઓને કહેલું : 'આપ હિંદનાં ગરીબ ભાઈ-ભાંડુઓને કંઈક મદદ કરો. હું હિંદુસ્તાન જાઉં છું, આપ પ્રેમપૂર્વક જે કંઈ આપશો તે હું હિંદના ગરીબોને પહોંચાડીશ.' પેલાં વૃદ્ધ ડોસાડોસી મારી પાસે એક નાનકડી પેટી લાવ્યાં. મેં ખ્યાલ કર્યો કે એ બેચાર પૈસા લાવ્યાં હશે, પરંતુ પેટી ખોલી તો તેમાંથી ૩ શિલિંગ અને ૬ પેન્સ નીકળ્યા. મારા જાણવા પ્રમાણે એ દર અઠવાડિયે ૬ પેન્સ બચાવતાં હતાં. ૨ાા શિલિંગ ભાડાના આપતાં બાકીના ૨ાા શિલિંગમાં ઘરખરચ નભાવી તેમાંથી ૬ પેન્સ બચાવતાં હતાં. જ્યારે મેં એમનો એ સ્વાર્થત્યાગ જોયો ત્યારે મારી આંખોમાંથી આંસુ આવી ગયાં. પોતાની ખરી કમાઈના ૩ાા શિલિંગ મારા હાથમાં મૂકતાં મૂકતાં એ નિર્ધન ડોસાએ કહેલું કે : મિ. એન્ડ્રૂઝ! અમને ખૂબ દિલગીરી થાય છે કે અમે હિંદુસ્તાનના ગરીબો માટે આથી વધારે આપી શકીએ તેમ નથી.'

હવે જ્યારે હું ઇંગ્લંડ અને હિંદનો વિચાર કરું છું ત્યારે હું એ જ નિર્ણય ઉપર આવું છું કે ઇંગ્લંડના મોટા માણસોની સહાનુભૂતિ મેળવવાના પ્રયત્નો નકામા જશે. એ બનવાજોગ છે કે ઇંગ્લંડનાં મોટાં માણસો પૈકી કેટલાક નિઃસ્વાર્થ હશે ખરું, પરંતુ મોટો ભાગ તો સ્વાર્થીનો જ છે. જ્યાંસુધી હિંદ પોતે પોતાના પગ ઉપર ઊભું રહેતાં નહિ શીખે, ત્યાંસુધી વિલાયતના મોટા માણસો એમનું ધન ચૂસ્યા જ કરશે. દુનિયામાં શાંતિની કંઈપણ આશા હોય તો તે બધા દેશના ગરીબો જ છે. એવો સમય આવશે કે, જ્યારે દુનિયાના ગરીબો અંદરોઅંદર સહાનુભૂતિ રાખતાં શીખશે, અને પછી એ ધનિક અને શક્તિશાળી માણસોની તાબેદારીમાંથી સ્વતંત્રતા સંપી જઈને મેળવશે.

મારો અભિપ્રાય એવો છે કે, દુનિયાના ગરીબોમાં ભ્રાતૃભાવ કાયમ કરવાની બહુ જ જરૂર છે. હિંદમાં પણ મને આવો જ અનુભવ

ચર્યા છે. હું હિંદના ગામડામાં રહ્યો છું. અને ગામડિયા લોકોની વાતચીતો મેં સાંભળી છે. દરેકમાં એક જ જાતની ઉદારતા જણાઈ આવી છે. એમનામાં અભિમાનનો છાંટો સરખો નથી હોતો. સહાનુભૂતિની લાગણી એમનાં હૈયાંમાં ઠાંસી ઠાંસીને ભરાયેલી હોય છે. એ લોકો આગળ મેં લંડનના મજૂરોના અનુભવો જ્યારે જ્યારે કહી સંભળાવ્યા છે, ત્યારે ત્યારે એમનાં હૈયાં સહાનુભૂતિના ભાવથી ઊભરાઈ ઊઠયાં છે.

હિંદનાં ગરીબોની ઉદારતાના પણ ઘણા દાખલા મારી પાસે મોજૂદ છે.

વિલાયતના મજૂરદળનું કામ કરનારા પર મને એટલો બધો વિશ્વાસ નથી, છતાં એમાંના કેટલાક આદર્શવાદી અને ઉદાર પણ છે. સૌથી વધારે વિશ્વાસ તો મને ગરીબો પર છે–હાથ પગથી મહેનત કરનારા મજૂરો ઉપર છે. દુનિયાના તમામ ગરીબ દુઃખી સૌનો સ્વભાવ એક સરખો જ છે.

## ફેબ્રુઆરી–માર્ચ ૧૯૦૪

**હિંદમાં આવવું અને સમુદ્રયાત્રા**

તા. ૧૨ મી ફેબ્રુઆરી સને ૧૯૦૪માં મેં મારું ૩૩ મું વર્ષ પૂરું કર્યું હતું. હું તા. ૨૭ મી ફેબ્રુઆરીએ હિંદમાં આવવા નીકળ્યો. એ દિવસ કદી ભુલાશે નહિ. ખૂબ ઠંડી હતી. ભયંકર ધૂમસ વરસતું હતું અને તેને લઈને લંડન ઉપર ઘોર અંધકાર છવાઈ રહ્યો હતો. ઇંગ્લીશ ચેનલ પસાર કરતી વખતે પણ એ ઝાકળ ધૂમસે કેડો મૂકયો નહોતો. મારે ઑસ્ટ્રિયાના વે રટ બંદરે થઈને હિંદમાં આવવું

હતું. એટલે મારે વચમાં સ્વિટ્ઝર્લૅન્ડમાંથી પસાર થવાનું હતું. મેં મારી જિંદગીમાં કદી એવું કુદરતી સૌન્દર્ય જોયું ન હતું. આલ્પ્સ પર્વતનો અનુભવ મને સૌથી પહેલાં જ થયો. આલ્પ્સ પર્વતની હાર જોનારને એટલી બધી પાસે જણાય છે કે તે જોનારને પોતાના પ્રભાવ વડે છક કરી નાખે છે. એને જોતાં જ પ્રભુની અગમ્ય શક્તિ અને મોટાઈનો ખ્યાલ આવી જાય છે.

હવે હિંદમાં આવ્યા પછી મેં નગાધિરાજ હિમાલયનાં દર્શન કર્યાં, પરંતુ હિમાલય જોઈને મને જે અસર થઈ. તે આલ્પ્સ પર્વત કરતાં જુદી જ જાતની થઈ.

આલ્પ્સ જોઈને પરમાત્માની શક્તિનો પરિચય પમાય છે; અને હિમાલય જોઈને પરમાત્માની અનંતતાનો. હિમાલયમાં કેટલુંક એવું સૌંદર્ય છે કે જે માણસના મનને આકર્ષિત કરીને મનુષ્યના મનને સમય તથા આકાશથી વેગળું લઈ જાય છે ત્યારે આલ્પ્સ પર્વત જોનારને એટલો બધો પાસે લાગે છે કે જોનારના મન પર આવી અસર નથી ઊપજતી. મને એ વાતમાં પૂર્ણ ભરોસો છે કે; હિંદની નદીઓએ હિંદના મગજને જેમ વિશેષ પોષણ આપ્યું છે તેમ જ હિમાલયે પણ પૂરેપૂરો પ્રભાવ પાડ્યો છે.

ઉપર જણાવ્યા મુજબ. ભારત આવવાને હું ટ્રિએસ્ટ બંદરેથી ઊપડ્યો. આ મારી દરિયાની લાંબી મુસાફરી હતી. દરિયાઈ માંદગીએ આખે રસ્તે મને હેરાન કર્યો.

મિસર અને અરબસ્તાનના કિનારાની મારી દરિયાઈ મુસાફરી મારે માટે અત્યંત આશ્ચર્યજનક નીવડી. આ સફરમાં મને મનુષ્ય જાતના અજબ ઇતિહાસની ઘણી ખરી બીનાઓ યાદ આવી ગઈ. પૂર્વના દેશો સાથેનો મારો આ પ્રથમ જ પરિચય હતો. એની અસર મારા ઉપર એવી પડી કે: બુદ્ધિ, જ્ઞાન અને અનુભવમાં પૂર્વ પશ્ચિમ કરતાં બહુ જ જૂનો છે. રાતા સમુદ્રમાં એ સુંદર પ્રકાશ

કે જે હવે તો મને રાત્રે દેખાતો હતો, તે જાણે મને અનંતતાનો સુંદર સંદેશો સંભળાવી રહ્યો ન હોય એમ લાગતું હતું.

રાતા સમુદ્રના ત્રણ દેખાવો હું કદી ભૂલી શકીશ નહિ. એક સૂર્યોદયના સમયનો દેખાવ, બીજો સૂર્યાસ્ત સમયનો અને ત્રીજો રાત્રીનો. સુંદર દેખાવ. આકાશ રાત્રે બિલકુલ નિર્મળ જણાયું હતું. એ દેખાવ એવો લાગતો હતો કે જાણે આકાશના તારા ઊતરીને પરમાત્માનો. અનન્ત મહિમા સંભળાવી રહ્યા ન હોય! અંધારી રાતનું સૌંદર્ય પણ ખરેખરું કોમળતાભર્યું જણાતું હતું. આવું સ્વચ્છ આકાશ મેં કદી જોયું નહોતું. અમારા દેશના ઉત્તર સમુદ્રમાં તો ભાગ્યે જ કોઈક દહાડો એવો જતો કે જ્યારે આકાશમાં વાદળાં ઘેરાયેલાં ન હોય! અને વાદળાં કદાચ ન હોય તો ઝાકળ તો વરસ્યાં જ હોય!

પૂર્વના દેશોની રાત્રીની શોભા જોવાનો મારો આ પહેલો જ પ્રસંગ હતો. હિંદનાં વાદળાંમાં જે અનંત સુંદરતા છે તે મને રાતા સમુદ્રના આકાશ કરતાં પણ વિશેષ સુંદર અને મનોહર લાગી છે. હિંદનાં વાદળાં તરફ ટગર ટગર જોઈ રહેતાં હું કદી થાકતો નથી.

હિંદમાં આવ્યા પછી મેં બીજા કેટલાય દેશો જોયા છે; ઑસ્ટ્રેલિયા, ફિજી, ન્યૂઝીલૅન્ડ, ચીન, જાપાન વગેરેની મુસાફરી તે પછી કરી ચૂક્યો છું. પણ આ મનોહરતા, સુંદરતા અને કોમળતાનો અનુભવ મને બીજે ક્યાંય થયો નથી. ઑસ્ટ્રેલિયામાં વાદળ કદી કદી સ્વચ્છ દેખાવ છે ખરું, છતાં એમાં મને કશીક ભયંકરતા જણાતી રહી છે. હિંદની વાત ખરેખર અનોખી છે. હિંદના નિરભ્ર આકાશમાં મને જણાતી રહી છે માતૃપ્રેમની કોમળતા.

કોઈ મને પૂછે કે, 'હિંદ તરફ તમારો આટલો બધો પક્ષપાત કેમ છે?' તો તેને હું વગર અચકાયે કહી દઉં કે હિંદની ભૂમિએ

પોતાના સૌંદર્ય વડે મારું હૈયું છતી લીધું છે. રાતનું આકાશ મને ખૂબ જ સુંદર જણાય છે. જ્યારે હું હિંદ બહાર જાઉં છું ત્યારે મને થાય છે કે જેમ બને તેમ વેળાસર હિંદ પાછો ફરું. આનું ઊંડું કારણ તપાસવા બેસું છું તો હિંદની ભૂમિ અને આકાશ તરફનો મારો એ ગાઢ પ્રેમ જ મને એમ કરાવે છે, એમ જણાઈ આવે છે. આથી કરીને બીજા બધા જ દેશો મને વિદેશ જેવા જણાય છે. ત્યારે હિંદ મને મારું માદરે વતન હોય એમ લાગે છે. મારા એ ભાવો પૂરેપૂરા લખી બતાવવા હું અસમર્થ છું. પરંતુ એટલું હું કહી જ શકું કે હિંદ પ્રત્યેનું મારું આ આકર્ષણ પહેલે સપાટેથી જ ઉદ્ભવવા પામ્યું છે.

હિંદમાં

તા. ૨૦ મી માર્ચ ૧૯૦૪ને દિવસે હું મુંબઈ ઊતર્યો. હું આ દિવસને ખૂબ પવિત્ર માનું છું. કારણ કે એ દિવસે મારો પુનર્જન્મ હિંદમાં થયો એમ હું માનું છું. જે દિવસે મેં રાતા સમુદ્રમાં પ્રવેશ કર્યો. તે દિવસથી મારા હૃદયમાં અનેરા આનંદની છોળો ઊછળવા માંડી હતી. મુંબઈથી દિલ્હીની મુસાફરી મારે માટે ખૂબ આનંદદાયક નીવડી. આ અનુભવ શબ્દો દ્વારા વ્યક્ત કરવો અસંભવિત છે. મને એમ થતું હતું કે હું કાંઈક અનુભવી રહ્યો છું. હિંદના મહાન સૌંદર્ય ધનમાં મને કંઈક ઊંડું રહસ્ય રહેલું જણાતું હતું.

આખો દિવસ તો હું ભણાવવાનું કામ કરતો રહેતો, પરંતુ રાતના બાર બાર વાગ્યા સુધી હું હિંદના આકાશ ભણી મીટ માંડીને વિચારમગ્ન બની જતો. જિંદગીમાં આવા વિચિત્ર અનુભવો મને કદી થયા નહોતા, અને મને વિશ્વાસ છે કે ભવિષ્યમાં પણ આવી આશ્ચર્યજનક રાત્રીઓ મારા જીવનમાં ફરી કદી આવશે પણ નહિ.

દક્ષિણ મહાસાગરના બેટોની મણુતરી દુનિયામાં સર્વોત્તમ સ્થાનોમાં થાય છે- કુદરતી સૌંદર્યની દૃષ્ટિએ એ બેટો છે પણ અત્યંત સુંદર છતાં જ્યારે મેં એ બેટોની મુસાફરી કરી ત્યારે ત્યાંની ભૂમિ અને આકાશે મારું મન એટલું બધું ખેંચ્યું નહોતું કે જેટલું ભારતીય આકાશે ખેંચ્યું હતું. એનું કારણ કદાચ એમ પણ હોય કે જ્યારે હું હિંદમાં આવ્યો ત્યારે મારી ઉમ્મર ૩૩ વરસની હતી. અને જ્યારે હું દક્ષિણ મહાસાગરમાં ગયો ત્યારે મારી ઉમ્મર જાસ્તી હતી; અથવા એમ પણ બને કે મન પર એક વખત કશાકની ઊંડી છાપ પડી ગયા પછી બીજી વખત બીજાની ઓછી છાપ પડે !

હિંદમાં કુદરત સાથે જેવી ને જેટલી એકતાનતા હું અનુભવી શકું છું તેવી ને તેટલી એકતાનતા ફિજી દ્વીપોમાં અનુભવી શક્યો નથી. જે રીતે હિંદભૂમિ મારી માતૃભૂમિ બની ગઈ છે તેથી રીતે હું એ દ્વીપોને મારી માતૃભૂમિ બનાવી શક્યો નથી.

દક્ષિણ આફ્રિકાના મારા પ્રવાસથી પણ મારો આ અભિપ્રાય બદલાયો નથી. દક્ષિણ આફ્રિકાના એકાન્ત ઉચ્ચ પ્રદેશ ઉપરથી આકાશનું જે સૌંદર્ય જણાય છે તે અલબત્ત મનોહર છે. કેટલીય રાતો મેં એ આકાશ સૌંદર્યને જોવામાં વિતાવી નાખી, છતાં મને હિંદના આકાશ જેવી અનંત કોમળતા એમાં ન જ લાગી.

હિંદના ભૂમિના મારા વસવાટે મારા અંતઃકરણમાં પરમાત્મા માટે 'માતા'નું સંબોધન વાપરવાનો ભાવ જન્માવ્યો. પરંતુ ઇંગ્લંડમાં જ રહ્યો હોત તો મારું અંતઃકરણ એમ કરવાને કદાપિ તૈયાર ન થાત.

મને એમ લાગે છે કે ઉત્તર તરફના દેશોમાંથી આવનાર બધા જ મુસાફરોને, હિંદમાં આવ્યા પછી કાંઈક આવી જ જાતના અનુભવ થતા હશે. પરંતુ મારા અનુભવોમાં મનોરંજક વાત એ છે કે

જ્યારે હું હિંદ બહાર જઈને ફરીથી હિંદમાં પાછો ફરું છું ત્યારે પ્રત્યેક વખતે મને જાણે તાજો જ અનુભવ ન કરતો હોઉં એમ લાગે છે. આફ્રિકાથી પાછા ફરતાં પણ એવો જ અનુભવ મને થયો હતો. હિંદભૂમિ અને હિંદના પ્રકાશ સાથે સત્તર સત્તર વર્ષના ગાઢ પરિચય પછી પણ મને પરદેશથી પાછા ફરતી વખતે નવું ને નવું જ જણાય છે. સંબંધ જૂનો થયા છતાં હજી પણ એટલું જ આકર્ષણ ચાલુ છે કે જાણે પેલી માર્ચ ૧૯૦૪ ની સાંજ ન ચાલતી હોય !

# સેન્ટ સ્ટીવન્સ કૉલજમાં પ્રોફેસરી

**પા**છલા પ્રકરણમાં પાઠકો મિ. ઍન્ડ્રૂઝની ભારતયાત્રાનું વર્ણન એમના પોતાના જ શબ્દોમાં વાંચી ગયા છે. એ મનોરંજક યાત્રાનું વર્ણન મેં ધાર્યું હોત તો મારા પોતાના શબ્દોમાં પણ આપી શકત પરંતુ તેમ કરવા જતા વર્ણનની મનોહરતા મારી જાત. તદુપરાંત, આ પુસ્તકનો ઉદ્દેશ મિ. ઍન્ડ્રૂઝનું ચરિત્ર હિંદી પાઠકોની આગળ જેમનું તેમ તેના અસલ સ્વરૂપમાં રજૂ કરવાનો હોવાથી ખાસ ખાસ પ્રસંગોએ એમના હૃદયના ભાવ એમના પોતાના જ શબ્દોમાં રજૂ કરવાની આવશ્યક્તા જણાય છે. આ પ્રકરણમાં વાચકોને દિલ્હીના સ્ટીવન્સ કૉલેજના એમના અનુભવો વાંચવા મળશે.

ઍન્ડ્રૂઝ દિલ્હીની સ્ટીફન્સ કૉલેજમાં જોડાયા ત્યારે કૉલેજના સ્ટાફમાં ફેરફાર થવાનો હતો. કૉલેજના પ્રિન્સિપાલ સાહેબ વિલાયત ચાલ્યા ગયા હતા. એમની જગા ખાલી હતી. ઍન્ડ્રૂઝની વિદ્વત્તાની વાતો સેન્ટ સ્ટીફન્સ કૉલેજમાં પહેલેથી આવી ચૂકી હતી.

એ કૉલેજના એક જૂના વિદ્યાર્થી પાસેથી મને જાણવા મળ્યું છે કે "મિ. ઍન્ડ્રૂઝે કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયની પરીક્ષાઓ ઘણા ઊંચા નંબરે પાસ કરી હતી અને તેમને કેટલાંય ઇનામો ઉપરાંત સ્કૉલરશીપો મળી હતી એની ખબર તો અમને બધાંને ક્યારની ય

થઈ ગઈ હતી. અમારી કૉલેજમાં મિ. ઍન્ડ્રૂઝનું જોડાવું એ બહુ મહત્ત્વની વાત થઈ પડી."

મિ. ઍન્ડ્રૂઝે કૉલેજના પ્રોફેસર તરીકે એકાદ વરસ કામ કર્યા બાદ કૉલેજના સંચાલકોએ પોતાના મનની વાત જાહેર કરી કે જો મિ. ઍન્ડ્રૂઝની તબિયત સારી રહે તો તેમને કૉલેજના પ્રિન્સિપાલ બનાવવા.

આ વખતે મિ. લિફ્રોય લાહોરના મુખ્ય પાદરી હતા. ઇંગ્લંડમાં રહેનારા કૉલેજના મદદનીશો પર પાદરી સાહેબનો પૂરેપૂરો પ્રભાવ પડી ગયેલો હતો. એમણે મિ. ઍન્ડ્રૂઝને જણાવ્યું : 'કોઈ અંગ્રેજને જ કૉલેજના પ્રિન્સિપાલનો હોદ્દો આપવો જોઈએ.' પોતાની આ દલીલ સાબિત કરવા એમણે ત્રણ બાબતો રજૂ કરી હતી.

(૧) હિંદુસ્તાની માબાપો અંગ્રેજ પ્રિન્સિપાલ ઉપર જ વિશ્વાસ કરશે.

(૨) હિંદુસ્તાની પ્રિન્સિપાલ કૉલેજમાં વ્યવસ્થા જાળવી શકશે નહિ.

(૩) જો કૉલેજમાં કોઈ મુશ્કેલી ઊભી થશે તો હિંદુસ્તાની પ્રિન્સિપાલ પોતાની અશક્તિને કારણે વિદ્યાર્થીઓથી દબાઈ જશે. એ બળપૂર્વક પોતાની વાત ઉપર એનાથી મક્કમ રહી શકાશે નહિ.

મિ. ઍન્ડ્રૂઝે પાદરી સાહેબને કહ્યું : "શ્રીયુત સુશીલકુમાર રુદ્ર આ કૉલેજમાં જૂના અધ્યાપક છે. એમને ૨૦ વરસનો અહીંનો અનુભવ પણ છે. પ્રિન્સિપાલ તરીકે એ સર્વ રીતે યોગ્ય છે. મને કંઈ જ અનુભવ નથી. હું નવોસવો આવ્યો છું."

પાદરીએ કહ્યું : "આપ નવાસવા છો એ વાતની ચિંતા નહિ. આપ અંગ્રેજ છો, અને અમારી કૉલેજનો પ્રિન્સિપાલ અંગ્રેજ જ હોવો જોઈએ."

મિ. ઍન્ડ્રૂઝે પાદરી સાહેબની આ વાતનો વિરોધ કરતાં પાદરી

સાહેબને સ્પષ્ટ શબ્દોમાં સંભળાવી દીધું કે, ' જો શ્રીયુત સુશીલકુમાર રુદ્રને પ્રિન્સિપાલ નહિ બનાવવામાં આવે તો હું કૉલેજના અધ્યાપક તરીકેનું પણ રાજીનામું આપી દઈશ. રંગભેદની એવી નીતિનો હું કદાપિ સ્વીકાર કરીશ નહિ."

મિ. ઍન્ડ્રૂઝ કહે છે કે: 'આ વાતનો સખત વિરોધ જો મેં ન કર્યો હોત, તો પાદરી સાહેબની વાત મારે માનવી પડત. એ વાત ન માનવી પડે એટલા માટે જ મેં રાજીનામું આપવાની ધમકી આપી હતી, અને ખરેખર જો શ્રીયુત રુદ્રને પ્રિન્સિપાલ ન બનાવ્યા હોત તો જરૂર હું રાજીનામું પણ આપી દેત. કૉલેજમાં એક બીજા અંગ્રેજ અધ્યાપક હતા તેમનું નામ હતું મિ. વેસ્ટન. આ વખતે એ કેમ્બ્રિજ મિશનના અધ્યક્ષ હતા. મિ. વેસ્ટનને પણ સંચાલકો પ્રિન્સિપાલ બનાવવા ઇચ્છતા હતા; પરંતુ તેમણે ઉદારતાપૂર્વક પ્રિન્સિપાલ બનવાની ના પાડી. તેમણે પણ મિ. રુદ્રને પ્રિન્સિપાલ બનાવવાની તરફદારી કરી. અમારા બંને આગળ પાદરી સાહેબનું કંઈ ચાલી શક્યું નહિ. એટલે આખરે મિ. રુદ્ર પ્રિન્સિપાલ બન્યા."

આ બનાવ ઉપરથી મિ. ઍન્ડ્રૂઝનો સ્વાર્થત્યાગ અને ન્યાયપ્રિય સ્વભાવ અનોખી રીતે તરી આવે છે.

મિ. ઍન્ડ્રૂઝ ભારે સ્પષ્ટ વક્તા હતા. પોતે સૌની પાછળ રહીને નિઃસ્વાર્થ રીતે ભારતમાતાની સેવા કરવાની તમન્ના ધરાવતા હતા. ધન, પદ, અને આગેવાની એ ત્રણેય પ્રલોભનોથી વિરક્ત રહી હિંદમાતાની સેવા કરવાનું એમનું ધ્યેય હતું.

મિ. રુદ્ર પ્રિન્સિપાલ થયા, અને પોતે એમના હાથ નીચે નોકરી કરવા લાગ્યા. એ સંબંધમાં પોતે કહે છે કે: "મારી જિંદગીમાં જો મને સૌથી વિશેષ આનંદ થયો હોય, તો એ વખતે થયો હતો કે જ્યારે મિ. રુદ્ર પ્રિન્સિપાલ બન્યા અને હું એમના હાથ નીચે કામ કરી શક્યો. હું વાઈસ પ્રિન્સિપાલ પણ નહતો,

પરંતુ એક સાધારણ અધ્યાપક–પ્રોફેસર હતો. હિંદમાં આવ્યા પછી સૌથી વધારે શિખામણ મને એ મળી છે કે 'જો કોઈ અંગ્રેજ હિંદની સેવા કરવાનું સાચા દિલથી ઇચ્છતો હોય તો તેણે તાબેદારીમાં રહીને કામ કરવું. એ જ સાચો રસ્તો છે. ભારતની સેવા કરવા ઇચ્છનાર અંગ્રેજે અહીંના કામોમાં મોટાભા બનીને કારભાર કરવો એ મોટી ભૂલ છે. હું મને પોતાને ભાગ્યશાળી સમજું છું, કે હું એ ભૂલથી બચવા પામ્યો.' મિ. એન્ડ્રૂઝના જીવનની સાચી કૂંચી હોય તો તે આ જ છે.

આપણા દેશમાં એવા કેટલાય પડયા છે કે જેના મગજમાં આગેવાન બનવાની તમન્ના ઘર કરી રહી હોય છે. આગેવાની પણ એટલી બધી સસ્તી બની ગઈ છે કે જેનું ઠેકાણું નહિ, દેશ માટે જેમણે કંઈ જ પરિશ્રમ કર્યો નથી, સ્વાર્થત્યાગ કર્યો નથી, કંઈ જ કષ્ટ વેઠયાં નથી, તેઓ પણ આગેવાનીનો મુગટ માથે મૂકવા તૈયાર થઈ રહ્યા છે. આગેવાનીનો આ ભયંકર રોગ જોરથી પ્રસરી રહ્યો છે.

એવા કેટલાક લેભાગુ આગેવાનોનો ભેટો થવાનું દુર્ભાગ્ય મને પ્રાપ્ત થયું છે. એમના આ બનાવટી દેશપ્રેમ પર મને હસવું આવે છે, એમની બુદ્ધિનું અજીર્ણ જોઈને તો મને નરી દયા જ આવી છે અને એમનો છાક જોઈને મને નર્યો અચંબો ઊપજ્યો. મિ. એન્ડ્રૂઝની સાથે આ મહાનુભાવોની તુલના કરી જોતાં મને આસમાન જમીનનો ફરક જણાય છે. મિ. એન્ડ્રૂઝ ઉચ્ચ કોટિના વિદ્વાન હોવા છતાં એમનામાં અહંકાર કે અભિમાનનું નામનિશાન નહોતું. હિંદમાતા માટે રાતદહાડો પરિશ્રમ કરવા છતાં એમણે કદી આગેવાન હોવાનો દાવો કર્યો નહોતો.

પ્રિન્સિપાલપદેથી મિ. રુદ્રે દિલ્હીની જનતા ઉપર પોતાની સારી છાપ પાડી દીધી. વિદ્યાર્થીઓમાં વ્યવસ્થાશક્તિ આણી દીધી.

એમની કામ કરવાની આવડતથી પેલા વિરુદ્ધ પડનાર પાદરી સાહેબ પણ અચંબો પામ્યા. એમણે મિ. ઍન્ડ્રૂઝ આગળ પોતાની ભૂલ કબૂલ પણ કરી.

સેન્ટ સ્ટીફન્સ કૉલેજનો આ બનાવ મિ. ઍન્ડ્રૂઝના જીવનનો મુખ્ય બનાવ હતો. એમની ઉમ્મર ૩૪ વરસની હતી. પાદરી સાહેબને એ પૂજ્ય માનતા હતા. છતાં એમની સામે રાજીનામુ આપી સત્યાગ્રહ કરવા જેટલે તબક્કે વાત લઈ જવી. એ એમને માટે સહેલી વાત નહોતી. આ સિવાય એ વખતે એમને મિ. રુદ્રનો પણ વિરોધ કરવો પડયો હતો. તેઓ કહેતા હતા કે: 'મિ. ઍન્ડ્રૂઝ! તમે જ પ્રિન્સિપાલ બની જાઓ. આપ પ્રિન્સિપાલ થશો તોપણ હું ઘણી ખુશીથી આપના હાથ નીચે કામ કરીશ.

મિ. ઍન્ડ્રૂઝ કહે છે કે: 'શ્રીયુત રુદ્ર એટલા મોટા મનના, નમ્ર અને નિરહંકારી હતા કે તેઓ ઘણા આનંદથી મારા તાબામા રહીને પ્રથમ થઈ ગયેલા પ્રિન્સિપાલોના હાથ નીચે જેમ કામ કર્યું હતું તેમ જ કરત.'

मि. ઍન્ડ્રૂઝ મિશન તરફથી પ્રચારક બનીને હિંદમાં આવ્યા હતા. અહીં આવતાં જ ઍંગ્લો ઇન્ડિયન લોકોએ એમના કાન ભંભેરવા શરૂ કર્યાં. એક બે વાર નહિ પણ પંદર વીસ વાર એમણે એવો ઝેરી ઉપદેશ આપવા માંડ્યો કે: કોઈ વખત કોઈપણ સંજોગોમાં 'નેટિવ' (હિંદીઓ) થી દબાવું નહિ. અને કદી કોઈ નેટિવના મંડળમાં એવો ખ્યાલ સરખો ન આવવા દેવો કે તેઓ તમારાથી ઊંચા છે. આપણે લોકો હિંદ ઉપર એક જ રીતે રાજ્ય કરીએ છીએ, અને એ રીત એ છે કે આપણે લોકો આપણું 'પોઝીશન' (પદ–ગૌરવ) ને ઊંચું રાખી શકીએ છીએ. તમે પ્રચારક છો, તોપણ તમારે સૌથી પહેલા અંગ્રેજ બનવું રહેશે. એ

એંગ્લો ઇંડિયનોને ઉપદેશ

વાતને તો આપ કદી પણ ભૂલશો જ નહિ કે આપ સાહેબ છો. જો આપ કોઈ નેટિવને આપની સાથે ખૂબ મળવા-ભળવા દેશો અથવા તેની સાથે આપ દિલ ખોલીને વાત કરશો તો તેથી આપને બેસુમાર નુકસાન પહોંચશે. હિંદુસ્તાની લોકો નીચ જાતિના છે, અને આપણે આપણી તરવારને બળે હિંદ ઉપર રાજ્ય કરીએ છીએ, આપ એમની સાથે મહેરબાનીભર્યું વર્તન ભલે ચલાવો, પરંતુ હમેશાં સાવધાન રહીને જ તેમ કરજો! અંગ્રેજપણાની 'પ્રેસ્ટીજ' ધાકને તો હરગીજ ન ખોશો.

આ ઉપદેશો સાંભળીને એન્ડ્રૂઝ સાહેબ ખૂબ ચકિત થઈ ગયા. એમણે વિચાર કરવા માંડ્યો કે વાત શી છે? પહેલી વાત તો એ છે કે ભલા-સારા અંગ્રેજ હિંદુસ્તાનમાં થોડા જ આવે છે; અને જે આવે છે. એમની ભલાઈ અહીંના અંગ્રેજો પ્રન્ડિયન લોકોના ઉપદેશાનુસાર કપૂરના અર્કની પેઠે જલદી જલદી ઊડી જાય છે. તેમ છતાં ય થોડીઘણી ભલાઈ જો રહી જાય છે તો તેને નીચ ખુશામતખોરો પોતાના સ્વાર્થમાં વાપરી નાખે છે.

મિ. એન્ડ્રૂઝ પોતાના 'નોર્થ ઇંડિયા' પુસ્તકમાં લખે છે કે:

"હું મારી એ દિવસોની સ્થિતિને જલદી ભૂલી શકતો નથી. કે જ્યારે હું પહેલવહેલો દિલ્હીમાં આવ્યો હતો. પોલીસો મને સલામ કરતા હતા, હિંદુસ્તાની સિપાઈ મને જોતાં જ સાવધાનીથી ઊભા થઈ જતા હતા; અને દરેક જણ રસ્તો કરી આપવાને તૈયાર રહેતો. પહેલાં તો હું એમ સમજતો કે આ બધું આદરમાન મારા મિત્રને આપવામાં આવે છે; એ મિત્ર કે જે દિલ્હીમાં રહેતા હતા અને એક જાણીતા માણસ હતા. પરંતુ જ્યારે હું એકલો નીકળતો ત્યારે પણ સૌ સાવધાનીથી માન આપતાં હતાં. એનું કારણ પાછળથી હું સમજી શક્યો:કે હું સાહેબ હતો, તેથી તેઓ એમ કરતા હતા."

આગળ જતાં એન્ડ્રૂઝ સાહેબ લખે છે કે: "આ હાલત જેમાં વિલાયતના હલકટ માણસોને પણ આટલું બધું મહત્ત્વ આપવામાં આવે છે, તે અંગ્રેજોના મોટા ભાગને બગાડી મૂકે છે."

એમનું આ કહેવું અક્ષરે અક્ષર સાચું છે, જે વાતાવરણમાં ગૌરાંગદેવોના ચરણોદક લેનારા રાવસાહેબો, પ્રિન્સિપાલની ખુશામત કરીને પગાર વધારે લેવાની દાનત રાખનારા જાસૂસ પ્રોફેસરો છે અને આમલતદારી અથવા ડેપ્યુટી કલેક્ટરી કરવા ઇચ્છતા ઉમેદવાર યુવાનો દોડાદોડ કરે છે; આવું વાતાવરણ નવા આવનાર અંગ્રેજો માટે અત્યંત હાનિકારક છે એમાં શક નહિ.

અહીં એક દાખલો આપવો અયોગ્ય નહિ ગણાય. અમા કૉલેજમાં એક વાર જીવશાસ્ત્રના એક પ્રોફેસર આવ્યા હતા. એ કૉલેજ બોર્ડિંગના નિરીક્ષક પણ હતા. અને ત્યાં જ રહેતા હતા. પ્રથમ તો એ સીધા સાદા સરળ સ્વભાવના જણાતા હતા. તેઓએ અમારા સૌનું ધ્યાન એમના તરફ ખેંચ્યું હતું. પરંતુ જ્યાં એકદમ રૂા. ૭૦૦) પગાર થયો ત્યાં તો એમનો મિજાજ સાતમા આસમાન ઉપર ચઢીને બેઠો. ફાટેલાં કોટ પાટલૂનને ઠેકાણે ફર્સ્ટક્લાસ સૂટ આવ્યાં. મંડળના ઉપદેશોમાં એ 'પ્રેસ્ટીજ'નો ખ્યાલ કરાવવા લાગ્યા; અને અમારી બોર્ડિંગના કેટલાક ખુશામતખોર વિદ્યાર્થીઓની ચાપલૂસી વાણીમાં એ મશગૂલ રહેવા લાગ્યા. બસ સાહેબનો બધો રંગઢંગ બદલાઈ ગયો. એક દિવસ અમારા મોનિટર સાહેબને એ પ્રોફેસર મહાશયે કહ્યું હતું કે: "જો અંગ્રેજ લોક હિંદુસ્તાનમાં બે હજાર વર્ષ પહેલાં આવ્યા હોત તો હિંદવાસીઓની સદ્‌ચરિત્રતાનું માપ અત્યાર સુધીમાં ઠીક થઈ ગયું હોત."

આ સાહેબને કોઈએ કહ્યું હોત કે: "ભલા માણસ! જો એ વખતે તમે અમારી સદ્‌ચરિત્રતાનું માપ વધારવા આવ્યા હોત તો વાંદરાં અને માંકડાંની પેઠે ઝાડ ઉપર કોણ લટકત?"

આવાં તો કેટલાંય ઉદાહરણો આપી શકાય એમ છે. આપણા દેશીભાઈઓ માટે એ વાત સારી થઈ કે મિ. એન્ડ્રૂઝે પોતાના ગોરાંગ ભાઈઓના ઉપદેશ ઉપર ધ્યાન આપ્યું નહિ, મિ. એન્ડ્રૂઝના ભારતીય જીવનમાં એક ખૂબી એ હતી કે એ જે વિચારો નક્કી કરતા તે પોતાની આંખે જોઈ ને અનુભવ કરીને નક્કી કરતા. સાચી વાત તો એ છે કે: એમના સાર્વજનિક જીવનની સફળતાનું મુખ્ય કારણ એમની જાત તપાસ. જે જાતે નક્કી કરતા તે જ જાહેરમાં મૂકતા. બીજી વાત એ છે કે એમણે એમના વિચારોમાં નિષ્પક્ષપાત દૃષ્ટિએ ન્યાય તોળ્યો છે. જે વાત તેમને એમના અંતઃકરણની વિરુદ્ધ જણાઈ છે તે વાત એમણે છોડી દેવામાં કદી આનાકાની નથી કરી; તેમ જ અંતઃકરણને ગમતી સત્ય વાતને સ્વીકારવામાં કદી વાર લગાડી નથી.

મિ. એન્ડ્રૂઝના દિલમાં એવો ખ્યાલ તો કદાપિ આવતો જ નહિ કે 'અમુક વાત હું આ પહેલાં કહી ચૂક્યો છું, હવે એની વિરુદ્ધ બીજી વાત મારા મુખેથી કેમ કઢાય?"

એ પોતાની ભૂલ તરત જ કબૂલ કરી લેતા. અને એમના વિચારોનું ખોટાપણું કોઈ સાબિત કરી આપે તો તેઓ પોતાના વિચારો ફેરવવા પણ તૈયાર રહેતા! એમાં એ પોતાનું અપમાન થાય છે એમ નહોતા માનતા.

આજકાલ એમનું નામ દેશદેશમાં પ્રખ્યાત થઈ ચૂક્યું છે. પરંતુ ઈ. સ. ૧૯૦૫માં જ્યારે એમને કોઈ ઓળખતું નહોતું ત્યારે પણ તેમના વિચારો સંકુચિત નહોતા. જ્યારે એમને એમના અંગ્રેજ મિત્રો કહેતા: 'કદી કોઈ નેટિવથી દબાશો નહિ.' ત્યારે તેના જવાબમાં તેઓ કહેતા કે 'આપણે બરાબર નેટિવોથી દબાવું જ પડશે. જો આપણામાં ઈશુના નામ પ્રમાણે કંઈપણ નમ્રતા હોય તો આપણે એવું કરવું જ પડશે. આપણે પ્રયત્નપૂર્વક આપણી

'મોટાઈ' છોડી દેવી પડશે; અને જો આપણે ઈશુના સાચા અનુયાયી હોઈશું તો આપણે સૌના સેવક બનવું પડશે. હિંદમાં આપણે એક જ ઉદ્દેશથી આવવું જોઈએ, એટલે કે જુદી જુદી જાતિઓ વચ્ચે એકસંપ થવામાં જે અડચણો આવે છે તેમને દૂર કરવી એ જ આપણી હાર્દિક ઇચ્છા હોવી જોઈએ. આ અડચણોને ઊલટી વધારવી એ આપણો હેતુ ન હોવો જોઈએ."

ઉપરનાં વચનો 'નોર્થઇંડિયા' નામે પુસ્તક કે જેને મિ. એન્ડ્રૂઝે ઈ. સ. ૧૯૦૫માં લખ્યું હતું તેમાંથી લીધાં છે.

ઉનાળાની સખત ગરમીમાં એન્ડ્રૂઝને દિલ્હીથી સિમલા જવું પડયું. એ વખતનો અનુભવ લખતાં

**સિમલાના અનુભવ**

એઓ લખે છે કે: "હિંદુસ્તાન જેવા ગરીબ મુલકમાં, જ્યાં લાખો માણસો ભૂખે મરે છે, અને જ્યાં દિવસમાં એક જ વાર લાખોને પેટપૂર ખાવાનું મળી શકે છે. એવા ગરીબ મુલકમાં એંગ્લો ઇન્ડિયન લોકોનો ઉડાઉખર્ચ અને ભોગવિલાસભર્યું જીવન વ્યવહાર વાસ્તવિક રીતે ખૂબ જ નિંદવા યોગ્ય છે. 'સિમલા ઋતુ'ની મૂર્ખાઈ ફોગટ ખર્ચો, બોલ નાચ અને કલબોના જીવનના ભોગવિલાસ એ બધું હિંદ જેવા નિર્ધન દેશમાં ભાગ્યે શોભા આપનારું ગણાય. એંગ્લો ઇન્ડિયનોનું આવું ખોટું ખર્ચાળપણું ખ્રિસ્તી ધર્મને માટે અપમાનજનક છે. હિંદના લોકો એંગ્લો ઇન્ડિયનોની આ જાતની બગાઈ જૂએ છે, ત્યારે તેમના મુખમાં સહેજે ઉદ્દગાર સરી પડે છે કે 'કેમ સાહેબ! આપના ખ્રિસ્તી ધર્મનો વખણાયેલો ત્યાગ તે આજ ને? શું આ જાતનો ત્યાગયુક્ત ધર્મ આપ અમને પૂર્વના દેશવાસીઓને શીખવશો? હિંદવાસીઓના આ કટાક્ષ વ્યાજબી જ છે."

મિ. એન્ડ્રૂઝ સિમલા રહ્યા તે દરમ્યાન એક બનાવ એવો બન્યો કે જેથી એમને અસંત દુઃખ થયું. એ પોતે લખે છે કેઃ

"જ્યારે હું પહેલી સાલ સિમલા ગયો ત્યારે મેં ઉર્દૂ શીખવાની ગોઠવણ કરી હતી. મને ઉર્દૂ શીખવનાર એક વૃદ્ધ મુસલમાન હતા. એમનું નામ હતું મૌલવી શમશુદ્દીન, એ લાહોરના રહેવાસી હતા.

મૌલવી સાહેબ પહેલાં કદી સિમલા આવ્યા ન હતા, ઘણા ઘરડા થઈ જવાથી એમનાથી સિમલાની ઠંડી હવા સહન પણ થતી નહોતી, એથી એ પગે પાટા બાંધતા અને ઉપર બૂટ કે જોડા પહેરતા. મેં મૌલવી સાહેબની ભલામણ એક અમલદાર આગળ કરી; અને તેઓ એ અમલદારને પણ ઉર્દૂ ભણાવવા જવા લાગ્યા.

એ અમલદાર મૌલવી સાહેબને કહેતો કે : 'મૌલવી સાહેબ! આપ આપના જોડા અને પટ્ટા બહાર કાઢીને ઓરડામાં આવો.' એ અમલદાર પોતે બૂટ પહેરીને ભણવા બેસતો. અમલદાર બિલકુલ જુવાન હતો, અને બિચારા મૌલવી સાહેબ ઘણા વૃદ્ધ અને પવિત્ર માણસ હતા. એક દિવસ ઠંડી ઘણી હોવાને લીધે મૌલવી સાહેબ પોતાના જોડા કાઢ્યા વગર એ અમલદારના ઓરડામાં પહોંચી ગયા. એથી પેલા અમલદારે ક્રોધે ભરાઈને જોડા કાઢી નંખાવવા મૌલવી સાહેબને હુકમ કર્યો, સિમલામાં આવા બનાવો બનતા જોઈને મને ભારે દુ:ખ થતું. મારો ત્યાં કોઈ દોસ્તદાર નહોતો. મૌલવી સાહેબની મારા ઉપર બહુ મહેરબાની હતી; અને તેમની સાથે જ મેં દોસ્તી બાંધી હતી. મારી આ રીતભાતને સિમલામાં રહેનાર અંગ્રેજો હસી કાઢતા હતા. મૌલવી સાહેબ અને મારે ઘણા વખત સુધી દોસ્તી ચાલુ રહી હતી. મારા ઉપર તેઓ ખૂબ પ્રેમ રાખતા હતા."

મિ. એન્ડ્રૂઝે બતાવેલા આ દાખલા ઉપરથી વાચકોને પેલા અમલદારે દર્શાવેલી અસભ્યતા બદલ ક્રોધ આવશે, બુઢ્ઢા મૌલવી સાહેબ સાથે એણે કેવું ખરાબ ને અસભ્ય વર્તન ચલાવ્યું હતું! ખરી વાત તો એ છે કે, નવા આવનાર અંગ્રેજોને એંગ્લો ઇંડિયનો એવી એવી વાતો શિખવી દેતા હતા કે ન પૂછો વાત!

એક રાજકુમાર કૉલેજના પ્રિન્સિપાલે પોતાની કૉલેજમાં એવો નિયમ કર્યો હતો કે, રાજકુમારો એમના ઓરડામાં બૂટ કાઢીને જ દાખલ થાય, પ્રિન્સિપાલ સાહેબને એ વાતની કશી પરવાહ નહોતી કે, આથી રાજકુમારોનાં દિલની લાગણી દુભાશે! જ્યાં સુધી અંગ્રેજોના મગજમાં એંગ્લો ઇંડિયનોએ પેસાડી દીધેલી ખરાબ હવા ઘર કરી બેઠી છે ત્યાં સુધી એમની સાથે સુમેળ રાખવાની વાતો હિંદીઓ માટે અપમાનજનક જ લેખાવી જોઈએ.

પ્રભુનો ઉપકાર માનો કે મિ. એન્ડ્રૂઝ જેવા ઉદારાત્મા એંગ્લો ઇંડિયનોના આ ભાવથી મુક્ત રહી શક્યા.' એમની સાથે વસતાં કોઈ પણ હિંદીને એમનો જરાય વસવસો રહેતો નથી, કારણ કે તેઓ સર્વ કોઈની સાથે સમભાવપૂર્વક વર્તે. પોતે ઊંચા છે, સાહેબ લોકમાંના છે એ વિચાર એમને કદી આવ્યો નહોતો, પરંતુ સવાલ એ થાય છે કે મિ. એન્ડ્રૂઝ જેવા કેટલા અંગ્રેજો હિંદમાં આવે છે?

## મિ. એન્ડ્રૂઝના જીવનપર શ્રીયુત સુશીલકુમાર રુદ્રનો પ્રભાવ

સિમલાથી પાછા ફરીને મિ. એન્ડ્રૂઝ શ્રીયુત રુદ્રજી સાથે રહેવા લાગ્યા ભોજન પણ એમને ત્યાં જ કરતા હતા. એમના જીવન પર રુદ્રજીનો જે પ્રભાવ પડયો તે ખાસ નોંધપાત્ર છે, એન્ડ્રૂઝના જેવા અંગ્રેજો બહુ થોડા છે કે જેઓ હિંદીઓના પ્રશ્નને એન્ડ્રૂઝ સાહેબના જેવી ઉદાર દૃષ્ટિથી વિચારી શકે. આ બાબતમાં મિ. એન્ડ્રૂઝને જે સફળતા મળી તેનું કારણ શ્રી. રુદ્ર જ છે.

આ સંબંધમાં મિ. એન્ડ્રૂઝ કહે છે કે: "શ્રી. રુદ્ર મહાશયની મિત્રતા વગર હું આટલો જલદી આ વાત કદાપિ સમજી શક્ત નહિ *કે પરાધીન હોવાને લીધે હિંદીઓને પોતાનું જીવન વ્યતીત કરતાં* કેટલી બધી મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે? બાળપણમાં મારા

પિતાજીએ મને બતાવ્યું હતું કે ઇગ્લંડે હિંદ ઉપર ઘણા ઉપકાર કર્યા છે. હિંદ ઇગ્લંડનું ઋણી છે. મને આવું ભણતર ભણાવવામાં આવ્યું. પરંતુ શ્રી. રુદ્ર સાથે રહેવાથી મારી ખાત્રી થઈ ગઈ કે હિંદ સંબંધી ખોટું જ શિક્ષણ મને મળ્યું છે. હવે મને સમજાય છે કે, ઇંગ્લંડે ઘોર સ્વાર્થ સાથે હિંદનું ધન ચૂસ્યું છે અને પરાધીન હિંદને દરેક રીતે અપમાન અને અન્યાય સહેવાને લાયક બનાવ્યું છે. જ્યારે હું વિલાયતથી આવ્યો ત્યારે વિદ્યાર્થીઓની એક સભામાં ઇગ્લંડે હિંદ ઉપર કરેલા ઉપકારો વર્ણવ્યા હતા. બીજી એક વાર 'હિંદની ગરીબાઈ'. એ વિષય ઉપર બોલતાં વિદ્યાર્થીઓ વચ્ચે ભારે ચર્ચા જામી. વિદ્યાર્થીઓ કહેતા હતા. અંગ્રેજોના રાજ્યમાં હિંદ નિર્ધન બનતું જાય છે. મેં દાખલા દલીલો આપીને એનો વિરોધ કર્યો હતો.

આ વાત ઈ. સ. ૧૯૨૧ ની છે, આજે તો હું સ્વપ્નમાં પણ પણ એવી ભૂલ કરું નહિ. પરંતુ તે વખતે મારા વિચારો કંઈ જુદા જ હતા. તે વખતે મારી સમજ હતી કે, હું જે કહું છું તે ખરેખર બરાબર જ છે, ખબર નથી કે એ વખતે સાંભળનારાઓ ઉપર મેં કેવી છાપ પાડી હશે! જરૂર એમણે મને અહંકારી માન્યો હશે.

પ્રભુકૃપાએ મને શ્રી. રુદ્ર જેવા મિત્ર મળી ગયા. જ્યારે પણ વાતવાતમાં હું કંઈ ભૂલ કરતો ત્યારે એ તરત જ મારી ભૂલ બતાવી દેતા. મારી સાથે એ કલાકોના કલાકો સુધી ચર્ચા કરતા રહેતા, અને જ્યારે હું તેમની વાત સમજતો ત્યારે જ એ ચર્ચા બંધ કરતા. એ સમયે મારા વિચાર તદ્દન સામ્રાજ્યવાદી હતા. હવે જ્યારે એ જૂની વાતો યાદ આવે છે ત્યારે મને રુદ્રજી સાંભરી આવે છે. હું સામ્રાજ્યવાદી હતો છતાં બીજાઓએ મારા ઉપર વહેમ સરખો ન આણ્યો એનું કારણ અમારી મિત્રતા હતી. રુદ્રજી મારા કરતાં એકક

વિશેષ લાયક હતા. તેઓ મારા મિત્ર નહિ પણ ગુરુ હતા. એમની પાસે બેસીને મેં ઘણી વાતો જાણી હતી. જો મને રુદ્ર જેવા લાયક ગુરુ ન મળ્યા હોત તો મારું અભિમાન ઓછું ન થાત. સત્તર સત્તર વરસથી એ દોસ્તીનો હક્ક ચાલ્યા કરે છે તેમાં જરાય વાંધો પડયો નથી."

**कानको रोग अने विलायत जवुं**

શિયાળાના દિવસોમાં મિ. ઍન્ડ્રૂઝને કાનમાં દર્દ ઊપડયું દર્દ વધતાં વધતાં એટલું બધું વધી ગયું કે, કાનમાં હંમેશાં ભારે અવાજ સંભળાવવા લાગ્યો. છેવટે એપ્રિલ ૧૯૦૫ માં ડૉકટરની સલાહ લેવામાં આવી. ડૉકટરે કહ્યું: "આપ જલદી વિલાયત ચાલ્યા જાઓ, નહિ તો બહેરા થઈ જશો."

એ પરથી તેઓ એક નાનકડી સ્ટીમરમાં બેસીને વિલાયત ઊપડી ગયા. વાલવર્થના ગરીબોની સ્થિતિ જાણવા એ જેમ ગરીબો ભેગા વસ્યા હતા, તેમ નાની સ્ટીમરોમાં ઉતારુઓને શી શી તકલીફો પડે છે તેનો અનુભવ કરવા નાની સ્ટીમરમાં ગયા હતા. સ્ટીમરમાં છ મુસાફરો હતા. કપ્તાન એક મુસાફર સાથે બેઠો બેઠો દારૂ ઢીંચ્યા કરતો, અને ગંજીફાનાં પાનાં ખેલ્યા કરતો હતો. સ્ટીમરમાં ગંદકી પણ ખૂબ જ રહેતી. હિંદથી એ સ્ટીમર ચામડાં લઈ જતી હતી. ચામડાંની દુર્ગંધથી માથું ફાટી જતું હતું.

એક વખત સાર્ડિનિયાને કાંઠે ભારે તોફાન આવી પડયું. સ્ટીમરનું એંજીન બગડી પડયું. ઠેકઠાક કરતાં એંજીન ભાંગી ગયું. જીવનું જોખમ ઊભું થયું. દરિયો તોફાને ચડયો હતો. સ્ટીમરનો ઉપરનો ભાગ તૂટી ગયો. આ સંબંધમાં મિ. ઍન્ડ્રૂઝ કહે છે કે:

"આખી રાત અમે મુસીબતમાં વિતાવી. બીજે દિવસે સૂર્યોદય થયો ત્યારે કંઈક જીવમાં જીવ આવ્યો. રસ્તામાં એક બીજું વહાણ સામું મળ્યું. તેના કપ્તાને અમારા કપ્તાનને વાવટાની

ભાષામાં સમજાવી દીધું કે 'માર્સેલ્સ પહોંચો ત્યારે કહી દેજો કે અમે સુરક્ષિત છીએ.'

ઘર જઈને ઍન્ડ્રૂઝે કાનના ખાસ ડૉક્ટરની સલાહ લીધી. ડૉક્ટરની સલાહ પડી કે, હવે તમારે કદી હિંદુસ્તાન પાછા જવું નહિ.' એ સાંભળીને ઍન્ડ્રૂઝને ભારે દુઃખ થયું. ફરીને ડૉક્ટરે કહ્યું, 'હવે ત્રણ મહિને મને તમારો કાન બતાવી જજો!' ત્રણ મહિના પછી પાછો કાન બતાવ્યો. ડૉક્ટરે કહ્યું: 'કાનમાં કંઈ જ ફાયદો થયો નથી. આપ હિંદુસ્તાન ન જશો.'

ઍન્ડ્રૂઝે પૂછ્યું. શું શિયાળામાં હિંદુસ્તાનમાં રહેવાથી નુકસાન થશે?

ડૉક્ટરે જવાબ દીધો, જો આપનો એક કાન ખરાબ થશે તો આપને બીજે કાને પણ કંઈ જ સંભળાશે નહિ. આપ પૂરેપૂરા બહેરા થઈ જશો. શિયાળામાં ઍન્ડ્રૂઝ હિંદમાં ચાલ્યા આવ્યા. પ્રભુકૃપાએ કાનની વધારે ખરાબી ન થઈ.

एक शिखामणनो प्रसंग

શિયાળામાં કાન સારો રહ્યો. જ્યારે ઉનાળો આવ્યો ત્યારે પાદરી સાહેબે કહ્યું, 'આપ સિમલા પાસે સનોવર જાઓ; ત્યાં આપ ફોજ વિદ્યાલયના પ્રિન્સિપાલ તરીકે રહેજો. ઍન્ડ્રૂઝ સનોવર ગયા. ત્યાં થોડો વખત રહ્યા. ત્યાં એક જાણવા જેવો બનાવ બની ગયો. આ સંબંધમાં મિ. ઍન્ડ્રૂઝ કહે છે કે: "હું સનોવરમાં પ્રિન્સિપાલ તરીકે કામ કરતો હતો ત્યારે ત્યાંની એક છોકરીઓની નિશાળમાં એક બાઈ સુપ્રિન્ટેન્ડન્ટ નિમાયેલી હતી. હું જે ઘરમાં રહેતો હતો, એ ઘરમાં એક તરફ એ પણ રહેતી હતી. પરંતુ જ્યાં સુધી હું પ્રિન્સિપાલ તરીકે રહ્યો ત્યાં સુધી એ ઘર ખાલી કરીને મારા તાબામાં જ હતું.

મિ. રુદ્ર એ વખતે દિલ્હી હતા. એમને મેં લખ્યું હતું કે "આપ થોડા દહાડા સનોવર આવી જાઓ." મને સ્વપ્નેય ખ્યાલ નહોતો કે પેલી લેડી સુપ્રિન્ટેન્ડન્ટ એ વાતમાં વાંધો ઉઠાવશે. જ્યારે એણે સાંભળ્યું કે મારે ત્યાં એક હિંદુસ્તાની મિત્ર પધારનારા છે ત્યારે તેણે મને કહ્યું : "હું કદી કોઈ હિંદુસ્તાની સાથે એક મેજ ઉપર બેસીને ખાણું ખાઈ શકીશ નહિ." મેં જવાબ દીધો, "આપનું આ કહેવું ખ્રિસ્તીધર્મથી બિલકુલ ઊલટું છે. આપે આટલાં બધાં સંકુચિત ન બનવું જોઈએ."

જેમ તેમ કરીને મેં એને સમજાવી. પરંતુ જ્યારે એ સિમલા ગઈ ત્યારે ત્યાંના ઍંગ્લો ઇંડિયનોને કાને એ વાત આવી. એમણે એને ખૂબ ચડાવી. તેમણે એણીને શિખવાડયું કે "આ બાબતમાં તમારે જરાય દબાવું નહિ." હું મુશ્કેલીમાં આવી પડયો.

ખરી રીતે તો તે લેડી જેમ મારી મહેમાન હતી, તેમ તે સુપ્રિન્ટેન્ડન્ટના હોદ્દાથી એ ઘરમાં રહેવાને થોડીઘણી હક્કવાળી પણ હતી. મારા મનમાં ચટપટી થવા લાગી કે મિ. રુદ્ર આ લેડી સાહેબાની વાત જાણશે, ત્યારે એમના દિલને શું થશે? મેં બીજી વખત એને સમજાવી, પણ એ શાની માને? મારી મુસીબતનો પાર ન રહ્યો.

એક તરફ હું મારી નોકરીનું રાજીનામું આપી શકતો નહોતો કેમ કે મેં પાદરી સાહેબ પાસે પ્રતિજ્ઞા લીધી હતી. બીજી તરફ હું મારા મિત્ર રુદ્રને છેહ પણ દઈ શકું તેમ નહોતું. આખરે મેં તમામ બીના મિ. રુદ્રને લખી જણાવી અને છેલ્લે ઉમેર્યું કે 'જો આપની સલાહ હોય તો હું મારી અહીંની નોકરીનું રાજીનામું આપી દઉં.'

મિ. રુદ્રે જવાબ વાળ્યો: 'આપ કદી એમ ન કરશો. હું કોઈ પણ સંજોગોમાં કોઈ સ્ત્રી માણસને અડચણમાં નાખવા ઇચ્છતો નથી.'

પરિણામ એ આવ્યું કે મિ. રુદ્ર ઉનાળામાં સનોવર આવી શક્યા નહિ. આ બનાવથી મને પુષ્કળ દુઃખ થયું. સૌથી વધારે માઠું લાગવાનું કારણ તો એ હતું કે: મારે આ બનાવમાં દબાઈ જવું પડ્યું! ' જો કે મેં આ કાર્ય મિ. રુદ્રની સંમતિ મેળવીને કર્યું હતું. આ બનાવથી મારી આંખો ઊઘડી. પરાધીનતાને લીધે હિંદુસ્તાનીઓને કેટલું બધું અપમાન સહન કરવું પડે છે તેનું અચ્છું ભાન થઈ ગયું. હિંદની ગુલામીની વાત મારા હૃદય સરસી ચોંટી ગઈ અને સચોટ થયું કે હિંદી અને અંગ્રેજો વચ્ચે ભેદભાવ રાખવો એ ખ્રિસ્તી ધર્મની વિરુદ્ધ છે, મારો આત્મા મને દોષિત ઠરાવતો હતો, છતાં હું કંઈ જ કરી શક્યો નહિ. જો મહાત્મા ગાંધીજી જેવો શક્તિશાળી આત્મા મારા દેહમાં હોત તો, હું ખૂબ લડાઈ'ટો કરત, પરંતુ આખી રાત વિચાર કર્યો પછી મિ. રુદ્રજીની સંમતિ પ્રમાણે શાંત રહેવું જ મને યોગ્ય લાગ્યું.

**राष्ट्रीय आन्दोलन तरफ झोक**

ઈ. સ. ૧૯૦૬ માં મિ. ઍન્ડ્રૂઝ સનોવરમાં હતા તે વખતે લાહોરના 'સિવિલ ઍન્ડ મિલિટરી ગેઝેટ' ભણેલા ભારતવાસીઓ ઉપર ટીકા કરતા લેખો છાપવા માંડ્યા હતા. આ લેખોમાં ભણેલા હિંદીઓનું ભૂંડી રીતે અપમાન કરવામાં આવતું હતું; અને એક લેખકે તો એટલે સુધી લખી નાખ્યું હતું કે: '**ભણેલા હિંદીઓને ઠેકાણે લાવવા કોરડાનો માર મારવો જોઈએ.**'

આ લેખ વાંચીને મિ. ઍન્ડ્રૂઝને ભારે દુઃખ થયું. એમણે એ લેખોના જવાબ કડક રીતે આપવા માંડ્યા, લેખ નીચે પોતાનું નામ અને લૉરેન્સ મિલિટરી વિદ્યાલયનું ઠેકાણું પણ લખ્યું.

મિ. ઍન્ડ્રૂઝ કહે છે કે: 'આ લેખો મારફતે જ હિંદી જનતા સાથે મારો પ્રથમ પરિચય થયો. વાચકોને નવાઈ લાગી કે સરકારના લશ્કરી વિદ્યાલયમાંથી લખનાર એવો કોણ પાક્યો છે.

ઈ. સ. ૧૯૦૬ માં હિંદમાં, તેમાંય બંગાળમાં ભારે ચળવળ ચાલી ઊપડી હતી, એ વખતે મિ. ઍન્ડ્રૂઝે 'હિંદુસ્તાન રિવ્યુઝ'માં એક લેખ હિંદની રાષ્ટ્રીયતા ઉપર લખ્યો. એ લેખ હિંદી જનતાને ખૂબ ગમ્યો; અને તે પુસ્તકરૂપે છપાઈ જાહેરમાં વહેંચાયો. લોકોએ એ લેખને ખૂબ વખાણ્યો. મિ. ઍન્ડ્રૂઝ કહે છે કે: "મને એ લેખ જોઈને અચંબો થાય છે કે, મેં એ લેખ કેટલો સંકોચ કરી કરીને લખ્યો હતો; તોપણ હું અંગ્રેજ હોવાથી જનતાએ એને વધારે મહત્ત્વ આપ્યું હતું. એ પહેલાં વિલાયતના એક માસિકમાં મેં હિંદી રાષ્ટ્રીય આંદોલનો ઉપર એક લેખ લખી મોકલ્યો હતો. એ લેખમાં મેં હિંદના ધર્મોને અન્યાય કર્યો હતો; અને ખાસ કરીને આર્યસમાજને મેં હલકી રીતે ચીતર્યો હતો."

આ વાતથી આપણને મિ. ઍન્ડ્રૂઝ સ્પષ્ટ વક્તા હતા એમ લાગ્યા વિના નહિ રહે. એમના જીવનમાં ખરી ખૂબી તો એ છે કે, એમણે એમની કોઈપણ વાત કદી છુપાવી નથી. સને ૧૯૦૫-૬ ના એમના વિયોગમાં ઘણી ક્રાન્તિ થઈ ગઈ. 'સિવિલ ઍન્ડ મિલિટરી ગેઝેટ'ના દુષ્ટતાભર્યા લેખો, જેમાં ભારતની ખૂબ ઠેકડી કરવામાં આવતી અને એના જવાબ મિ. ઍન્ડ્રૂઝ આપ્યે જતા હતા, એથી તો એ વિશેષ ભારતભક્ત બની ગયા. 'ઝેરમાંથી અમૃત' સાંપડે તે આનું નામ.

**कलकत्ता कॉंग्रेसनो अनुभव**

નવેમ્બર સને ૧૯૦૬માં મિ. ઍન્ડ્રૂઝે કેમ્બ્રિજ મિશનના પ્રધાન પાસે જઈને કહ્યું: "હું કલકત્તાની કોંગ્રેસ જોવા જવા ઇચ્છું છું." પ્રધાન સાહેબે એ વાતને હસી કાઢી; એમણે ઍન્ડ્રૂઝ સાહેબને રોક્યા નહિ. એ સમજી ગયા કે મિ. ઍન્ડ્રૂઝે કોંગ્રેસ જોવાનો દૃઢ નિશ્ચય કર્યો છે એટલે હવે એમને અટકાવવાનો પ્રયત્ન કરવો વ્યર્થ છે.

એ દિલ્હીથી કલકત્તા જવા લાગ્યા. રસ્તામાં અલ્હાબાદ ઊતર્યા. ત્યાં એમણે 'હિંદની રાષ્ટ્રીયતા' એ વિષય ઉપર બે એક ભાષણો કર્યાં. એ વ્યાખ્યાનોમાં એમણે પોતાનો હાર્દિક પ્રેમ જાહેર કર્યો, હિંદની જનતા અને નેતાઓએ એમના વિચારોને વધાવી લીધા. કોંગ્રેસના કેટલાક આગેવાનોની અલ્હાબાદમાં મુલાકાત થઈ ગઈ. ત્યાંથી એ કલકત્તા ગયા; અને ઑક્સફર્ડ મિશનમાં મુકામ રાખ્યો. મિ. ઍન્ડ્રૂઝનો કલકત્તા મહાસભાનો અનુભવ એમના પોતાના શબ્દોમાં જ વાંચવો ઠીક પડશે. તેઓ એ સંબંધમાં કહે છે કે—

"આ સમય મારા જીવનમાં તનમનાટપ્રેરક અને ઉત્સાહભર્યો હતો. શ્રીયુત દાદાભાઈ નવરોજી કોંગ્રેસના પ્રમુખ હતા. કોંગ્રેસની બધી બેઠકોમાં મેં હાજરી આપી હતી. તે વખતે મેં મારું નામ લખ્યા વગર એક લેખ બંગાળી ભાષામાં છપાવ્યો હતો. લેખનું મથાળું 'એક અંગ્રેજનો કોંગ્રેસ સંબંધી અનુભવ.' એવું રાખ્યું હતું.

ગોખલેજી સાથે મારી સૌથી પહેલી મુલાકાત આ કોંગ્રેસમાં જ થઈ એમની અસાધારણ નમ્રતા જોઈને મને ખૂબ આશ્ચર્ય થયું. બની શકે ત્યાં સુધી ગોખલેજી પોતાની જાતને પાછળ જ રાખતા હતા, આગેવાન બનવાની કોશિશ નામે તેઓ કરતા નહોતા. કોંગ્રેસની બધી વાતો તો મને યાદ નથી રહી. પણ એક કમનસીબ બનાવ યાદ રહી ગયો છે. બંગાળના સુપ્રસિદ્ધ નેતા શ્રી. કાલિચરણ બેનરજી પ્લૅટફૉર્મ પર મારી પાસે જ બેઠા હતા. કોંગ્રેસનો સમારંભ થતાં પહેલાં મારી અને એમની વચ્ચે થોડીઘણી વાતચીત થઈ હતી. તેમણે મને કહ્યું: 'મારી તબિયત ઠીક નથી છતાં કોંગ્રેસ જોવા દોડી આવ્યો છું.' જ્યારે સ્વાગત પ્રમુખનું ભાષણ ચાલુ હતું ત્યારે મેં અનેક વખત કાલિચરણ સામે જોયા કર્યું હતું. થોડી વારમાં તો એ બેભાન બની ગયેલા જણાયા. કાલિચરણ સૂકલકડી હતા. એટલે એમણે ઊંચકીને હું પ્લૅટફૉર્મ બહાર લઈ ગયો. બહાર લઈ ગયા પછી

એમને કંઈક ભાન આવ્યુ. એમણે મારો ઉપકાર માન્યો અને મને પોતાને ત્યા તેડી ગયા મારા પ્રત્યે એમણે ખૂબ માયા મહોબ્બત બતાવી જે હું જિંદગીપર્યંત ભૂલી શકું તેમ નથી. તેઓ વિદ્વાન અને સચ્ચરિત્રશીલ હતા. કોંગ્રેસથી પાછા ફર્યાં બાદ થોડા અઠવાડિયાં રહીને સમાચાર પત્રોમાં એમના શોકજનક અવસાનના સમાચાર વાચ્યા ત્યારે મને અત્યંત દુઃખ થયુ. કોંગ્રેસના ઘણાખરા નેતાઓને હું મળ્યો હતો, પરંતુ મારા ઉપર સૌથી વિશેષ પ્રભાવ પડયો હોય તો કાલિચરણજીનો છે એમના મોં ઉપર એક પ્રકારની સાધુતા અને પવિત્રતા હતી, અને તે અતિશય આકર્ષક હતી. કોંગ્રેસની આ બેઠક હિંદના ઇતિહાસમા મહત્ત્વપૂર્ણ હતી. ભીખ માગવાની નીતિનો ત્યાગ આ કોંગ્રેસમાં જ કરી દેવામા આવ્યો. શ્રી દાદાભાઈએ 'સ્વરાજ્ય' શબ્દનો પ્રયોગ સૌથી પહેલા આ મહાસભામા જ શરૂ કર્યો એ કોંગ્રેસની ઘણી વાતો તો આજે ભુલાઈ ગઈ છે, પણ કાલિચરણજીનો ચહેરો હજુય મારી નજર સામે તરવર્યા કરે છે જેટલો વખત મને એમની સાથે વાતો કરવાનો મળ્યો એટલો સમય જીવન ધન્ય કરી નાખે તેવો હતો. એ સમયે હું સામ્રાજ્યવાદી હતો. બ્રિટિશ સલ્તનત ઉપર મારો ભારોભાર વિશ્વાસ હતો. રાષ્ટ્રીયતા સંબંધીના મારા વિચાર પણ મોળામા પણ મોળા પક્ષવાળા જેવા જ હતા એ સમયે મારુ માનવુ હતું કે 'મહાત્મા તિલક અને શ્રીયુત બિપિનચંદ્ર પાલ હદથી વિશેષ તેજ હતા, અને શ્રી ગોખલે આગેવાનીને લાયક હતા મે જાહેર છાપાંમાં પણ એ વાત નિવેદન કરી હતી ગોખલેજીએ એ વાત વાંચી ત્યારે મને એકાન્તમા લઈ જઈને એમણે કહ્યુ. મિ. એન્ડ્રૂઝ, તમે મારા માટે આગેવાન શબ્દ ન વાપરો તો સારું. નેતા બનવાજોગ હજી મારી ઉમ્મર નથી થઈ. તમે સર ફિરોજશાહ મહેતા, દાદાભાઈ, ડી ઇ. વાચ્છા એમને માટે 'નેતા' શબ્દનો ઉપયોગ કરો તો સારુ લેખાય એમણે માતૃભૂમિની સેવાનો હક્કો લઈને નેતાપદ સ્વીકારવા જેવી લાયકાત મેળવી છે.

મેં હજી સુધી કંઈ જ કર્યું નથી.' આ પરથી જ મિ. ગોખલેજીની અતિનમ્રતા સ્પષ્ટ થાય છે. મારા જીવનમાં આટલા બધા યોગ્ય પુરુષોને મોઢે આવાં નમ્રતાભર્યાં વચનો મેં બહુ જ થોડાં સાંભળ્યાં છે.

ભારતની રાષ્ટ્રીયતાના વિષયોમાં મિ. એન્ડ્રૂઝના વિચારોનો વિકાસ મનોરંજક રીતે થયો હતો. એક વખત એ કટ્ટર સામ્રાજ્યવાદી હતા, અને પૂર્ણ સ્વાધીનતાના પાકા વિરોધી હતા. એ 'સામ્રાજ્યમાં સ્વરાજ્ય' ના સિદ્ધાંત પર બિલકુલ વિશ્વાસ કરતા નહોતા.

કોંગ્રેસના નવા બંધારણના ઠરાવ પર બોલતાં મહાત્મા ગાંધીજીએ નાગપુરમાં કહ્યું હતું કે: "આમાં બંને જાતના લોકોને સ્થાન છે. કોંગ્રેસના આ નવીન બંધારણ પ્રમાણે કોંગ્રેસમાં એ લોકો પણ ભળી શકે છે કે જેમને એવો વિશ્વાસ છે કે બ્રિટિશ સલ્તનતની સાથે હિંદનો સંબંધ ચાલુ રાખવાથી અમે અમને પોતાને અને બ્રિટિશ જનતાને પવિત્ર કરી શકીએ છીએ, અને બ્રિટિશ સામ્રાજ્ય પર જેમને મુદ્દલ વિશ્વાસ રહ્યો નથી. તેઓ પણ આ બંધારણ પ્રમાણે કોંગ્રેસમાં રહી શકે છે. ઉદાહરણ તરીકે મિ. એન્ડ્રૂઝની વાત લઈએ. તેઓ કહે છે કે: 'બ્રિટિશ સામ્રાજ્ય સાથે હિંદનો સંબંધ ચાલુ રાખવાથી ભલાઈની આશા નામે સફળ થવાનો સંભવ નથી. હિંદે બ્રિટિશ સામ્રાજ્યથી બિલકુલ અલગ બની જવું જોઈએ. હિંદને 'પૂર્ણ સ્વતંત્રતા' મળવી જોઈએ. કોંગ્રેસના નવીન બંધારણ પ્રમાણે મિ. એન્ડ્રૂઝ જેવાને માટે પણ એમાં સ્થાન છે."

'પૂર્ણ સ્વાધીનતા' આ શબ્દપ્રયોગ કરવાનું બહુ માન મિ. એન્ડ્રૂઝને ભાગે જાય છે. કહેવાય છે કે: ઈ. સ. ૧૯૦૭ ની હિંદ-જાગૃતિમાં શ્રી. અરવિન્દ ઘોષનું ધ્યાન પણ 'પૂર્ણ સ્વરાજ્ય' જ હતું. પાછળથી એ વિચારો દબાઈ ગયા; અને હિંદી રાજનૈતિક સાહિત્યમાં 'હોમરૂલ' સેલ્ફ ગવર્મેંટ 'બ્રિટિશ સામ્રાજ્યમાં જવાબદાર રાજ્યતંત્ર'

વગેરે શબ્દપ્રયોગ પ્રચારમાં આવવા લાગ્યા. 'સ્વાધીનતા' નો શબ્દ ફરી પાછો સર્વ સામાન્ય વપરાવા લાગ્યો. મિ. એન્ડ્રૂઝે પણ પોતાના એક સંદેશામાં 'સ્વાધીનતા' શબ્દની પુનરાવૃત્તિ કરી. એમના એ જાતના વિચારોથી રાષ્ટ્રીય દળનું એક અંગ્રેજી પત્ર એટલું બધું ભડકી ગયું હતું કે, એણે એ સંદેશાને છાપવાની જ ના પાડી દીધી.

આથી જણાશે કે મિ. એન્ડ્રૂઝ અડિયલ નહોતા. એમણે મન અને મગજ પવિત્ર રાખ્યાં હતાં, જ્ઞાનવૃદ્ધિ અને અનુભવવૃદ્ધિ થતાં એમણે પોતાના વિચારોમાં ક્રાન્તિ આવવા દીધી હતી. એમાં એ ખોટું કરે છે એમ સમજતા નહોતા. સાચી વાત તો એ છે કે એ પોતે કોઈપણ સિદ્ધાન્તના માનસિક ગુલામ બની જતા નહોતા. પછી એ સિદ્ધાંત ધર્મપુસ્તક બાઇબલના હોય કે વર્તમાન રાજનીતિના.

**કેમ્બ્રિજ મિશનની આપત્તિ**

જ્યારે મિ. એન્ડ્રૂઝ કોંગ્રેસથી પાછા ફર્યાં, ત્યારે કેમ્બ્રિજ મિશનવાળા વહેમમાં ભરાઈ ગયા. મિશનવાળા કોઈપણ મિશનરી–પાદરી રાષ્ટ્રીય ચળવળમાં ભલે એ વાત પસંદ કરતા નહોતા. જો કે કેમ્બ્રિજ મિશન બીજાં મિશનો કરતાં ઉદાર હતું. તોપણ રાષ્ટ્રીય વાતાવરણ તરફ પૂર્ણ પ્રેમની નજરે જોનાર કોઈપણ વ્યક્તિને એ આશરો આપતું નહિ. એમણે મિ. એન્ડ્રૂઝને વારંવાર કહેવા માંડ્યું : 'આપ રાષ્ટ્રીય ચળવળમાં પડશો નહિ.'

મિ. એન્ડ્રૂઝે પણ નક્કી કર્યું હતું કે, બનશે ત્યાંસુધી મિશનમાં રહીશું; નહિ તો રાજીનામું તો છે જ ને? દૈવયોગે મિશનના મુખ્ય કાર્યકર્તા એન્ડ્રૂઝ તરફ દિલસોજી રાખતા હતા; એથી જ એન્ડ્રૂઝ ત્યાં ઈ. સ. ૧૯૧૪ સુધી ટકી શકયા.

મિ. એન્ડ્રૂઝ કહે છે કે : 'આ ગડમથલમાં મારે પોતાને ખૂબ સંયમ રાખવો પડતો. મને લાગે છે કે એથી જ હું નુકસાનમાં

ઊતતો. બે વાતો મને ખૂબ જ ડંખતી હતી. (૧) કૉલેજ સાથેનો સરકારનો સંબંધ (૨) કૉલેજમાં બાઇબલનું ફરજિયાત ભણતર.

**कॉलेजनो गवर्न्मेन्ट साथे संबंध**

મારા દિલમાં એ વાત બરાબર ખટકયા કરતી હતી કે, કૉલેજનો સંબંધ સરકાર સાથે હોવાથી સ્વતંત્રતામાં મોટી મુશ્કેલી ઊભી થાય છે. એ સંબંધ મને ખૂબ જ ખટકતો હતો. મારી રાષ્ટ્રીય ચળવળથી બીજા મિશનરીઓ મારો ઓછો સંબંધ કર્યે જતા હતા, અને સરકાર કૉલેજ ઉપર કડક દૃષ્ટિ રાખતી થઈ હતી. પંજાબના ગવર્નરને પણ મારી રાષ્ટ્રીય ચળવળથી વહેમ પડ્યો હતો. એ પણ કૉલેજ તરફ કડકાઈભર્યું વર્તન દાખવતો હતો. મેં એ સમયે વિલાયતના 'સ્પેક્ટેટર' પત્રમાં એક લેખ મોકલ્યો હતો. એ લેખમાં મેં 'ન્યાય અને શાસન' એ બન્નેને જુદાં જુદાં કરવાને સૂચવ્યુ હતું. એમાં મેં એક ઉદાહરણ આપ્યુ હતું, એ વખતે 'ફરિદપુર કેસ' ચાલતો હતો. શાસન ચલાવનાર એક અમલદારે એક જણને ફાંસીની શિક્ષા કરી હતી જ્યારે એ મુકદ્દમો ન્યાયાધીશ પાસે પહોંચ્યો ત્યારે ન્યાયાધીશે એને નિર્દોષ ઠરાવી છોડી મૂક્યો અને પેલા અમલદારની સખત ટીકા કરી. મેં મારા લેખમાં આ બનાવ ઉતારીને એ બતાવ્યું હતું કે શાસન અને ન્યાય આ વિભાગો અલગ અલગ ન કરવાથી જ આવાં વિચિત્ર પરિણામ આવી શકે છે. જ્યારે મારો લેખ છપાઈ બહાર પડ્યો ત્યારે પંજાબનો અધિકારી વર્ગ ખળભળી ઊઠ્યો હતો. એમણે મને ચેતવણી મોકલી કે, ભવિષ્યમાં આવા લેખ મારે ન લખવા. પંજાબના ગવર્નર સર ડેન્ઝિલ ઇબ્બટસને પોતાને હાથે એક ચિઠ્ઠી લખીને લાહોરના લૉર્ડ બિશપ ઉપર મોકલી. આથી મુખ્ય પાદરીએ મને બોલાવ્યો; અને ચિઠ્ઠી બતાવી. પછી એમણે મને કહ્યું: 'જુઓ, આવી રીતે કોઈ કામ કરશો નહિ. આ ઠીક નથી.' ગવર્નરના પત્રમાંનું એક વાક્ય

જે હજુ પણ મને યાદ રહી ગયું છે : 'શું એમાં (મિ. એન્ડ્રૂઝમાં) બિલકુલ નમ્રતા નથી ?' પંજાબના એક બીજા લાટ સાહેબ (સર લુઈ ડેન) તો ખુલ્લેખુલ્લા શબ્દોમાં કેટલાક યુરોપિયનોને મોઢે બોલ્યા હતા 'એન્ડ્રૂઝને તો દેશનિકાલની સજા કરવી જોઈએ.'

કેટલાક યુરોપિયનોએ એ વાત મારે કાને નાખી હતી., બની શકે તેટલું બળ લાટ સાહેબોએ વાપરી લીધું. એ વખતે પંજાબ વિશ્વવિદ્યાલયની કાર્યવાહી સમિતિએ મને સભાના સભાસદ બનાવવા વિચાર કર્યો હતો. વાઇસ ચેન્સેલરે એ વાત વારંવાર જોરશોરથી જાહેર પણ કરી હતી. કાર્યવાહકો બી. એ. ઓનર્સની પરીક્ષા લેવાની શરૂઆત કરનારા હતા. મને કેમ્બ્રિજ યુનિવર્સિટીનો અનુભવ હતો એટલે એ પણ મને લેવા ચાહતા હતા.

નિયમ એવો હતો કે સિંડીકેટમાં એ લોકો જઈ શકે કે જે યુનિવર્સિટીના 'ફેલો' હોય. લાટ સાહેબ સર લુઈ ડેન મારી રાષ્ટ્રીય ચળવળથી એટલા બધા નારાજ હતા કે તેઓ જાણી જોઈને મારું નામ ટાળતા હતા, વાઇસ ચેન્સેલર ડૉ. ઈર્વિંગ સાહેબ મને ચૂંટવાની તરફેણમાં હતા; અને મારું નામ તેમણે રજૂ પણ કર્યું હતું. દિલ્હીના લાલા સુલતાનસિંહજી જે મારા વિદ્યાર્થી હતા, અને જે મારી પાસે તે વખતે અંગ્રેજીનો આગળ અભ્યાસ કરતા હતા, તેમની પસંદગી ફેલોશીપ માટે થઈ ગઈ, છતાં મારું નામ ટળાતું જ રહ્યું.

આ ઘટનાનો અંત રમૂજી રીતે આવ્યો. વિલાયતથી મજૂર દળના નેતા મિ. રામ્સે મૅકડોનલ્ડ હિંદમાં આવ્યા ત્યારે એ મારે ત્યાં પરોણા તરીકે રહ્યા હતા દૈવયોગે એમને મેં આ બનાવ કહ્યો. લાટ સાહેબની અવકૃપાનો પણ ઉલ્લેખ કર્યો. આ મિ મૅકડોનલ્ડે વિલાયત જઈને એક પુસ્તક લખ્યું. જેનું નામ હતું 'ભારતમાં જાગૃતિ'. એ પુસ્તકમાં એમણે મારો કિસ્સો પણ ટાંકી દીધો. મૅકડોનલ્ડ સાહેબે સેન્ટ સ્ટીફન્સ કૉલેજને બદલે સેંટ એન્ડ્રૂઝ કૉલેજ

લખી માર્યું હતું. લોકોને મોઢે મેં સાંભળ્યું છે કે: નોકરશાહીનું આ કારસ્તાન લોર્ડ મોરલીના વાંચવામાં આવ્યું અને તેમણે તરત જ એ બાબત હિંદી સરકારને ખૂલાસો પૂછ્યો. હું એમ નથી કહેતો કે વાત કેટલી સાચી છે, પરંતુ એનું પરિણામ એ આવ્યુ કે સર લુઈ ડેન સાહેબે મને એકાએક પંજાબ યુનિવર્સિટીનો ફેલો બનાવી દીધો, અને તરત જ કાર્યવાહક સભામાં સભાસદ તરીકે નોંધી દીધો!

મને નવાઈ તો એ વાતની થાય છે કે અમારા લોર્ડ બિશપ પણ પંજાબની નોકરશાહીની ચાલબાજીને બરાબર સમજતા નહોતા. તેમણે તો ઊલટી દલીલ કરી કે 'અગર લાટ સાહેબે અમલદારી હોદ્દાની રૂયે આપને "ફેલો" બનતાં અટકાવ્યા, તો તેમાં એમણે અયોગ્ય કે અન્યાયયુક્ત વાત શી કરી!'

મેં પણ પાદરી સાહેબને સુણાવી દીધું કે: 'અગર કેમ્બ્રિજમાં આવો બનાવ બન્યો હોત તો ત્યાં જરૂર એ નિંદાપાત્ર ઠર્યો હોત. વિદ્યાના પવિત્ર મંદિરમાં સ્વતંત્રતા હોવી જોઈએ. અગર કેમ્બ્રિજમાં કોઈપણ હોદ્દા ઉપર જેનો સંબંધ વિદ્યાની યોગ્યતાથી હોય તેને રાજનૈતિક કે ધાર્મિક કારણોથી દૂર રાખવામાં આવે તો કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયમાં ભારે ખળભળાટ મચી જાય: ત્યાં શિક્ષણ સંબંધી કામોમાં એવી વાતો તરફ લક્ષ્ય જ આપવામાં આવતું નથી. વિચારો રાજનૈતિક હોય કે ધાર્મિક ત્યાં તો શિક્ષણ સંબંધી યોગ્યતા જોવામાં આવે છે. આ વાતો ઉપરથી જણાશે કે કોલેજ સાથે સરકારનો સંબંધ હોવાથી મારા હાથ પગ કેવી રીતે બંધાઈ ગયા હતા.

વાચકોને જણાશે કે મિ. એન્ડ્રુઝની રાષ્ટ્રીય ચળવળથી કેટકેટલી કસોટી ઊભી થઈ હતી. મિ. મેકડોનલ્ડે પોતાના The awakening of Indiaના પૃ. ૧૪૩ ઉપર લખ્યું છે કે: "પરંતુ મને એવા હિંદી એક કજન પણ ન મળ્યા કે જેમણે હિંદી અને

યુરોપિયનોના સંબંધને સંતોષજનક બતલાવ્યો હોય. એની વિરુદ્ધ અમને એ પણ માલમ પડ્યું કે શિક્ષિત અને આત્મસન્માનવાળા હિંદીઓએ હવે યુરોપિયનો પાસે જવાનું બંધ કરી દીધું છે. કામકાજ વગર યુરોપિયનો સાથે કોઈપણ પ્રકારનો સંબંધ રાખવા તેઓ માગતા નથી. શિક્ષણ સંબંધી કામોમાં પણ જ્યારે યુરોપિયન અને હિંદીઓ સાથે કામ કરે છે ત્યારે પણ તેમના એ સહકારને લોકો સાચા સહકાર તરીકે માનતા જ નથી. દિલ્હીમાં સેન્ટ એન્ડ્રૂઝ (સેન્ટ સ્ટીફન્સ) કોલેજ છે. તેના પ્રિન્સિપાલ એક હિંદુસ્તાની છે; અને તેના હાથ નીચે કેટલાક યુરોપિયનો કામ કરે છે, અધ્યાપકોમાં સૌથી વધારે લાયક રેવરન્ડ સી. એફ. એન્ડ્રૂઝ છે. જેઓ એક વેળા પેમ્બ્રોક કોલેજના ફેલો પણ હતા. પંજાબ યુનિવર્સિટીના ફેલો બનાવવા માટે જેમનાં નામ પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં, એમાં રેવરંડ એન્ડ્રૂઝનું નામ પણ હતું. પરંતુ લાટ સાહેબે પોતાને હાથે એમનું નામ છેકી નાખ્યું; અને એમની જગાએ એક એવા માણસનું નામ જાહેર કર્યું કે, જેનામાં કેળવણી સંબંધી કંઈપણ યોગ્યતા નહોતી ! એનું કારણ એ હતું કે મિ. એન્ડ્રૂઝ હિંદીઓના વિશ્વાસપાત્ર છે. આવી જાતનાં વ્યક્તિગત અપમાનોની સંખ્યા ઘણી છે. ”

**लाला लाजपतरायने देशनिकाल**

જ્યારે લાલા લજપતરાયને ઈ. સ. ૧૮૧૮ના કાયદા પ્રમાણે દેશનિકાલની સજા કરવામાં આવી, ત્યારે મિ. એન્ડ્રૂઝે એનો ખૂબ વિરોધ કર્યો. એમણે સરકારના આ કાર્યને સામાન્ય લોકોની સ્વતંત્રતાનું અપહરણ કરનારી સાબિત કરી બતાવી. જાહેરમાં એ સંબંધી ભાષણો આપ્યાં. પોતાની કોલેજની ચર્ચા સભામાં એ વાત ચર્ચી સરકારના આ પગલાને ખૂબ જોરશોરથી વખોડી કાઢ્યું. એ સભાના સભાપતિ પોતે બન્યા હતા; અને સરકારની નીતિને વખોડી કાઢનો ઠરાવ સમગ્ર સભાએ પાસ કર્યો હતો.

સેન્ટ સ્ટીફન્સ કૉલેજની આ સભાની ખબર બધાં છાપાંમાં છપાઈ ગઈ હતી. પરિણામે સરકાર તરફથી અને મિશન તરફથી એમને ધમકી આપવામાં આવી.,

ઈ. સ. ૧૯૦૭ માં મિ. એન્ડ્રૂઝે પંજાબ સરકારના અત્યાચારો સામે ઝુંબેશ ઊઠાવી. સૌ લોક હવે તો એમને ઓળખી ગયા હતા. પોતે કહે છે કે "સને ૧૯૦૭ની સાલમાં મને પંજાબના સિવિલ અને મિલિટરી યુરોપિયનોએ 'ભયંકર આન્દોલનકારી'ની ઉપાધિથી વિભૂષિત કર્યો હતો."

**લાલાજીનો છૂટકારો**

૯ મી નવેમ્બર ૧૯૦૭ને દિવસે લાલાજી છૂટયા. સેન્ટ સ્ટીફન્સ કૉલેજના વિદ્યાર્થીઓ પ્રિન્સિપાલની પરવાનગી લઈને મિ. એન્ડ્રૂઝ પાસે પહોંચ્યા; અને કહ્યું: 'અમારા પૂજ્ય નેતા લાલા લાજપતરાય છૂટી ગયા છે; એટલા માટે અમે અમારી કૉલેજમાં રોશની કરવા ઇચ્છીએ છીએ, આપની શી ઇચ્છા છે?

મિ. એન્ડ્રૂઝે જવાબ દીધો 'જરૂર, આપ સૌ પૂરેપૂરી રીતે દિવાળી ઊજવો.' પોતાના ખિસ્સામાંથી થોડા પૈસા પણ આપ્યા.

મિ. એન્ડ્રૂઝ કહે છે કે: 'વિદ્યાર્થીઓએ પૂર દમામથી રોશની કરી.'

આખી કૉલેજ અને છાત્રાલયની છતો ઉપર હજારો દીવા ગોઠવવામાં આવ્યા. એ વખતે રાત શાંત હતી. હવા ધીમે ધીમે વાતી હતી. હજારો સ્ત્રી પુરુષો રોશની જોવા આવી રહ્યાં હતાં. ભારે ભીડ જામી હતી. પરંતુ દિલ્હીના યુરોપિયનો ઈર્ષ્યાથી બળીને ખાખ થઈ ગયા. એ દિવસથી યુરોપિયનોએ આ વાત પોતાના હૃદયમાં કોતરી રાખી અને પછી તો જ્યાં જ્યાં હું જતો ત્યાં ત્યાં એ લોકો આ રોશનીની વાત આગળ કરીને કહેતા કે: 'લાલાના છૂટયા પછી આણે એની કૉલેજમાં ઉત્સવ મનાવ્યો હતો.'

દિલ્હીના યુરોપિયન સમાજમાં મારાં બીજાં કોઈ કામથી એટલી બધી સનસનાટી નહોતી ફેલાઈ, જેટલી આ રોશનીના પ્રસંગથી ફેલાઈ હોય ! છાપાંમાં પણ એની ખબર છપાઈ હતી; અને એંગ્લો ઇંડિયન લોકોએ એના ઉપર ખૂબ કટાક્ષ કર્યા હતા.

रिजले सरक्यूलर

એ અરસામાં સરકારે એક આજ્ઞાપત્ર કાઢ્યું હતું. જેને રિજલે સરક્યૂલર તરીકે સૌ ઓળખે છે એ આજ્ઞાપત્રનો સારાંશ એ હતો કે: સરકારી તથા સરકાર પાસેથી ગ્રાન્ટ મેળવનારી કોલેજોના પ્રોફેસરોએ પોતાના વિદ્યાર્થીઓ સાથે રાજનૈતિક વિષય ઉપર વાદ-વિવાદ ન કરવો."

આ આજ્ઞાપત્રની વિરુદ્ધ મિ. એન્ડ્રૂઝે એક સુંદર લેખ વર્તમાનપત્રોમાં છપાવ્યો, એ લેખમાં એમણે લખ્યું હતું કે "મારે કોલેજમાં ઇતિહાસ ભણાવવો પડે છે; અને ઇતિહાસનો વર્તમાન રાજનીતિ સાથે ગાઢો સંબંધ છે. એ વાત મારા સમજવામાં નથી આવતી કે વર્તમાન રાજનીતિ ઉપર ચર્ચા કર્યા વગર ઇતિહાસ કેવી રીતે ભણાવી શકાય?"

મિ. એન્ડ્રૂઝ કહે છે કે. "મારા લેખમાં મેં સૌથી વિશેષ આક્ષેપ તો એ વાત ઉપર કર્યો હતો કે, સરકારના આ આજ્ઞાપત્રથી શિક્ષણની સ્વતંત્રતા ઉપર આઘાત પહોંચે છે. આ સરક્યૂલર શું છે? કેળવણી સંબંધી સ્વતંત્રતા નષ્ટ કરનાર પૂરેપૂરું બંધન કે બીજું કંઈ? એ વાત આશ્ચર્યકારક છે કે આ વિષયમાં હિંદી સરકારના વિચાર હજી સુધી બિલકુલ ગોળગોળ જ ચાલ્યા કરે છે. એ 'રિજલે સરક્યૂલર' પછી બે એક વરસે સરકારે બીજો એક સરક્યૂલર બહાર પાડ્યો. એમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસરોને એવી આજ્ઞા કરવામાં આવી હતી કે તેઓ પોતાના વિદ્યાર્થીઓને રાજનીતિની થોડી ઘણી વાતોથી વાકેફગાર કરે. પ્રાંતના ગવર્નરો

અને સેક્રેટેન્સ ગવર્નરોના વિચારો પણ આ વિષયમાં ગોળગોળ જ રહ્યા. કોઈ રિજલે સરક્યુલરનો પક્ષપાત કરવા લાગ્યા, તો કોઈ બીજા સર્ક્યુલરનો. પાછલાં દશ વર્ષથી આજ સુધી હિંદી સરકારે આ વાતની સ્પષ્ટતા નથી કરી કે, શિક્ષણમાં સૌ સ્વતંત્ર છે; વિદ્યાર્થી અને પ્રોફેસરો આ વિષય ઉપર મરજી મુજબ ચર્ચા કરી શકે છે. ઇંગ્લંડ અને અમેરિકામાં આવી વાતો તો કંઈજ ધડા વગરની ગણાય છે. પરંતુ હિંદી સરકારને તો એની કલ્પના સુદ્ધાં ડરામણી જણાય છે! સરકારી મદદ મેળવનારી કૉલેજો સંબંધી મારો આ અનુભવ છે. આ કૉલેજો ઉપર હમેશાં સરકાર કરડી નજરે જુએ છે. જ્યારે કોઈ રાષ્ટ્રીય સવાલ ઊભો થાય કે તરત જ સરકાર કૉલેજના અધિકારીઓને દબાવવા મંડી પડે છે. સરકારી મદદ બંધ કરવાની ધમકી આપવામાં આવે છે. કેળવણીમાં આવી રીતે ગુલામી ઘૂસી જાય છે. કેમ કે કૉલેજની આર્થિક સ્થિતિ સારી નથી હોતી એમણે તો ખાસ કરીને સરકારની આજ્ઞા પાળવી જ પડે છે. સરકારી હુકમને માનવાથી જ સરકારી મદદ કાયમ મળ્યા કરે છે, કે તેમાં વધારો થઈ શકે છે. આવી રીતે ઈ. સ. ૧૯૦૭માં મને એવો અનુભવ થઈ ગયો હતો કે; મારી સ્વતંત્રતા હણાઈ રહી છે. ત્યારથી જ મેં કૉલેજ સાથેનો સંબંધ છોડવા તૈયારી કરી રાખી હતી."

**કોલેજમાં બાઇબલનું નકામું ભણતર**

બીજી વાત જે મિ. એન્ડ્રુઝના દિલમાં સદા ખટકતી રહી હતી; તે એ હતી કે સેન્ટ સ્ટીફન્સ કૉલેજમાં છોકરાઓને ફરજિયાત બાઇબલ ભણવું પડતું હતું. કેટલોક વખત સુધી તો આ વાત બરાબર એમના સમજવામાં ન આવી. થોડા વખત પછી કૉલેજના માજી પ્રિન્સિપાલ મિ. ઓલનટે બાઇબલવાળો કિસ્સો ઊંચીચત્તી રીતે સમજાવી દીધો.

મિ. ઍાલનટે કહ્યું: "બાઇબલ ભણવાની વાત જો વિદ્યાર્થીઓની ઇચ્છા ઉપર છોડીશું, તો છોકરાઓ બાઇબલ ભણવાની વિરુદ્ધ થઇ જશે; તેઓ બાઇબલ ભણનારનો બહિષ્કાર કરશે. હિંદુસ્તાનમાં સામાજિક બહિષ્કારનું બળ એટલું બધું છે કે બાઇબલ ભણનારા વિદ્યાર્થીઓ બહિષ્કારના ડરથી બાઇબલ વર્ગમાં આવશે જ નહિ. 'આપ હમણાં જ વિલાયતથી આવ્યા છો એટલે હિંદના સામાજિક બહિષ્કારના બળનો તમને ખ્યાલ નથી, એ સિવાય એક બીજી પણ વાત છે. જો કોઈ નગરમાં એકથી વધારે કૉલેજો હોય તો મિશન કૉલેજમાં બાઇબલનું ભણતર ફરજિયાત કરી દેવાથી કંઈ પણ નુકસાન થવાનું નથી. જેને બાઇબલ ન ભણવું હોય તે બીજી કૉલેજમાં જાય જે વિદ્યાર્થીઓ મિશન કૉલેજમાં દાખલ થશે તે એમ સમજીને જ દાખલ થશે કે 'મિશન કૉલેજમાં બાઇબલ ફરજિયાત ભણવું પડશે.'

મિ. એન્ડ્રૂઝ કહે છે કે: 'કેટલાક દિવસો સુધી હું એ ભ્રમમાં રહ્યો કે કદાચ થોડીઘણી રીતે બાઇબલને ફરજિયાત ભણાવવાની નીતિ ન્યાયયુક્ત છે. પરંતુ પાછળથી મને એ વાત સ્પષ્ટ સમજાઈ ગઈ કે, એક પણ વિદ્યાર્થીને બળજોરીથી બાઇબલ ભણાવવું એનો અર્થ એ કે ખ્રિસ્તીધર્મનું અપમાન કરવું. અમુક એક જ ધર્મની કેળવણીને ફરજિયાત કરી દેવાનો અર્થ એ જ છે કે અમે એની કિંમત કમ કરી રહ્યા છીએ જે લોક સત્યને જાણવા માગતા હોય તેમને જ તેનું શિક્ષણ આપવું જોઈએ. જે લોકો બાઇબલ ભણવા ઇચ્છતા જ ન હોય તેમને એ ભણવાનું દબાણ કરવું એ બિલકુલ અયોગ્ય છે. એક વાર મેં એક છોકરાને પૂછ્યું: 'તમે મિશન કૉલેજમાં કેમ ભણવા આવ્યા? હિંદુ કૉલેજમાં કેમ ન જોડાયા?' ત્યારે છોકરે જવાબ દીધો કે, મારા પિતાજી માને છે કે અહીંના પ્રોફેસરોની સિફારસથી મને સહેલાઈથી સરકારી નોકરી મળી જશે, જ્યારે

હિંદુ કૉલેજના પ્રોફેસરોની સિફારસ એ બાબતમાં બિલકુલ કામ લાગવાની નથી." મેં એને ફરી પૂછ્યું કે તો શું તમારા બાપ અહીંના બાઇબલ શિક્ષણથી વિરુદ્ધ છે? તેના જવાબમાં એ છોકરાએ વગર અચકાએ જવાબ દીધો કે "હા, મારા પિતાજી એ બાબતમાં તો બિલકુલ વિરુદ્ધ છે. પણ એમણે મને કહી દીધું છે કે, હું બાઇબલના શિક્ષણ ઉપર ધ્યાન જ ન આપીશ. એટલા માટે મેં બાઇબલની વાતો ઉપર બિલકુલ ધ્યાન જ નથી આપ્યું."

**ધર્મસંબંધી કઠણાઈઓ**

એ અરસામાં મિ૰ ઍન્ડ્રૂઝને અનેક ધર્મ સંબંધી કઠણાઈઓ સામે થવું પડ્યું. બિન ખ્રિસ્તીઓને એનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. ખ્રિસ્તીઓમાં અનેક ધર્મસંપ્રદાય છે.

આપણે જોઈ ગયા છીએ કે જ્યારે મિ. ઍન્ડ્રૂઝે અર્વિંગાઇટ ધર્મ છોડી દીધો, ત્યારે તેઓ 'પવિત્ર સંગતિ'માં માબાપ સાથે જઈ શકતા નહોતા. પ્રોટેસ્ટંટ પાળનાર ખ્રિસ્તી રોમન કૅથોલિકની પૂજામાં જઈ શકતો નથી. મિ. ઍન્ડ્રૂઝ ઇંગ્લંડના ચર્ચના અનુયાયી હતા. એ ચર્ચના ત્રણ વિભાગ છે. હાઈચર્ચ, લો ચર્ચ, અને બ્રૉડ ચર્ચ. હાઈચર્ચવાળા કોઈ બીજા સંપ્રદાયવાળાને કે જે ચર્ચ ઑફ ઇંગ્લંડ સાથે સંબંધ ન રાખતો હોય તેને 'સંગતિ'માં સામેલ થવા દેતા નથી. એક વાર ઉનાળામાં મિ. ઍન્ડ્રૂઝને મેલેરિયા તાવ લાગુ પડ્યો. તાવ મટી ગયો, છતાં રાતને વખતે જેવી જોઈએ તેવી શાંતિભરી ઊંઘ એમને આવતી નહિ. એમના મિત્ર સી. બી. યંગ કે જે બાપ્ટિસ્ટ મિશનના મિશનરી હતા તેમણે એમને પોતાને બંગલે સૂવાનું સૂચવ્યું. મિ. યંગનો બંગલો શહેર બહાર હતો. એકવાર શનિવારની રાત્રે મિ. ઍન્ડ્રૂઝ એમને બંગલે જઈને સૂતા. રવિવારે સવારે એ પાછા ઘેર આવ્યા. પરંતુ રાત્રે મિ. યંગને

મેલેરિયા તાવ આવ્યો. તાવ ૧૦૪ ડિગ્રી સુધી પહોંચી ગયો. મિ યંગને એ દિવસે પોતાના દેવળમા પ્રાર્થના કરવી હતી, અને ધર્મ સંબંધી વ્યાખ્યાન પણ આપવાનું હતું. આ અણધારી મુસીબતનો તોડ કાઢવા મિ. એન્ડ્રૂઝે તેમને કહ્યું. "આપ ચિંતા ન કરશો હું આપની જગાએ બેપ્ટિસ્ટચર્ચમા જઈને કામ કરી આવીશ" ત્યારે મિ. યંગે જવાબ દીધો. "આપનાથી આપના મિશનવાળા નારાજ તો છે અને આપ નિયમ તોડીને અમારા દેવળમા પ્રાર્થના કરવા જશો તો આપને બીજી આફતમા સપડાવુ પડશે, એટલા માટે આપે અમારા દેવળમાં જઈને પ્રાર્થના ન કરવી એ જ સારુ છે.. એ સિવાય મારી તબિયત પણ ઠીક જણાય છે, હું જ જઈને પ્રાર્થના કરીશ." છેવટે મિ. યંગે જઈને પ્રાર્થના કરી. જો કે મિ. એન્ડ્રૂઝે પ્રાર્થના નહોતી કરી છતા મનમાં તો એમણે એમ કરવાનો નિશ્ચય કરીજ દીધો હતો. પોતાનો એ નિશ્ચય એમણે પોતાના મિશનવાળાને કહી સંભળાવ્યો. એટલે કેમ્બ્રિજ મિશનના અધ્યક્ષ એમના ઉપર નારાજ થઈ ગયા, અને કહ્યુ "અગર આપ એમ કરશો તો અમારું મિશન તૂટી જશે." જ્યારે લાહોરના પાદરી સાહેબે એ વાત સાંભળી ત્યારે એમણે કહ્યુ: "કદાચને આપ એમ કરશો તો મારે આપનું ધર્મપ્રચારનુ લાઇસન્સ ખૂંચવી લેવુ પડશે."

મિ. એન્ડ્રૂઝે એમને જવાબમા સંભળાવી દીધુ કે. "એ બાબત આપની આજ્ઞા ઉપર આધાર રાખતી નથી, પરંતુ એ કોઈ ઉચ્ચતર આજ્ઞા ઉપર અવલંબે છે. અગર આવોજ વખત બીજી વખત આવશે તો હું જરૂર એ જ કામ કરીશ"

મિ એન્ડ્રૂઝનું દૃઢ માનવુ હતું કે પાદરીની શિખામણ માનવા કરતાં ઈશુની આજ્ઞા પાળવી અધિક આવશ્યક છે. જો ઈશુ આવી પરિસ્થિતિમા હોત તો જરૂર જરૂર બીજા દેવળમા જાત જ.

આવી રીતે મિશનવાળાઓ સાથે મિ. એન્ડ્રૂઝનો ઝઘડો વધ્યે જતો હતો, એમણે રાષ્ટ્રીય ચળવળમાં ભાગ લીધેલો હોવાથી મિશનવાળા પહેલેથી ગભરાઈ ઊઠયા તો હતા જ. હવે એમની ગભરામણમાં વધારો થવા લાગ્યો.

**धार्मिक विश्वासमां फेरफार**

વાચકોને યાદ હશે કે હિંદ આવતાં પહેલાં મિ. એન્ડ્રૂઝે બાઇબલને શંકારહિત માનવાનું છોડી દીધું હતું. પરંતુ બાઇબલમાં આલેખાયેલાં અદ્ભુત કર્મો યા ચમત્કારો ઉપર તેમનો વિશ્વાસ હતો. હિંદમાં આવ્યા તે વખતે પણ એમનું દૃઢ રીતે માનવું હતું કે, ભગવાન ઈશુનો જન્મ કુમારી મરિયમને પેટ અલૌકિક રીતે થયો હતો અને ઈશુ સદેહે સ્વર્ગે સંચર્યા હતા.

એ પોતે કહે છે કેઃ 'હું તે વખતે આ આશ્ચર્યકારક બનાવો ઉપર પૂરેપૂરો વિશ્વાસ ધરાવતો હતો. ઈશુને હું ઈશ્વરનો અવતાર માનતો હતો. એટલે કે પ્રભુને માટે સૌ વાતો સંભવિત અને સ્વાભાવિક છે એવો મારો ખ્યાલ હતો. જો કે હું વૉલ્ટેયર, સ્ટ્રાસ અને રેના ઇત્યાદિ ગ્રંથો જોઈ ગયો હતો; અને એ ગ્રંથોમાં બાઇબલનાં આશ્ચર્યકારક કર્મોનું જે ખંડન કર્યું હતું, તે પણ વાંચી ગયો હતો, પરંતુ એ ગ્રંથોએ મારા ઉપર ખાસ એવી કંઈ જ અસર ઉપજાવી નહોતી.

એ વખતે ઈશુની ઉપાસના હું પરમાત્મા સમજીને જ કરતો હતો; અને એનાથી જ મારા હૃદયને આનંદ મળતો હતો, હિંદમાં આવતા પહેલાં મને એ વાતોમાં બિલકુલ શંકા નહોતી. પરંતુ હિંદ આવ્યા પછી મને એ વાતોમાં વહેમ પડવા લાગ્યો. હું વિચારવા લાગ્યો, કુમારી કન્યાને અલૌકિક રીતે પુત્ર પેદા થયો એ બિલકુલ અસ્વાભાવિક અને અસંભવિત છે, એ સિવાય મેં ગૌતમ-બુદ્ધના જન્મ સંબંધી એવી જ વાતો સાંભળી, મનમાં ને મનમાં

કહ્યું : “ ઇશુના જન્મને સાયન્સ પ્રમાણે હું બરાબર માનું અને બુદ્ધ સંબંધી વાતને કોરેકોરી ગપ સમજું, એ શું વાજબી ગણાય? શું એ અદ્‌ભુત વાતોમાં એકબીજાની સમાનતા નથી? શું આ ચમત્કારોમાંથી અમે એ સારાંશ કાઢી શકતા નથી કે, લોકોએ એ મહાપુરુષોનાં અદ્‌ભુત ચરિત્રો જોઈને ભક્તિ અને શ્રદ્ધાના આવેશમાં એમના સંબંધી એ બધી વાતો ઉપજાવી કાઢી છે?”

ક્યાં લગી તો મેં મારા મનને એમ મનાવ્યા કર્યું કે બાઇબલના બનાવો હવે એટલા જૂના નથી કે, લોકો એમના વિષે આવી આવી જાતના કિસ્સા કહાણીઓ ઉપજાવી કાઢે, પરંતુ તે છતાંય મારા અંતરાત્મામાં તો એ, બાબતની શંકા ચાલુ જ રહી. છેવટે હું એવા નિર્ણય ઉપર આવ્યો કે, મહાપુરુષો વિષે એમના અનુયાયીઓ ભક્તિને ઘેલછામાં, વિજ્ઞાનની દૃષ્ટિએ બિલકુલ નાપાયાદાર ગણાય એવી કાલ્પનિક કહાણીઓ જોડી કાઢે છે. પરંતુ કવિતાની દૃષ્ટિએ જોતાં તો તે ઠીક જ હોય છે.

આના કરતાં પણ વિશેષ સંશય તો મને ‘પિતા-પુત્ર-પવિત્રાત્મા’ ના સિદ્ધાંત ઉપર થવા લાગ્યો. વિશિષ્ટ અદ્વૈતના સિદ્ધાંતની ખૂબી તો મારી સમજમાં આવી શકતી હતી. પરંતુ આ Trinity-ત્રિપુટિનો સિદ્ધાંત તો હવે મને બેઢંગો જણાવા લાગ્યો. બહુ જ વિચાર કર્યા પછી મેં નક્કી કર્યું કે, ત્રિપૂટીનો આ સિદ્ધાંત તો કોરી કલ્પના જ છે. આવી રીતે ચમત્કારો અને ત્રિપૂટીના સિદ્ધાંતમાં મારો વિશ્વાસ મોળો પડી ગયો હતો, પરંતુ હજી સુધી ત્રીજી વાત એક બાકી હતી, અને એણે જ મારા અંતઃકરણને ખૂબ હલાવી નાખ્યું.

ચર્ચ ઓફ ઇંગ્લંડના પ્રાર્થના પુસ્તકમાં એક વાક્ય છે અને એનો અર્થ એમ થાય છે કે-જે લોકો ખ્રિસ્તીધર્મ ઉપર વિશ્વાસ લાવશે નહિ તેમનો આત્મા અનંતકાળ સુધી મુક્તિ મેળવી શકશે

નહિ. બીજા ધર્મોની આ નિંદાને સહન કરવાનું મારા માટે કઠણ થઈ પડયું. ઇંગ્લંડના વિદ્વાન ખ્રિસ્તી લોકો આ વાકયની ખેંચતાણ કરીને એનો બીજો જ અર્થ કરતા હતા, પરંતુ એ અર્થથી મને સંતોષ થયો નહિ. એ વાકય અમારા વિધાનમાં હતું, અને અમારા દેવળમાં એને વારંવાર ઉચ્ચારવું પડતું હતું. આ વાકય સંબંધમાં મારા દિલમાં વસવસો પેદા થવા છતાં ક્યાં લગી તો મેં એનો પ્રયોગ કરવાનું છોડયું નહિ, અને એમ કરતી વખતે ઇંગ્લંડના ઉદાર લોકો એનો જે અર્થ કરતા હતા તે અર્થમાં એ વાકયને હું ઘટાવતો રહ્યો, પરંતુ આખરે તો મેં એ શબ્દો ઉચ્ચારવાનું સમૂળું બંધ કરી દીધું.

ઇંગ્લંડમાં જ મને એ શબ્દો બોલવાનું વસમું લાગતું હતું, પરંતુ હિંદમાં હિંદી ખ્રિસ્તીઓ પાસે પણ એ શબ્દો ઉચ્ચારાવવા એ તો મારે માટે બહુ ભયંકર વાત થઈ પડી. એક વખત મોટા તહેવારના પ્રાતઃકાળે હું ઘણો જ ખુશીથી દેવળમાં ગયો. એ વખતે મારું મન ખૂબ આનંદમાં હતું. પરંતુ દેવળમાં જતાં જ મેં હિંદુસ્તાની ખ્રિસ્તીઓનાં નાનાં ભૂલકાંઓને મોઢે એ જ ભયંકર શબ્દો ગવાતા સાંભળ્યા. એ ગાઈ રહ્યાં હતાં કે, 'જે લોક ખ્રિસ્તી મત ઉપર વિશ્વાસ નહિ કરે, એમનો આત્મા અનંત કાળ સુધી મુક્તિથી બકાત રહી જશે!'

ભરતભૂમિમાં અને ભારતીય બાળકોને મોઢેથી નીકળતા એ શબ્દો સાંભળીને મારા હૃદયને ભારે આંચકો લાગ્યો. મને મારું જીવતર અત્યંત કષ્ટપૂર્ણ માલૂમ પડવા લાગ્યું. મેં મારા મનમાં કહ્યું કે: "હવે મારે આ દેવળ સાથેનો સંબંધ તોડવો જ પડશે. પરંતુ તે વખતે હજી મારામાં એટલું આત્મબળ આવ્યું નહોતું. એથી જ થોડા વધારે દિવસો સુધી મારે અસહ્ય વેદના સહન કરવી પડી."

આ વાતો ઉપરથી મિ. એન્ડ્રૂઝના ઉદાર હૃદયની ખાતરી થાય છે. આપણે ત્યાં આવતા અંગ્રેજ મિશનરીઓમાં મિ. એન્ડ્રૂઝની ઉદારતાનો ચોથો હિસ્સો પણ હોય તો તેમને પૂજ્ય ગણી માથે ચડાવીએ. પરંતુ દિલગીરી એ વાતની છે કે, આ મિશનરીઓના સ્વભાવમાં એંગ્લો ઇન્ડિયન ' અને 'પ્રેસ્ટિજ 'ની બો એટલી હદે જરાઈ ગયેલી હોય છે કે તેને લઈ તેમની થોડી ઘણી ઉદારતા પણ વ્યર્થ બની જાય છે.

મિશનરી લોક પહેલાં કરતાં કંઈક વધુ ઉદાર બન્યા છે, એ વાત અમે માનીએ છીએ; પરંતુ તુલના કરવાથી એમ માલમ પડે છે કે મિ. એન્ડ્રૂઝના આદર્શને પહોંચી વળવાને એ મિશનરી લોકોએ હજી ઘણો લાંબો માર્ગ કાપવો જોઈશે. મિ. એન્ડ્રૂઝના ધર્મ સંબંધી વિચારોની ક્રાન્તિ વાંચતાં વાચકે ધ્યાન રાખવું પડશે કે મિ. એન્ડ્રૂઝ ખ્રિસ્તી ધર્મની કેટલીક વાતો ઉપર વિશ્વાસ આણતા નથી, છતાં એ ખ્રિસ્તી જ છે. પક્કા ખ્રિસ્તી છે, અને ભગવાન ઈશુના પરમ અનુયાયી છે.

પોતાના તાત્કાલીન સાચા વિચારોની મીમાંસા કરતા મિ. મિ. એન્ડ્રૂઝ કહે છે કે: 'જો કે મને અદ્ભુત કર્મોમાં તથા ટ્રિનિટી સિદ્ધાંતમાં સંદેહ આવ્યો છે છતાં મને ઈશુની મહાન નૈતિક ઉચ્ચતામાં કદાપિ કંઈ જ સંદેહ ઊપજ્યો નથી. હું એને મારો રક્ષક માનીને એની પૂજા કરતો રહ્યો છું. અત્યારે પણ એને હું મર્યાદા પુરુષોત્તમ સમજું છું; અને એ ભાવે જ એની પૂજા હું કરું છું.

5

# મહાત્મા મુન્શીરામ સાથે પરિચય

જ્યારે મિ. એન્ડ્રૂઝ સેન્ટ સ્ટીવન્સ કૉલેજમાં હતા, ત્યારે એ કાંગડી ગુરુકુળ જોવા ગયા હતા. ત્યાં એમને મહાત્મા મુન્શીરામજી સાથે ઓળખાણ થઈ ગયું. તે પછી તો એ કેટલીય વાર કાંગડી ગયા હતા અને મુન્શીરામજી સાથે રહ્યા હતા. ગુરુકુળના અંગ્રેજી વિભાગના નિરીક્ષક તરીકે એમને નીમ્યા હતા, અને એ પદ એમણે ખુશીથી સ્વીકાર્યું પણ હતું. મહાત્મા મુન્શીરામજી (શ્રદ્ધાનંદ સ્વામી)ની મિત્રતાથી એમને ભારતીય જીવનનો અચ્છો અનુભવ થવા પામ્યો. ગુરુકુળ માટે આફ્રિકામાં અને બીજાં ઘણાં ઠેકાણે મિ. એન્ડ્રૂઝે ભાષણો આપ્યાં હતાં. ગુરુકુળને એ વારંવાર સંભારતા હતા, અને એમ સંભારતી વખતે ખૂબ આનંદ અનુભવતા હતા.

**હકીમ અજમલખાં સાથે પરિચય**

મૌલવી નજીર અહમદ અને મૌલવી જકાઉલ્લાના મરણ પછી મિ. એન્ડ્રૂઝને હકીમ અજમલખાં સાથે પણ પરિચય થઈ ગયો. પોતે ચાંદનીચોક પાસે આવેલા હકીમ સાહેબને ઘેર વારંવાર જતા હતા. હકીમ સાહેબની મિત્રતાને એ કિંમતી ગણતા. અને જ્યારે દિલ્હી જવાનું થાય ત્યારે હકીમ સાહેબને ત્યાં જવાનું ચૂકતા નહિ. આ મિત્રતાને લીધે જ મિ. એન્ડ્રૂઝે અલીગઢની

નેશનલ મુસ્લિમ યુનિવર્સિટી કે જેને હકીમ સાહેબ ખૂબ મદદ કરતા હતા તેને મદદ કરવાનું કબૂલ કર્યું હતું.

**राष्ट्रीयता तरफ विशेष झोक**

જેમ જેમ મિ. ઍન્ડ્રૂઝના ધર્મસંબંધી વિચારો વિશેષ વિસ્તૃત થતા ગયા તેમ તેમ રાષ્ટ્રીય ચળવળ - તરફ એમનું દિલ વધારે ઘસડાતું ગયુ, ભારતભૂમિની સેવા કરવાની એમની ધગશ વધારે પ્રબળ બની ગઈ.

મિ. ઍન્ડ્રૂઝ કહે છે કે: "મારા દિલમાં એ ભાવના રોજને રોજ જોરદાર બનતી જતી હતી કે મિશનનું કામ છોડીને પણ મારે રાષ્ટ્રીય ચળવળમાં મારી તમામ શક્તિ સાથે ઝૂકી પડવું જોઈએ. હું દરરોજ મારા મનમાં વિચાર્યા કરતો હતો કે, જો હું સ્વતંત્રતાનો ચાહક હોઉં તો મારે બીજા લોકોની પણ સ્વતંત્રતા માટે પ્રયત્ન કરવો જ રહ્યો. મારો ખ્યાલ એ સમય સુધી જો કે એવો હતો કે બ્રિટીશ સત્તાએ, ભારત ઉપર ભૂતકાળમાં બહુ ઉપકાર કર્યો છે; છતાં પરદેશી સત્તાના 'સુશાસન' કરતાં 'સ્વતંત્રતા' હજારગણી બહેતર છે એવો તો મારો ખાસ મત છે

બ્રિટિશ સત્તાને લીધે ભારતવાસીઓને જે મુશ્કેલીઓ સહન કરવી પડે છે, તેનો અનુભવ તો હજી લગી મને નહોતો થયો. ઈ. સ. ૧૯૦૭નો એક પ્રસંગ મને આ ઠેકાણે યાદ આવે છે. દિલ્હીના એક કમિશનર સાહેબ કે જે અત્યારે જીવતા નથી તેમણે મને, એક વખત એક પુસ્તક આપ્યું. એ પુસ્તકનું નામ હતું **'સન ૧૮૫૭માં ભારતવર્ષ.'** એ પુસ્તકમાં ઘણા કટાક્ષ કરવામાં આવ્યા હતા, અને એમાં હિંદીઓની ખૂબ ઠેકડી કરવામાં આવી હતી. એ પુસ્તકમાં એવું કાલ્પનિક પણ એવું ખરાબ ચિત્ર રજૂ કરવામાં આવ્યું હતું. કે જાણે હિંદને સ્વરાજ્ય મળી ગયું છે, અને

હિંદીઓને રાજ્યકારભાર કરતાં આવડતો નથી; એ ચોપડીને વાંચીને મને ખૂબ ક્રોધ ચઢ્યો. મેં ડેપ્યુટી કમિશનરને કહ્યું: 'અગર હિંદુસ્તાનમાં ૨૦૦ વરસ સુધી બ્રિટિશ સરકારનું રાજ્ય રહ્યા છતાં, પણ એનું પરિણામ આવું આવે તો મારી સમજમાં આવે છે કે **અહીંથી બ્રિટિશ રાજ્યનો જેમ બને તેમ જલ્દી અંત આવે તો ઘણું સારું**. આ પુસ્તકથી તો એવું શિક્ષણ મળે છે કે જેટલા દિવસ વધારે અહીં બ્રિટિશ સરકાર રહેશે એટલું જ હિંદ વધારે **શક્તિહીન બનતું** જશે.' મારા આ કોપયુક્ત શબ્દો સાંભળીને ડેપ્યુટી કમિશનરને ઘણી નવાઈ લાગી.

મારા હૈયામાં હિંદની સ્વતંત્રતાને માટે પ્રયત્ન કરવાનું મન ક્યાં ક્યાં કારણોથી થયું એ તો મારાથી કહી શકાય એમ નથી. છતાં એનું મુખ્ય કારણ ઘણું કરીને તો એ હતું કે મેં યુરોપિયન લોકોને હિંદી ભાઈઓ તરફ બહુ જ ભૂરી રીતે વર્તન કરતાં જોયા હતા. એ નઠારાં વર્તન જોઈ જોઈને કોઈ કોઈ વખત તો મારું લોહી એટલું બધું ઊકળી ઊઠતું કે હું મનમાં ને મનમાં ગર્જી ઊઠતો: **'મારી જાતવાળા આ અંગ્રેજો મારા દુશ્મન, અને હિંદીઓ મારા દોસ્ત છે.'**

કેટલીયે વાર હું મારો ક્રોધ રોકી શકતો નહિ; અને મારા મનમાં જે આવતું તે ઝટપટ ઉચ્ચારી નાખતો. એક વખત હું એક પાદરી સાથે એક જ ટેબલ ઉપર જમણ જમી રહ્યો હતો. એક નવજુવાન આઈ. સી. એસ. અંગ્રેજ મારી સામે બેઠો હતો. મજાકમાં ને મજાકમાં એણે બધાં આગળ કહેવા માંડ્યું: "મિ. કેયર હાર્ડીની સાથે હિંદી સરકારે યુક્તિપૂર્વક છૂપી પોલીસના એક જાસૂસને વળગાડી દીધો હતો. નોકર બનીને એમની સાથે આખા હિંદમાં ઘૂમતો રહ્યો સિવિલિયન વાત બહુ લહેરથી કરી રહ્યો હતો. મને એમાં મજાક કે ઉડાવવા જેવો કોઈ મુદ્દો ન જણાયો. કેયર હાર્ડી

જેવા સીધાસાદા અને ઉદાર માણસને આવી રીતે છેતરવો એ કામ મને તો સરકારને માટે અતિશય નિંદ્ય જણાયું. મારાથી રહેવાયું નહિ. મેં એ સિવિલિયનને મોંઢે જ કહી દીધું કે "આપ ઘણા અવિવેકી માણસ છો."

"આપને એમાં ઠેકડી જેવી શી વાત લાગી ?" પાછળથી પાદરી સાહેબે મારા ગુસ્સે ભરાવાનું કારણ પૂછ્યું. મેં બધી વાત માંડીને કહી સંભળાવી. એટલે બિશપ સાહેબે પણ કહ્યું : સિવિલિયનની વાત વાસ્તવિક રીતે જોતાં અસભ્યતાપૂર્ણ હતી એમાં શક નહિ. એની એ મજાક મારા સાંભળવામાં આવી હોત તો હું ય એને દમદાટી આપ્યા વગર ન રહેત."

આવી રીતે સાથીદાર અંગ્રેજોને સાચી વાત કહી દેવાથી મારે કેટલીય વાર તેમની સાથે વઢવાડ પણ વહોરી લેવી પડતી. દર વરસે હિંદની સ્વતંત્રતા માટે પ્રયત્નશીલ રહેવાની મારી ઇચ્છા પ્રબલતર બન્યા કરતી હતી. હવે હું ધીરે ધીરે એ પણ સમજવા લાગ્યો હતો કે, બ્રિટિશ રાજ્યસત્તાને લીધે હિંદને ભયંકર નુકસાન થયું છે. હિંદની ઘોર ગરીબાઈ પણ મારું દિલ વીંધવા લાગી હતી; વળી, એ વાત પણ મારા સમજવામાં આવી હતી કે, હિંદમાં ખેડૂતોની સ્થિતિ સુધરવાને બદલે દિનપ્રતિદિન બગડતી જાય છે. પરંતુ બ્રિટિશ રાજ્યની સૌથી મોટી ખરાબી તો મને એ વાતમાં સ્પષ્ટ થતી હતી કે, દરેક અંગ્રેજ પોતાને ઊંચી જાતનો અને હિંદીને નીચી કોટિનો સમજતો હતો.

*ગોરાંમ આદમીઓનો ઉચ્ચતાનો આ સિદ્ધાંત અત્યંત નિંદવા* યોગ્ય હતો. એ કારણે જ મને ક્રોધ વ્યાપી જતો. ઈ. સ. ૧૯૧૦ માં મેં મારા મનમાં એ નિશ્ચય કર્યો હતો કે, જો હિંદ ખરેખર

પોતાનું હિંદીપણું જાળવવા ઇચ્છતું હોય તો એ વાત બ્રિટિશ સામ્રાજ્યનું પૂંછડું બનીને એનાથી નહિ બની શકે. હિંદ હિંદીપણાથી જ શોભે, બ્રિટિશપણાથી નહિ જ. બ્રિટિશ સામ્રાજ્યનું પૂંછડું બની રહેવાથી તો એને બ્રિટિશ સામ્રાજ્યમાં હમેશાં વિદેશીની પેઠે જ રહેવું પડશે. અને જ્યાં સુધી હિંદને બ્રિટિશ છત્ર નીચે રહેવું પડે ત્યાં સુધી તો હિંદમાં બ્રિટિશ આદર્શ તથા બ્રિટિશ સંબંધનું જ પ્રધાનપણું રહેવાનું. પરંતુ હિંદની ૪૦ કરોડ જેટલી વસ્તી માટે એ શક્ય જ નથી; કે એકેએક જણ પોતાને વિદેશી આદર્શને અનુરૂપ બનાવી લઈ શકે. અને તેથી તો હિંદ સદા સર્વદાને માટે બ્રિટિશ સામ્રાજ્યનો ભાગ ન રહી શકે.

આ વાત સિદ્ધાંત રૂપે તો છેક ઈ. સ. ૧૯૧૦માં મારા સમજવામાં આવી હતી. પરંતુ વ્યાવહારિકરૂપે એ સિદ્ધાંત ઉપર પહોંચતાં મને બીજાં ૧૦ વરસ લાગ્યાં. ઈ. સ. ૧૯૨૦માં પૂર્ણ નિશ્ચય સાથે હું એવા નિર્ણય ઉપર આવ્યો કે, હિંદે બ્રિટિશ સલ્તનતની છાયા નીચેથી છૂટા થવું જ સારું છે. આટલી હદ સુધી પહોંચવાનું મુખ્ય કારણ તો મને ફિજી અને આફ્રિકામાં વસતા હિંદીઓની દુર્દશા જોઈને પ્રત્યક્ષ પ્રાપ્ત થયેલા મારા અનુભવો જ છે."

હવેથી મિ. એન્ડ્રૂઝે દૃઢ નિશ્ચયપૂર્વક બ્રિટિશ સામ્રાજ્યનો સંબંધ તોડી નાખવાની વાત ઉઘાડેછોગ કહેવા માંડી. કોંગ્રેસના બંધારણમાં ફક્ત 'સ્વરાજ્ય' શબ્દ રાખવામાં આવ્યો છે. અને તેના બંને અર્થ થઈ શકે છે. બ્રિટિશ સામ્રાજ્યની અંદર 'સ્વરાજ્ય' અથવા બ્રિટિશ સલ્તનતથી અલગ થઈને 'સ્વરાજ્ય' પરંતુ મિ. એન્ડ્રૂઝનું ચોક્કસ માનવું હતું કે, હિંદ બ્રિટિશ સામ્રાજ્ય સાથેનો સંબંધ સમૂળો છોડી દે, એ જ એને માટે બહેતર છે. ક્યાં ક્યાં કારણોસર એમણે આ નિશ્ચય આમ જાહેર કર્યો છે એ આપણે આગળ ઉપર જોઈશું.

મિ. એન્ડ્રૂઝની પ્રવૃત્તિ હિંદની રાષ્ટ્રીય ચળવળ તરફ વિશેષ ને વિશેષ આગળ ધપી રહી હતી. એમના રાજ-

**મિશનના કામમાં અભાવો**

કીય વિચારો પણ ખૂબ ઉદાર બની ગયા હતા. સરકારી મદદ મેળવનારી કૉલેજમાં કામ કરતા હોવાથી એમની પોતાની સ્વતંત્રતામાં પુષ્કળ અડચણ આવતી હતી. મિશનરી સમાજમાં ચાલુ હોવાથી પણ એમને ઘણું બંધન નડતાં હતાં. આ સંબંધમાં મિ. એન્ડ્રૂઝ કહે છે કેઃ

"મિશનમાંથી મને પગાર મળતો હતો. પરંતુ જ્યારે જ્યારે હું પગાર લેતો હતો, ત્યારે ત્યારે મને એવું થઈ આવતું હતું કે 'મારી સ્વતંત્રતા વેચીને હું આ રૂપિયા લઈ રહ્યો છું.' એ રૂપિયા મને મારા આત્મા ઉપર ભારે ભારરૂપ જણાતા હતા.

સરકારમાંથી મને એક પાઈ સરખી મળતી નહોતી, મિશનરી સમાજ મને પગાર આપતો હતો. તેના બદલામાં વિલાયતના મિશનવાળા મારી પાસે એવી આશા રાખતા હતા કે, હું ખ્રિસ્તી ધર્મનો એવી રીતનો પ્રચાર કરું કે જેથી ઘણા હિંદીઓ આકર્ષાઈને ખ્રિસ્તી બની જાય. પરંતુ આવી રીતે ખ્રિસ્તી બનવા બનાવવાનું કામ મને બિલકુલ નાપસંદ હતું. મને સાંભરે છે ત્યાં સુધીનો મેં મારાં ભાષણોથી લોભાવીને કે છેતરીને એક પણ હિંદીને ખ્રિસ્તી બનાવ્યો નથી. મારો એ વિશ્વાસ પહેલાં પણ હતો, અને હાલ પણ છે કે જે વિચારોને હું સત્ય સમજું છું તે સર્વ કોઈને દર્શાવવા એ મારું કર્તવ્ય છે. પરંતુ કોઈના ઉપર વ્યક્તિગત દબાણ કરીને એને ખ્રિસ્તી બનાવવાના કાર્યને હું ધિક્કારું છું. કોઈને ખ્રિસ્તી બનવાને માટે ફરજ પાડવી એ મારા સ્વભાવની વિરુદ્ધ છે. બીજાઓ સાથે ખ્રિસ્તી ધર્મના ખંડનમંડનની વાતો કરવી એ પણ ખરાબ લાગે છે. હું એમ માનતો હતો કે મારો ધર્મ એટલો પવિત્ર અને સુંદર છે કે એને માટે સામાન્ય લોકો સાથે વાદવિવાદમાં ઊતરવું એ પાપ છે.

કેટલીય રાત મને એજ વિચાર આવ્યા કરતા કે 'વિલાયતના મિશનવાળા મને જે પગાર આપે છે તે એવી આશાથી કે હું હિંદીઓને ખ્રિસ્તી ધર્મમાં લાવું, પણ એવી રીતે ખ્રિસ્તી બનાવવામાં મને વિશ્વાસ જ નથી. તો પછી મિશનવાળાઓ પાસેથી પગાર લીધા કરું એ શું યોગ્ય છે?' આ બાબતમાં હું જ્યારે જ્યારે મિ. રુદ્રની સલાહ લેતો ત્યારે ત્યારે એ બરાબર એમ જ કહ્યા કરતા કે, 'કંઈ ફિકર નહિ, આપનું કામ આપ કર્યે જાઓ!''

આ વાતોથી સ્પષ્ટ થઈ જાય છે કે મિ. ઍન્ડ્રૂઝ મિશનરીપદે હતા ત્યારે પણ પોતે લોકોને છેતરીને ખ્રિસ્તી બનાવવાની વિરુદ્ધ હતા. એવા ઘણાય ખ્રિસ્તીઓ સાથે વાતચીતના પ્રસંગ અમને મળ્યા છે કે જેમનો મુખ્ય હેતુ લોકોને કોઈપણ રીતે ખ્રિસ્તી બનાવવાનો જ હોય છે. થોડાં વરસો પહેલાં સંયુક્ત પ્રાંતનાં છાપાંમાં આગ્રાની સેન્ટ જોન્સ કોલેજના એક મિશનરીનું પોકળ બહાર પડ્યું હતું. એ મિશનરી-પાદરી મહાશયે કોઈ એક હિંદી બાળકને ખ્રિસ્તી બનાવીને તેને કોઈ એકાંત સ્થળે છુપાવી રાખ્યો હતો. જ્યારે તે બાળકના પિતા એ છોકરાની શોધ કરવા ત્યાં ગયા, ત્યારે એ છોકરાને છાની રીતે બીજે ઠેકાણે મોકલી દીધો હતો!

આવી રીતે માબાપથી સંતાડીને અને વખત પર ફોસલાવી પટાવી કે લાલચો આપીને ખ્રિસ્તી બનાવનાર મિશનરીઓનો હિંદમાં તોટો નથી!

**મિસ્ટર સ્ટોક્સ સાથે મુલાકાત**

ઈ. સ. ૧૯૦૭ અને ૧૯૧૧ વચ્ચે મિ. ઍન્ડ્રૂઝ મેલેરિયા તાવથી અવારનવાર પીડાતા રહ્યા હતા. એથી એમની તંદુરસ્તી ખરાબ થઈ ગઈ. શરીર લથડી ગયું. એમનો ક્ષયનો રોગ તો હતો તે સ્થિતિમાં જ હતો, આગળ વધી શક્યો નહોતો.

ડૉકટરની સલાહ મળી કે વિલાયત પાછા ચાલ્યા જાઓ. પરંતુ એન્ડ્રુઝ સાહેબે એ સલાહ માની નહિ. શ્રમ અને મરડાએ પણ એમને ખૂબ કાયર કર્યા. કૉલેજમાં રજાઓ પડતી ત્યારે તેઓ સિમલા પર્વતની પાસે કોટગઢ જઈ રહેતા. ત્યાં એમને મિ. સ્ટોક્સનું ઓળખાણ થયું. એ અમેરિકન ખ્રિસ્તી હતા, અને હિંદનું ભલું ઇચ્છનારામાના એક હતા. એ સમયે એ સાધુવેશે રહેતા હતા, જમીન ઉપર સૂતા હતા, અને પોતાનું ભોજન પોતાને હાથે જ બનાવીને જમતા હતા. સબાથૂ નામે સ્થળે એ કોઢિયા દરદીઓ સાથે પણ રહ્યા હતા; અને એવી રીતે પોતાનું જીવન ગુજારતાં એક વખત પોતે ટાઇફૉઇડથી પણ પટકાઈ પડ્યા હતા. મુલાકાત વખતે પણ એમની તંદુરસ્તી સારી નહોતી.

મિ. એન્ડ્રૂઝ કહે છે કે " જે વખતે હું પ્રથમ વાર જ કોટગઢ ગયો ત્યારે મારે સ્ટોક્સ રહેતા હતા તે ઘરમાં જ ઊતરવાનું થયું. સાથે વસવાથી અમારી વચ્ચે સ્નેહ બંધાઈ ગયો. ખ્રિસ્તી ધર્મ પ્રચારક સાધુ સુંદરસિંહજી પણ અમારી સાથે હતા અમે સાથે રહીને ખૂબ વિચાર કરતા હતા દર સાલ ઉનાળામાં હું ત્યાં જતો; ત્યારે મિ. સ્ટોક્સ સાથે મારે ખૂબ દિલથી વાતોચીતો થતી. તે પર ઘણા દિવસ સુધી વિચાર કર્યા પછી મિ. સ્ટોક્સે એક ખ્રિસ્તી 'ભ્રાતૃ-સમાજ' સ્થાપવાનો વિચાર કર્યો : એનું નામ રાખ્યુ 'ઈશુનું અનુકરણ કરનારો ભ્રાતૃસમાજ.' ભ્રાતૃસમાજનો ઉદ્દેશ એ હતો કે, જેવી રીતનું સાદું જીવન પ્રભુ ઈશુએ ગાળ્યું હતું, એવી જ રીતનું જીવન વ્યતીત કરવામાં આવે. ગામડા ગામમાં વસીને એમના જેવું જ ભોજન કરવામાં આવે. પાઈ પૈસો કંઈપણ પાસે રાખવામાં ન આવે.

હું એ સમયે એ આદર્શ પ્રમાણે જીવન જીવવા ખૂબ ઉત્કંઠિત હતો. હું મિ. સ્ટોક્સ સાથે ભળી જવા માગતો હતો. પણ એ વખતે

મારા માર્ગમાં બારે મુશ્કેલી એ ઊભી હતી, કે મારી શરીરની સ્થિતિ સારી નહોતી, ઉપરાંત મેલેરિયા તાવે મારો કેડો મૂક્યો નહતો.

આ બાબત મેં મિ. રુદ્ર અને બીજા મિત્રોની સલાહ લીધી ત્યારે તેમણે જણાવ્યું કે આવી નાદુરસ્ત હાલતમાં આ ભ્રાતૃસમાજમાં ભળવું નકામું છે. તમારી તબિયત ખરાબ છે એટલે સમાજના ઉદ્દેશ પ્રમાણેના સાધુ જીવનના કષ્ટ તમારાથી સહન કરી શકાશે નહિ.'

મિ. સ્ટોકસે પણ એવી જ સલાહ આપી. આથી હું એ ભ્રાતૃ-સમાજમાં પૂરેપૂરી રીતે તો દાખલ થઈ શક્યો નહિ પરંતુ હું એનો સહાયક સભાસદ તો બની જ ગયો.

મિ. વેસ્ટન કે જેઓ એ વખતે કેમ્બ્રિજ મિશનના આગેવાન હતા. તે પણ કેટલાક વખત સુધી આ ભ્રાતૃસમાજના સભાસદ હતા. એ મિ. વેસ્ટન સાધુ લોકો જેવો જ પોશાક પહેર્યા કરતા, અને દિલ્હીમાં રહીને શિક્ષણનું કામ કરતા હતા. આ સમયે મેં માંસાહાર સપૂચો તજી દઈને શાકાહારી બનવાના પણ ખૂબ પ્રયત્નો કરવા માંડ્યા. ખર્ચ પણ મેં ખૂબ ઘટાડી નાખ્યો. પરંતુ જ્યારે જ્યારે મારે યુરોપિયનો સાથે રહેવાનું થતું ત્યારે ત્યારે પાછો ખર્ચ વધી પડતો. તેથી મિશનવાળાઓને મેં જણાવી દીધું કે, 'હું ચમારવાડામાં જઈ રહેવા માગું છું.' કેટલાક ચમારો ખ્રિસ્તી બની ગયા હતા. હું એમની સાથે રહેવા ઇચ્છતો હતો. મારી ઇચ્છા હતી કે જેવી રીતે હું લંડનના ગંદા મહોલ્લાઓમાં ગરીબો સાથે ચાર વરસ રહ્યો હતો, તેવી જ રીતે ચમારો સાથે રહીને તેમની કંઈક સેવા કે મદદ કરું મિ સ્ટોકસના જીવન કરતાં આ જીવન ઓછું ત્રાસદાયક હતું. કેમ કે તેમને તો ઠેર ઠેર રખડવું પડતું હતું. પરંતુ મારે તો એક નિશ્ચિત સ્થાને રહેવાનું હતું. દુર્ભાગ્યે મારી આ માગણી સ્વીકારાઈ નહિ. મિશનવાળાઓએ, મિ. રુદ્રે અને બિશપ સાહેબે મારી વાતનો

અસ્વીકાર કર્યો. પણ અત્યારે જ્યારે હું એ વાતનો વિચાર કરૂં છું ત્યારે મને લાગે છે કે એમણે મને અટકાવીને ભારે ભૂલ કરી હતી. હું ચમારોના મહોલ્લામાં રહી શકત. એમાં મારી તંદુરસ્તી બગડત નહિ: જ્યારે સૌએ મારી વાત અવગણી કાઢી ત્યારે મેં નિર્બળતાપૂર્વક કહ્યું: 'વારૂ ભાઈ, ચમારોના મહોલ્લામાં નહિ રહું, પછી કંઈ છે ?"

મિશનવાળાઓને મેં કહ્યું; હું એક સાઈકલ ખરીદી લઈશ. અને કોલેજમાં સાઈકલ ઉપર બેસીને આવીશ એટલે આમાં મને કંઈ જ અડચણ પડવાની નથી.

**અશાન્તિમય જીવન**

જેમ જેમ મિ. એન્ડ્રુઝના ધાર્મિક અને રાજનૈતિક વિચારો ઉદાર બનતા જતા હતા તેમ તેમ એમને એમની પરાધીનતા વિશેષ ખટકતી હતી, છેવટે એ એવા નિર્ણય ઉપર આવ્યા કે જ્યાં સુધી કોલેજમાં રહીને મિશનનું કામ કર્યો કરવું હશે, ત્યાં સુધી તો એમના ચિત્તને શાન્તિ કદી મળવાની નથી. એ સમયે મિ. એન્ડ્રુઝ ખૂબ ચિંતાતુર રહેતા હતા, એકાંત જીવન જીવવાનું એમને ઝાઝું ગમતું હતું. મિ. રુદ્ર સિવાય બીજા કોઈની સાથે ઝાઝી વાતચીત પણ એ નહોતા કરતા.

એ પોતે કહે છે કે "મિ. રુદ્ર કરતાં વધારે સાચો મિત્ર મને બીજો કોઈ મળ્યો નથી, અને મળી શકશે પણ નહિ મિ. રુદ્ર મારી બધી વાતોને ધીરજપૂર્વક સાંભળતા હતા. અને હું પણ મારા દિલની વાતો એમની આગળ મોકળે મને કહી દેતો હતો. શારીરિક અસ્વસ્થતાને લીધે મગજ પણ અસ્વસ્થ રહેતું. છતાં મિ. રુદ્ર મારી વાતોથી કદી પણ કંટાળ્યા નહોતા. પરદેશી જાતિની તાબેદારીનો શો અર્થ છે તે મિ. રુદ્રની કૃપાથી મને ધીરે ધીરે સમજાઈ ગયું. ગુલામીનાં ભયંકર દુઃખો મિ. રુદ્રે જ મને સમજાવ્યાં.

મિ. રુદ્ર અર્થશાસ્ત્ર અને ઇતિહાસના ઊંડા અભ્યાસી હતા. તેમની વિચારશ્રેણી સ્પષ્ટ અને ચોક્કસ હતી. તે કદી ખોટું ઉમેરણ કરતા નહોતા. સૌથી જરૂરની વાત તો એમણે એ બતાવી હતી કે, જમીન ઉપરનો કર–મહેસૂલ બહુ જ વધારે છે, અને એથી જ ખેડૂત દિન પ્રતિદિન નિર્ધન બનતો જાય છે.

મિ. રુદ્રની સૂચનાથી મેં હિંદની નિર્ધનતાના પ્રશ્નને નવેસર વિચારવા માંડયો. એને માટે હું ગામડાંમાં જતો હતો અને ત્યાં ગામડિયાઓ સાથે રહીને તેમની સ્થિતિનું અવલોકન કરતો હતો. આ બધી વાતોથી મારા વિચારોમાં પરિવર્તન થઈ ગયું. બ્રિટિશ સલ્તનતના ગજકારોબાર સંબંધી પહેલાં જે ખ્યાલ હતા તે તમામ હવે બદલાઈ ગયા. હું હવે સારી રીતે સમજવા લાગ્યો કે, **નોકરશાહી અજ્ઞાનતાપૂર્વક, પરંતુ લાગલાગટ પૂરેપૂરી રીતે ખેડૂતોની નિર્ધનતા વધારી રહી છે** હું વિચારવા લાગ્યો કે, આ પ્રશ્નનો સંબંધ હિંદની પચાસ ટકા વસ્તી સાથે જોડાયેલો છે, નોકરશાહી, એંશી ટકા વસ્તીની પરવા કરતી નથી. એથી જ **બ્રિટિશ કારોબારને હિંદના હિતસ્વી તરીકે ઓળખાવવો એ ભારેમાં ભારે મોટી ભૂલ છે.**

પહેલાં મારા વિચાર સામ્રાજ્યવાદીઓ જેવા હતા. હું બ્રિટિશ સામ્રાજ્યનો કટ્ટર પક્ષપાતી હતો; પરંતુ ગામડામાં રહેનારા ખેડૂતોની દુર્દશા જોયા પછી મારા એ વિચારો જડમૂળથી નાબૂદ થઈ ગયા છે.

હવે, મેં રોમન સામ્રાજ્યનો સારી રીતે અભ્યાસ કર્યો, પછી એની સાથે બ્રિટિશ સામ્રાજ્યની તુલના કરી જોઈ. રોમન સામ્રાજ્યે રાષ્ટ્રીય જીવનનું સત્યાનાશ વાળી દીધું હતું; અને આખા જીવનને પણ ઊંધું વાળી દીધું હતું. આખરે એનું પરિણામ એવું આવ્યું હતું કે, રોમન સામ્રાજ્યે ગુલામોનું ધાડું ને ધાડું ઊભું કર્યું. આ વાતો

ઉપર વિચાર કરતાં કરતાં મને સામ્રાજ્યવાદ ઉપર તિરસ્કાર વછૂટયો. એ વખતે હું એ જ વિચાર્યા કરતો હતો કે, **સ્વાધીનતાપૂર્ણ રાષ્ટ્રનું સ્વતંત્ર જીવન, પરદેશી સામ્રાજ્યને આધીન, પરતંત્ર જીવન કરતાં લાખ દરજ્જે સારું** છે. આ ઉપરથી જણાશે કે મારા વિચારોમાં કેટલી બધી ક્રાન્તિ થઈ જવા પામી હતી. પહેલાં હું બ્રિટિશ રાજ્યના ગુણગાન ગાયા કરતો હતો. એ બ્રિટિશ સત્તા કે જેમાં કદી સૂર્ય આથમતો નથી, એ બ્રિટિશ સામ્રાજ્ય કે જ્યાં સૌ સ્વતંત્ર છે, એ બ્રિટિશ રાજ્ય કે જ્યાં સૌ સુખી છે—વગેરે વાતો હવે મને લૂખેલૂખી, ખોટેખોટી ગપ્પો જ માલૂમ પડવા લાગી.

હવે હું ઘણુંખરું મિ. રુદ્ર પાસે રહેતો હતો, અને એમને ત્યાં જ ભોજન પણ કરતો હતો. એમના ઘરમાં મને પણ એક નાનકડો ઓરડો મળી ગયો હતો; અને એમાં બેસીને હું મારું કામ કર્યા કરતો હતો. કેમ્બ્રિજ મિશનના મકાન કરતાં મને આ સ્થળ ઉત્તમ લાગતું હતું. બે વાતો, મને હમેશાં ખૂચ્યા કરતી હતી. એક તો એ કે, 'હું મિશનનો પગાર ખાતો હતો, અને બીજી એક, મારે ધર્મ સંબંધી એવી કેટલીક વાતો દેવળમાં કહેવી પડતી હતી કે જેમાંથી મારો વિશ્વાસ ઊઠી ગયો હતો.''

**ટૉલ્સ્ટોયના ગ્રંથોનો પ્રભાવ**

આ સમયે મિ. એન્ડ્રૂઝે ટૉલ્સ્ટોયનાં પુસ્તકો ધ્યાનપૂર્વક વાંચવા માંડયાં. એ પુસ્તકોની એમના ઉપર ભારે અસર થઈ, એમના ધાર્મિક વિચારો ટૉલ્સ્ટોયના સિદ્ધાંતો તરફ ઝૂકી ગયા, હવે એ એમ માનવા લાગ્યા કે—' ઈશુ પછી ચોથા કે પાંચમા સૈકામાં એમના ધર્મ પાળનારા શિષ્યોએ ઘણી બધી વાતો વધારી દીધી છે. આજ્ઞાચાર અને નિયમો બધા પાછળથી જોડી દીધેલા છે. મહાપુરુષ ઈશુનું વ્યક્તિત્વ અને જીવન જ હવે એમને સૌથી વિશેષ આકર્ષણ કરતું હતું. ઈશુએ પોતાનું જીવન Sermon of

The mount ના આદર્શ પ્રમાણે જ વિતાવ્યું હતું. મિ. એન્ડ્રૂઝ હવે એ વાતને જ અધિક મહત્ત્વપૂર્ણ સમજવા લાગ્યા; અને ઈશુ જેવું જીવન જીવવા પ્રયત્ન કરતા રહ્યા. બાઇબલના નિયમો અને વિધિ હવે એમને મન એટલાં બધાં મહત્ત્વનાં રહ્યાં નહિ. એમને હવે એમ લાગ્યા કરતું કે બહારની બાબતોનું આટલું બધું મહત્ત્વ શું છે જે? સંપ્રદાય અને તેના વિધિના વ્યર્થ ઝગડાઓમાં પડયા ઈશુની પેઠે નિર્ધનતાપૂર્ણ પવિત્ર જીવન ગાળવાનું બની શકે તો એથી આપણું તેમ જ સર્વ કોઈનું અધિક કલ્યાણ થઇ શકે."

આને લઈને જ બિશપ સાહેબે જ્યારે એમને ધમકી આપી કે: 'બીજા સંપ્રદાયના ખ્રિસ્તી દેવળમાં જો તમે ધર્મનાં વ્યાખ્યાનો આપવા જશો તો હું તમારો આ ઇલાકામાં વ્યાખ્યાન આપવાનો પરવાનો ઝૂંટવી લઈશ. ત્યારે એમને ભારે નવાઈ ઊપજેલી.

એમનું પોતાનું દૃઢ માનવું હતું કે, અગર ઈશુ ખ્રિસ્ત પોતે અત્યારે જીવતો હોત તો એઓ જરૂર આવાં મૂર્ખાઈભર્યાં બંધનોને માનત નહિ.

ગરીબોની વચ્ચે નિર્ધન બનીને જીવવાનો આદર્શ એમને ખૂબ ગમી ગયો હતો. પોતાની માંદગીનો વિચાર કર્યા વગર ચમારોની વચ્ચે રહેવાનો જે વિચાર કર્યો હતો, એ પણ એ માન્યતાનું જ પરિણામ હતું. મતલબ કે પોતે ઈશુના આદર્શોના અનુયાયી બનવાને ચાહતા હતા, નહિ કે બાઇબલના, અથવા ખ્રિસ્તી ધર્મના કોઈ સંપ્રદાયના.

ટોલસ્ટોયનાં પુસ્તકોનો અભિપ્રાય પણ એવો જ છે. એ પુસ્તકો વાંચવાથી મિ. એન્ડ્રૂઝને ઘણો ફાયદો થયો અને તે એ કે દક્ષિણ આફ્રિકામાંની મહાત્માજીની ચળવળને સમજવામાં અને તેમાં સહાનુભૂતિ ધરાવવામાં એમને ખૂબ સરળતા મળી ગઇ. આ વાત

ધ્યાનમાં રાખવા જેવી છે કે મિશનના બંધનમાંથી છૂટયા પછી થોડા જ દહાડામાં એમને આફ્રિકા જવાનું પ્રાપ્ત થયું.

હિંદની જાગૃતિ

આ અરસામાં મિ. એન્ડ્રૂઝે એક પુસ્તક લખ્યું, જેનું નામ એમણે રાખ્યું '**ભારતીય જાગૃતિ**'. આ પુસ્તક એક ખ્રિસ્તી ધર્મ પ્રચારકની દૃષ્ટિએ લખવામાં આવ્યું હતું. એથી એમાં કંઈ કંઈ એવા વિચારો પણ જણાય છે કે જેમને ભ્રમજનક કહેવામાં આવે. પરંતુ સૌથી સારો ગુણ એમાં એ છે કે, શરૂઆતથી તે 'ઠેઠ સુધી એ સહાનુભૂતિ પરિપૂર્ણ છે. આપણે એ પુસ્તકનું કોઈપણ પૃષ્ઠ ઉઘાડીશું તો આપણને એમાં મિ. એન્ડ્રૂઝનું ઉમદા હૈયું જણાઈ આવશે.

એ પુસ્તક ઈ. સ. ૧૯૧૧માં લખાયું હતું. એમાં મિ. એન્ડ્રૂઝના તે વખતના વિચારોની છાપ છે. પરંતુ તે સમયે એમના વિચારોમાં એટલું બધું પરિવર્તન થઈ રહ્યું હતું કે, પુસ્તક છપાતાં છપાતાંમાં એ ઉમદા વિચારો પણ ખૂબ આગળ વધી ગયા. એ પુસ્તક વાંચતાં એ ધ્યાન રાખવું કે એ પુસ્તક ખાસ હેતુથી લખવામાં આવ્યું હતું. એ સિવાય એક સમિતિએ એ પુસ્તક સુધાર્યું હતું. અને એમાં કેટલાક ફેરફાર પણ કર્યા હતા. પુસ્તકનું વેચાણ ખૂબ ઝડપભેર થઈ ગયું. એનો અનુવાદ પણ યુરોપની કેટલીક ભાષાઓમાં થઈ ગયો.

એ પુસ્તકનું સર્વોત્તમ પરિણામ એ આવ્યું કે જે હજારો માણસોએ એ પુસ્તક વાંચ્યું તે બધાં જ હિંદની રાષ્ટ્રીય. ચળવળને ઉમંગથી વધાવવા લાગી ગયાં. જે લોકો વિલાયતથી હિંદમાં ધર્મ પ્રચારાર્થે આવતા હતા, તેમને ખાસ કરીને એ પુસ્તક વાંચવા આપવામાં આવતું હતું કે જેથી એ લોકો હિંદીઓ તરફ લાગણી બતાવતાં શીખે.

એન્ડ્રૂઝ સાહેબ પોતાના એ પુસ્તક સંબંધી કહે છે કે: "હું એ વાત કબૂલ કરું છું કે મને એ પુસ્તક વાંચીને સંતોષ થયો નથી. મારા મનમાં એ વાત ખૂંચ્યા કરે છે કે, મેં નિર્બળ બનીને સમિતિવાળાઓને એમ કેમ કહી દીધું કે, એઓ કોઈપણ વાક્ય પોતાની મેળે ઉમેરી શકે છે અને યથાસ્થાને ફેરફાર પણ કરી શકે છે! સૌથી વિશેષ દુઃખદાયક વાત તો એ છે કે, હું એ પુસ્તકમાં મારા હાર્દિક ભાવો દર્શાવી શક્યો નથી, હિંદના ધર્મો પૈકી હિન્દુ ધર્મને હું બરાબર ન્યાય આપી શક્યો નથી. એ પુસ્તકમાં બે ચાર જગાએ મેં એવા વિચારો જણાવ્યા છે કે અત્યારે વિચાર કરતાં મને ક્ષુદ્ર જણાય છે. તેમાંય વળી દુર્ભાગ્યે સમિતિવાળાઓએ સુધારો કરતી વખતે એ વિચારોને વધારે ક્ષુદ્ર બનાવી દીધા છે. સાચી વાત તો એ છે કે, પુસ્તક છપાઈ ગયા પછી મારા હૃદયમાં આનંદના ભાવ કરતાં શરમનો કંપ વિશેષ હતો. હશે! આ બધી ખામીઓ હોવા છતાં પણ કંઈક કામ કરી શકાયું એનો મને સંતોષ છે. કેટલાય માણસો મેં એવા જોયા છે કે, જેના હૃદયમાં એ પુસ્તક વાંચ્યા પછી જ હિંદપ્રતિ સન્માનની દૃષ્ટિ પહેલી વાર પેદા થઈ છે. હિંદી સ્ત્રીઓ સંબંધી જે પ્રકરણ મેં લખ્યું છે, તે વાંચીને ઘણા વાચકોના હૈયામાં તેમના તરફ શ્રદ્ધા ઉત્પન્ન થઈ છે; પરંતુ સૌથી સરસ વાત તો એ બની છે કે, જેમણે જેમણે એ પુસ્તક વાંચ્યું છે તેમણે તેમણે હિંદની રાષ્ટ્રીય ચળવળને વખાણી ને આવકારી છે."

આ પુસ્તક સંબંધી વધુ વાતો આગળ ઉપર કહેવાશે.

એક મનોરંજક ઘટના

આ અરસામાં એક આનંદદાયક ઘટના બની આવી. ઈ. સ. ૧૯૧૦–૧૧ માં મિ. સ્ટોક્સે એન્ડ્રૂઝ સાહેબ પાસે પોતાની અંગત બાબતમાં પૂછી. મિ. સ્ટોક્સની ઉમ્મરે એ વખતે ૨૫–૨૬ વર્ષની હતી. લાંબો વખત તેઓ સાધુઓની પેઠે રહી ચૂક્યા હતા. ઘણા

સંયમ સાથે એમણે પોતાનું જીવન ગુજાર્યું હતું. પરંતુ હવે એમનું જીવન પલટો લેવા માગતું હતું. એમને વિવાહ કરવાનું મન થયું.

મિ. એન્ડ્રૂઝને એમણે પૂછ્યું: "હું લગ્ન કરવા માગું છું. આપની શી સલાહ છે ?"

જંગલમાં ને પહાડોમા રહેનારા લોકો મિ. સ્ટોકસને પૂજતા હતા. એમનાં સન્યાસીના જેવાં ભગવાં કપડાં જોઈને એ લોકો એવું સમજતા હતા કે, એમનામાં કોઈ અજોડ અને જાદુઈ શક્તિઓ છે. સરળ હૃદયના ગામડિયા મિ. સ્ટોકસને મોટા મહાત્મા માનતા હતા; અને એમની આગળ નમ્રતાપૂર્વક કહેતા કે "અમે બધાં પાપી છીએ, અમે દુનિયાદારીના કીચડથી લપટાયલા છીએ, આપ તો પવિત્ર છો, કેમ કે આપ સન્યાસી છો."

મિ. સ્ટોકસને આ વાત પસંદ નહોતી. એમણે મિ. એન્ડ્રૂઝને કહ્યું: "કોઈ મને અસાધારણ શક્તિવાળો મહાત્મા સમજે એ વાતને હું બહુ જ ખરાબ સમજું છું. હું એક સાધારણ માણસ છું, પરંતુ ગામડાના લોકો મને જુદો જ ધારે છે, એ વાત મારા માટે ઠીક નથી."

મિ એન્ડ્રૂઝે મિ. સ્ટોકસને લગ્નની બાબત સમ્મતિ આપી દીધી. મિ. સ્ટોકસે એક હિંદી બાળા સાથે વિવાહ કરી લીધો. એમને છ છોકરાં થયાં છે, એમાંથી કોઈને અંગ્રેજી ભણાવ્યાં નથી.

મિ. સ્ટોકસની પત્નીની પેઢીનો ઇતિહાસ પણ જાણવા જેવો છે.

એક ચીની ગૃહસ્થ કે જે ઊંચા દરજ્જાના ખ્રિસ્તી હતા. અને ખેતીના ધંધાના જાણકાર હતા, તે હિંદના પહાડોના પ્રદેશમાં આવી વસ્યા હતા. એમણે પોતાનો વિવાહ એક રજપૂતાણી સાથે કર્યો હતો. મિ. સ્ટોકસની પત્ની એ ચીની ખ્રિસ્તીની પુત્રી હતી.

આવી રીતે મિ. સ્ટોકસનાં છોકરાંમાં ત્રણ જાતિનું લોહી

એકઠું થયું હતું. ભારતીય, ચીની અને અમેરિકન. એ છોકરાં મોટાં થયા પછી એમને શાન્તિનિકેતન ભણવા મોકલવાની ઇચ્છા મિ. સ્ટોક્સ રાખે છે. સિમલા તરફનાં ગામોમાં મિ. સ્ટોક્સનું બહુ માન છે. પોતે હિંદને માતૃભૂમિની જેમ ચાહે છે. નઠારા રિવાજોને કાઢી નાખવા એમણે ઘણા ઉમદા પ્રયત્નો કર્યા છે.

મિ. એન્ડ્રૂઝ કહે છે કે મિ. પિયર્સન સિવાય બીજો કોઈ મને મળ્યો નથી કે જે મિ. સ્ટોક્સની માફક પૂરેપૂરો હિન્દી બન્યો હોય. જ્યારે મેં મિ. સ્ટોક્સને લગ્ન કરવાની સલાહ આપી ત્યારે મિશનરી લોકોએ મને ખૂબ ઊધડો લઈ નાખ્યો. મિ. સ્ટોક્સના યુરોપિયન મિત્રોએ પણ એમના આ કાર્યને ખૂબ વખોડી કાઢ્યું. ખ્રિસ્તીઓનો એ વખતે એવો ખ્યાલ હતો કે ખ્રિસ્તી ધર્મ પ્રચારકો સાધુઓ જેવો ભેખ રાખીને જો કામ આગળ ધપાવવા માંડશે તો ઘણા હિંદીઓ આપમેળે ખ્રિસ્તી બની જશે.

એ લોકો મિ. સ્ટોક્સને એક જાતના નવીન પ્રકારના ખ્રિસ્તી ધર્મપ્રચારક સંસ્થાના સંસ્થાપક સમજતા હતા. વર્તમાન પત્રોમાં એમના સંબંધી ઘણા લેખો પણ છપાયા હતા. એમને બધા 'ખ્રિસ્તી સાધુ'ના નામથી જ ઓળખતા.

જ્યારે મિ. સ્ટોક્સે ખ્રિસ્તી સાધુપણું છોડીને ઘરસંસાર માંડ્યો ત્યારે મિશનરીઓને ઘણું જ ખરાબ લાગ્યું. હિંદીઓને આવી રીતે ખ્રિસ્તી બનાવવાની જે આશા હતી તે નિષ્ફળ ગઈ.

મેં મિ. સ્ટોક્સને વિવાહ કરવાની જે સલાહ આપી હતી તે અત્યંત ઉચિત જ હતી. મારા મત પ્રમાણે ગૃહસ્થ જીવન પૂરેપૂરું સ્વાભાવિક અને સ્વાસ્થ્યજનક છે. મિ. સ્ટોક્સના ધર્મસંબંધી જે વિચારો હતા, તે પ્રમાણે ગૃહસ્થજીવન પણ એમને માટે ઉચિત જ હતું. આમ છતાં મિ. સ્ટોક્સના સમ્બંધે એક નુકસાન થયું. અને તે એ કે મિ. સ્ટોક્સે ભગવાન ઈશુના આદર્શ

પ્રમાણે ચાલનાર 'ભ્રાતૃસમાજ' જે સ્થાપ્યો હતો તેનો અંત આવ્યો. હવે એમાં ફક્ત વેસ્ટન જ રહી ગયા. એમણે પણ છેવટે છોડી દીધો.

એક લેખ અને એનું પરિણામ

આ સંબંધી અહીં એક ઘટનાનું વર્ણન કરવું અયોગ્ય નહિ ગણાય. આ બીના મિ. સ્ટોકસના વિવાહ પહેલાં અઢી ત્રણ વરસ પહેલાંની છે ઈ. સ. ૧૯૦૮ માં મિ. એન્ડ્રૂઝે એક લેખ લખ્યો હતો એનો વિષય હતો '**યુરોપિયનો અને હિંદીઓમાં આંતરજાતીય લગ્ન**' આ લેખનો યુરોપિયનોએ ઘણો જ વિરોધ કર્યો હતો

મિ. એન્ડ્રૂઝે એમાં લખ્યું હતું: "આ વાત ખરી રીતે ઘણી હાસ્યજનક છે યુરોપિયન મિશનરી હિંદી ખ્રિસ્તીઓને કહે છે કે તમે તમારા જાતિભેદને છોડી દો, અને જાતિ બહાર વિવાહ સંબંધ જોડો. ત્યારે ખુદ યુરોપિયન મિશનરીઓ પોતાની 'ગૌરાંગ જાતિ' ને શુદ્ધ રાખવાની તત્પરતા દાખવે છે."

એન્ડ્રૂઝની આ દલીલથી યુરોપિયન મિશનરીઓ ખૂબ ઊકળી ઊઠ્યા હતા. વિલાયતનાં છાપાંમાં પણ આ વાતની ભારે ચર્ચા ઊઠી હતી. કેટલાક પાદરીઓએ પણ એની વિરુદ્ધ લેખો લખ્યા હતા. પરંતુ એક અત્યંત પ્રસિદ્ધિ પામેલા બિશપ, જેમનું નામ હતું બિશપ ગોર. તેમણે મિ. એન્ડ્રૂઝનો પક્ષ લઈને લખ્યું હતું: 'મિ. એન્ડ્રૂઝે પોતાના લેખમાં જે દલીલ કરી છે તે તોડી ન શકાય એવી છે.' આ લેખથી યુરોપિયન મિશનરીઓએ ખૂબ કટ્ટર રીતે નિંદા કરવા માંડી. આટલી નિંદા તો મિ. એન્ડ્રૂઝના રાજનૈતિક વિચાર ઉપર પણ નહોતી થઈ.

મિ. એન્ડ્રૂઝ કહે છે "આ એક લેખમાં જાહેર કરેલા વિચારો સામે ગોરા લોકોનો જેટલો વિરોધ વંટોળ ચડ્યો, એટલો તો મારા

કોઈ પણ વિચાર સામે ચઢ્યો નહોતો. કેટલાક યુરોપિયન ગોરાએ તો હદ વટાવીને એમ પણ લખી નાખ્યું કે, હું કોઈ હિંદી છોકરી સાથે પ્રેમમાં ફસાઈ પડ્યો છું. એની સાથે વિવાહ કરવાની દાનતથી જ હું આ લેખ લખવા પ્રેરાયો છું! આ પરથી સમજી શકાશે કે એ વખતે કાળા ગોરાનો ભેદભાવ કેટલી હદ સુધી પહોંચ્યો હતો!"

આ લેખ છપાયા પછી તો લાંબે વખતે મિ. સ્ટોક્સે પોતાનાં લગ્ન બાબત એન્ડ્રૂઝની સલાહ લીધી હતી અને હિંદની કન્યા સાથે લગ્ન કર્યું હતું.

**મિ. એન્ડ્રૂઝે વિવાહ કેમ કર્યો નહિ?**

મિ. એન્ડ્રૂઝની ઉમ્મર ૫૧ વર્ષની થઈ ગઈ હતી. એમણે અત્યારસુધી વિવાહ કર્યો નહોતો, અને કરવાની ઇચ્છા પણ નહોતી. આ બાબતમાં મિ. એન્ડ્રૂઝના વિચાર મનનયોગ્ય છે. આ બાબતમાં એમના વિચારો એવા છે કે 'વિવાહિત જીવન સ્ત્રીપુરુષ બંનેને માટે હમેશાં કુદરતી અને સ્વાભાવિક જીવન છે એવો મારો મત છે. મને ચોક્કસ લાગે છે કે ગૃહસ્થ જીવન સર્વોત્કૃષ્ટ જીવન છે; કેમ કે મનુષ્યજીવન માટે એ બિલકુલ દૈવી આદર્શને અનુરૂપ જીવન છે; અર્થાત્ મનુષ્યની પ્રકૃતિને અપૂર્ણતામાંથી પૂર્ણતામાં લઈ જનારું છે. હું ચોક્કસ માનું છું કે વિવાહ નહિ કરીને મેં મારા જીવન અને પ્રકૃતિને પૂર્ણપણે વિકસવા દીધા નથી, અવિવાહિત રહેવાથી મારા જીવનની સ્વાભાવિક વૃદ્ધિ કેટલેક અંશે રોકાઈ ગઈ છે; અને જીવન એકધારું રહેવા પામ્યું નથી. પુરુષ જીવનનું એક મહત્ત્વનું અંગ 'પિતૃત્વ' છે. એ પિતૃત્વનું પવિત્ર ગૌરવ જિંદગીભર મારાથી સમજી શકાશે નહિ. અને એ ખોટ જેવી તેવી નથી. મારે મન તો એ જીવનના મહત્ત્વપૂર્ણ ભાગથી વંચિત રહી જવા સમાન છે. 'અવિવાહિત રહેવાથી સ્ત્રીપુરુષ અધિક પવિત્ર રહે છે.' એવા મત ધરાવનારા લોકો સાથે હું બિલકુલ સહમત

નથી. ઊલટપક્ષે હું તો એમ માનું છું કે ગૃહસ્થજીવન પણ અવિવાહિત જીવન એટલું જ પવિત્ર છે, અને તેથી હું અવિવાહિત કરતાં વિવાહિત જીવનને જ વધારે પસંદ કરું છું. અવિવાહિત સ્ત્રીપુરુષો વધારે પવિત્ર હોય છે અને વિચારો જ બિલકુલ અકુદરતી છે. એનાં પરિણામ બહુ ભયંકર આવે છે. એને લઈ લોકો સ્વાભાવિક અને સામાન્ય જીવન જીવવાને બદલે અકુદરતી અને અસામાન્ય જીવન જીવવાને વલખાં મારે છે. મારાથી વિવાહ કરી શકાય એમ હોત તો તો અવશ્ય હું એમ કરી લેત, પણ મારે માથે અનેક મુશ્કેલીઓ ઊભી હતી. લાગલાગટ અનેક વરસો સુધી હું હિંદમાં માંદો જ રહ્યા કર્યો, અને માંદગી પછી પૈસાની મુશ્કેલી ચાલુ રહી. વિવાહ કર્યા પછી પૈસા તો જોઈએ જ. હિંદમાંની મારી આવક એને માટે પૂરતી નહોતી, એ સિવાય જે 'ભ્રાતૃસમાજ'નો હું મિશનરી હતો તે સમાજ અવિવાહિત મનુષ્યોનો જ ભ્રાતૃસમાજ હતો. એ પણ મને ખબર હતી કે મિશનના પગારને ભરોસે રહેવું ડહાપણભર્યું નથી. કેમ કે મારા આત્મામાંથી એવો અવાજ નિત્ય ઊઠતો રહેતો કે, મિશનમાંથી રૂપિયા લેવાને લીધે હું મારા અંતઃકરણના અવાજ પ્રમાણે કામ કરી શકતો નથી. તે સિવાય મારા સામે એ પ્રશ્ન પણ ખડો જ હતો કે, હું કઈ રીતે મારો તમામ સમય રાષ્ટ્રની સેવામાં સોંપી શકું! એ પ્રશ્ન પણ પૂરેપૂરો વ્યાવહારિક હતો. મારો ઘણો વખત રાષ્ટ્રીય-સેવામાં ગાળ્યા પછી એટલા પૈસા હું નહોતો કમાઈ શકતો કે તેમાં હું કુટુંબનો ભાર ઉપાડી શકું?

*

મિ. સ્ટોક્સને તો ખાનગી આવક હતી; મારી પાસે કંઈ જ નહોતું આવી વ્યાવહારિક અને આર્થિક મુશ્કેલીઓને કારણે જ મેં લગ્ન નહોતું કર્યું અને મે લગ્ન નહિ કરવાનું ઠરાવ્યું હતું. હવે તો ઉંમર પણ થઈ ગઈ હતી. વિવાહકાળ મારો વ્યતિત થઈ ગયો હતો. પરંતુ હજી પણ મને એમ તો લાગ્યા જ કરે છે કે, જીવનની

એક સર્વોત્તમ વસ્તુ જે 'ગૃહસ્થ જીવન' એનાથી તો હું વંચિત રહી જ ગયો છું. છતાં મારા દિલને સંતોષ એ છે કે આવી રીતે મને જે નુકસાન થયું છે તેનો ખાડો અન્ય ક્ષેત્રમાં કામ કરવાની તક મળવાથી પુરાઈ ગયો છે.

**પ્રેમપૂર્ણ સ્વભાવ**

જેઓ અવિવાહિત રહે છે, તેઓ ઘણુંખરું ઉમ્મર વધી ગયા પછી બિલકુલ પ્રેમરહિત બની જાય છે. પરંતુ મિ. એન્ડ્રુઝના જીવનમાં ખૂબી એ હતી કે, એમનો સ્વભાવ પ્રેમથી ભરપૂર હતો. એ પ્રેમાળ હૈયું એમને એમની માતાના સ્વભાવમાંથી મળ્યું હતું. માતાની જે છાપ એમના ઉપર પડી હતી તે દરેકની છાયા મિ. એન્ડ્રુઝનાં દરેક કામોમાં જણાઈ આવતી હતી. એક તો સ્ત્રીજાતિનું દુઃખ એમનાથી જોઈ શકાતું નહોતું. ફિજીમાં બબ્બે વાર એ જઈ આવ્યા હતા એનું મુખ્ય કારણ પણ એ જ હતું કે—એ પોતે હિંદી સ્ત્રીઓને માતાની જેમ ચાહતા હતા. એ માતાઓનાં દુઃખો એ સહન કરી શકતા નહોતા. ફિજીના શરતબંધી પુરુષોનાં દુઃખ જોઈને એમને જેટલું લાગ્યું નહોતું એથી વિશેષ ફિજીની શરતબંધી સ્ત્રીઓને જોઈને લાગ્યું હતું. ફિજીની હિંદી સ્ત્રીઓ એન્ડ્રુઝને પિતાતુલ્ય ગણવા લાગી હતી. એન્ડ્રુઝ સાહેબ ફિજી જતા ત્યારે ત્યાંની સેંકડો સ્ત્રીઓ એમને પગે પડતી, અને પોતાનાં બધાં દુઃખો કહી સંભળાવતી. એ રીતે એન્ડ્રુઝ સાહેબ હૈદ્રાબાદ કરાંચી વગેરે ગયા ત્યારે ત્યાં પણ સેંકડો સ્ત્રીઓએ એમનું સન્માન કર્યું હતું

મિ. એન્ડ્રુઝ કહે છે કે, "જ્યારે એ સ્ત્રીઓ મારી પાસે આવીને બેસતી અને ખૂબ પ્રેમપૂર્વક વાત કરતી, ત્યારે મને એમ થતું કે એ મારી માતાનો અવતાર છે. મને મારી મા એ વખતે ખાસ યાદ આવી જતી હતી."

એમનો આ પ્રેમ બનાવટી નહોતો કુદરતી હતો. એમાં ઢોંગ

કે વધારે ઓછી ચાપલુસી પણ નહોતી. એમનો પ્રેમ હૃદયમાંથી નીતરતો હતો. પ્રેમના ઉછાળા એમના ચહેરા ઉપર અનોખા જ તરી આવતા હતા. સેંકડો મિત્રોને પણ મળતી વખતે પણ એમનો સ્નેહભાવ તરત જ એમની આંખોમાં તરી આવતો હતો. મિ. એન્ડ્રૂઝ સાહેબના આ સ્વભાવનો કેવો પ્રભાવ પડતો. તેનું એક ઉદાહરણ આપવું બસ થશે.

ફિજી સરકારે શ્રી. હરપાલ મહારાજ અને મૌલવી ફજલ અહમદખાંને ફિજીમાંથી દેશનિકાલની સજા કરી હતી. બિચારાને ઘણું દુઃખ સહેવું પડયું. ઑસ્ટ્રેલિયામાં, પિનાંગમાં અને વહાણ ઉપર પણ એમને ઘણો ત્રાસ આપવામાં આવ્યો. ફિજીમાં પણ ગોરા લોકો એમનો જીવ લેવાની પેરવીમાં હતા. ૭ મહિના સુધી અથડાઈ કુટાઈને આખરે એ હિંદ આવી પહોંચ્યા. મિ. એન્ડ્રૂઝે એમને ફિજીમાં જોયા હતા, એ લોક જોરાસંકો કે જ્યાં સ્વ. કવિસમ્રાટ રવીન્દ્રનાથ ઠાકુરનું ઘર છે, ત્યાં મિ એન્ડ્રૂઝ સાહેબને મળવા ગયા. મિ. એન્ડ્રૂઝ સાહેબે એમને જોતાં બરાબર છાતી સાથે ચાંપી લીધા. બે કલાક સુધી બેસીને એમનાં દુઃખ ઉભરાતાં વીતક સાંભળી લીધાં એ વખતે હું પણ તેમની સાથે હતો. એન્ડ્રૂઝ સાહેબની મુલાકાત લીધા પછી જ્યારે અમે ટ્રામમાં બેસીને 'ભારતમિત્ર' કાર્યાલય તરફ જવા નીકળ્યા ત્યારે એ બંને માણસોએ ભોળા ભાવે મને કહ્યું કે "આજ અમે એન્ડ્રૂઝ સાહેબને બળે વળગીને અમારું સાત મહિનાનું કપરું દુઃખ વીસરી ગયા છીએ." એમનાં મોંઢાં પર કૃતજ્ઞતાના ભાવ હતા. એન્ડ્રૂઝ સાહેબના પ્રેમપૂર્ણ સ્વભાવે તેમનાં હૃદયની અનેક કડવી વેદનાઓને ખરેખાત દૂર કરી દીધી હતી.. એમના મુખમાંથી ઉદ્‌ગાર ઝર્યાં : "એન્ડ્રૂઝ સાહેબનો પ્રેમપૂર્ણ સ્વભાવ જાતીય દ્વેષના ભાવોને દૂર કરવામાં ઓહા ! કેવો સુંદર ફાળો આપે છે !"

એ વાત તો સૌ કોઈને માલમ છે કે, નાનાં બાળકો હૈયાની વાતો તરત સમજી જાય છે. જેના દિલમાં પ્રેમભાવ નથી હોતો તેની પાસે એ જતાં નથી. એક વખત શાન્તિનિકેતનમાં પોર્ટુગીઝ ઈસ્ટ આફ્રિકામાંથી એક સદ્‌ગૃહસ્થ આવ્યા હતા. બે દિવસમાં જ એમનું ચાર વરસનું છોકરું એન્ડ્રૂઝ સાહેબ સાથે એટલું બધું હળી ગયું કે એ એમની સાથે ફરવા જવા લાગ્યું. એ છોકરાએ પોતાનું રેલગાડીનું રમકડું માબાપ કનેથી આગ્રહ કરીને મિ. એન્ડ્રૂઝને અપાવી દીધું. માબાપે તેમ કરતાં પહેલાં દલીલ કરી કે, 'એ રમકડું બીજી વખત મેળવવાને તું રડીશ તો નહિને?'

બાળકે કહ્યું: 'ના, નહિ રડું.'

મિ. એન્ડ્રૂઝે એ ચાર વરસના બાળકની પ્રેમભરી ભેટ સ્વીકારી લીધી. આવી રીતે શાન્તિનિકેતનનાં નાનાં નાનાં છોકરાં એમના ઉપર સમાન પ્રેમ કરતાં હતાં.

એક વખત એફ. એ. વર્ગનો એક વિદ્યાર્થી, જે મદ્રાસ પ્રાન્તનો હતો, અને કલકત્તામાં બ્રહ્મોસમાજનું શિક્ષણ મેળવવા આવ્યો હતો, તે એન્ડ્રૂઝ સાહેબનાં દર્શન કરવાને શાન્તિનિકેતનમાં આવ્યો. એ વિદ્યાર્થીએ 'બોમ્બે ક્રોનિકલ', અને 'હિન્દ' વગેરે છાપામાં એન્ડ્રૂઝના કેટલાક લેખ ઘણાં વરસ ઉપર વાંચેલા. મિ. એન્ડ્રૂઝે એ વિદ્યાર્થીને પોતાની સામે જ એક ખુરસી ઉપર બેસાડી દીધો. દસેક મિનિટ સુધી વાતચીત ચાલુ રહી. મિ. એન્ડ્રૂઝની પ્રેમયુક્ત અને સહાનુભૂતિપૂર્ણ વાતોએ એ વિદ્યાર્થી ઉપર એવો પ્રભાવ પાડ્યો કે એણે તરત જ એન્ડ્રૂઝના પગ પકડી લીધા અને આંખોમાંથી દડદડ આંસુ વહેવડાવવા માંડ્યાં. ને જોઈ એન્ડ્રૂઝ સાહેબે એને છાતી સાથે ચાંપ્યો; અને પોતે પણ ગળગળા થઈ ગયા.

એન્ડ્રૂઝ સાહેબ એ વિદ્યાર્થીને પ્રથમ જ મળ્યા હતા. પરંતુ એની આંખમાં પ્રેમનાં આંસુ ભાળીને એમ લાગતું હતું કે જાણે બંને જૂના મિત્રો ન હોય !

આવી તો ઘણી ઘણી વાતો આપી શકાય એમ છે. પરંતુ આવાં નાનાં દૃષ્ટાન્તો ઉપરથી જ માણસના સ્વભાવનો ખ્યાલ આવી જાય છે.

મિ. એન્ડ્રૂઝ ગૃહસ્થાશ્રમને ખૂબ પવિત્ર માને છે. એમને પોતાને એવું જીવન જીવવાનું ન મળ્યું એ માટે એમના દિલને ખટકો રહી ગયો. એ કહેતા કે, વિવાહિત જીવન જ કુદરતી જીવન છે. પરંતુ એ જીવનને બદલે એમને મિ. રુદ્ર, સ્વ. કવિસમ્રાટ રવીન્દ્રનાથ ટાગોર, મહાત્મા ગાંધીજી જેવા પરમ મિત્રો મળ્યા. એ ત્રણેય મિ. એન્ડ્રૂઝ કરતાં ઉમ્મરમાં મોટા હોઈ એન્ડ્રૂઝ ઉપર નાનાભાઈ જેવો ભાવ રાખતા. મિ. એન્ડ્રૂઝ કહે છે કે: "વિવાહ કરવાથી માણસોને જે પ્રવૃત્તિ પ્રાપ્ત થાય છે, તે પ્રવૃત્તિ મને બીજાં વહેણોમાંથી પ્રાપ્ત થઈ છે. મને વિશ્વાસ અને આશા છે કે વૃદ્ધાવસ્થામાં જ્યારે મારું જીવન અવશ્ય સોબતહીન એકાકી થઈ જશે ત્યારે પ્રેમનાં મારાં એ વહેણ સૂકાઈ નહિ જાય."

મિ. એન્ડ્રૂઝના પ્રેમનું ઝરણું એમની માતાનું પૂજ્ય હૃદય જ હતું. એટલા માટે એમના પ્રેમમાં માતૃપ્રેમ જેવી શુદ્ધતા અને કોમળતા હતી. એમનાં માતા આ સંસારમાં હયાત નહોતાં પરંતુ ભારતભૂમિને એ માતાતુલ્ય ગણવા લાગ્યા હતા. તા. ૨૦મી માર્ચે એ હિંદમાં આવ્યા હતા તે દિવસને એ પોતાનો દ્વિતીય જન્મદિન માનતા હતા. હિંદની સ્ત્રીઓને પણ તેઓ એટલા માટે જ પોતાની માતાનું સ્વરૂપ માનતા હતા. સંસારી અને વ્યવહારકુશળ માણસોની બુદ્ધિને આ વિચારો ભલે ખાલી ભાવનામય લાગે; પરંતુ જે લોકો

પોતે આદર્શવાદી અને ભાવનાશીલ છે. તેઓ મિ. ઍન્ડ્રૂઝના હૃદયને તરત જ સમજી શકશે.

**વિલાયતનાં છાપામાં લેખો**

મિ. ઍન્ડ્રૂઝ હિંદસંબંધી ઘણા લેખો વિલાયતનાં છાપામાં મોકલતા હતા. તેમાં એક મહત્ત્વપૂર્ણ લેખમાળા હતી, જેનું નામ 'ખ્રિસ્તી સંપ્રદાયમાં ન્યાતજાતના વિચાર' એવું હતું. આ લેખોમાં એમણે ગોરા ખ્રિસ્તીઓ હિંદી ખ્રિસ્તીઓ સાથે કેવું ખરાબ વર્તન ચલાવે છે, તે જણાવ્યું હતું. એમણે લખ્યું હતું : 'જ્યારે એક નવીન પ્રકારની વર્ણવ્યવસ્થા સ્થાપિત કરવાનું કામ આખી દુનિયામાં ચાલી રહ્યું છે, ત્યારે ગોરા યુરોપિયનો પોતાને ઉચ્ચ જાતિના માનીને કાળા લોકોને નીચા સમજે છે. તો પછી ખ્રિસ્તી મિશનરી લોકો કઈ રીતે જાતિજાતિના ભેદોનો વિરોધ કરી શકે ?"

ઍન્ડ્રૂઝ સાહેબે આવા તો ઘણા લેખો લખ્યા હતા, યુરોપિયન લોક જે રીતે હિંદીઓનું અપમાન કરે છે તે તમામ રીતો એમણે અનેક દાખલાઓ સાથે એ લેખોમાં પ્રગટ કરી હતી. એમાંના કેટલાક લેખો હિંદનાં પત્રોમાં પણ છપાવેલા. છતાં આ લેખોની વધારે અસર તો વિલાયતમાં જ થઈ. લોકોમાં એમનું નામ ગવાવા લાગ્યું. ઘણી બાબતોમાં એમની વાતોનો જ આધાર લેવામાં આવતો. આ કારણથી જ મિ. ઍન્ડ્રૂઝના 'ભારતીયજાગૃતિ' પુસ્તકનું ભારે વેચાણ થવા લાગ્યું. વિલાયતના અનેક આગેવાન પુરુષો એમનું નામ જાણી ગયા; અને ત્યાંના માણસો એવો ખ્યાલ કરવા લાગ્યા કે એ પોતે હિંદના પક્ષપાતી અને યુરોપિયનોના નિષ્ઠુર વર્તાવના કટ્ટર વિરોધી છે.

એમના આવા ઉદ્દામ વિચારો ઉપર ઉગ્ર ચર્ચાઓ ચાલતી

કેટલાક લેખકોએ એમના વિચાર તોડી પાડવા પ્રયત્નો પણ કરી જોયાં, પરંતુ મુખ્ય મુખ્ય નેતાઓએ એમના વિચારોને આવકાર્યા હતા.

એ વખતે હિંદનાં છાપાંમાં એમણે જે કાંઈ લખ્યું હતું તે રાષ્ટ્રીય ચળવળ સંબંધે જ હતું. ઈ. સ. ૧૯૦૫–૬માં એમણે મોડર્ન રિવ્યુમાં એક બે લેખો લખ્યા હતા. એનો પ્રચાર પણ ઠીક ઠીક થયો હતો. એક લેખ હતો રાષ્ટ્રીય સાહિત્ય અને કલાકૌશલ્ય વિષે અને બીજો હતો હિંદના ઇતિહાસ ઉપર. હિંદના યુવકોને આ લેખો ખૂબ ગમેલા. ઘણાએ તો એ બદલ ધન્યવાદના પત્રો પણ લખી મોકલેલા. એ લેખોએ હિંદી યુવાનોને રાષ્ટ્રીય ચળવળ તરફ દોર્યા. આવા દોરાનારાની સંખ્યા નાનીસૂની નહોતી.

આવી રીતે હિંદ અને ઇંગ્લંડનાં છાપાંદ્વારા ઍન્ડ્રૂઝ સાહેબ હિંદીઓની ઉમદા વકીલાત કર્યા કરતા. એમની આ નીતિ બદલ યુરોપિયન લોકો મિ. ઍન્ડ્રૂઝને વારંવાર કહેતા કે, "જુઓ, તમે આ કામ ઠીક કરતા નથી. તમે ખૂબ આગળ વધી રહ્યા છો."

ખ્રિસ્તી મિશનરીઓ પણ વારંવાર કહેતા, "તમે ખૂબ વિકટ માર્ગે જઈ રહ્યા છો." પરંતુ નવજુવાન મિશનરીઓમાંથી ઘણા એમના અનુયાયી બની ગયા હતા. એમણે મિ ઍન્ડ્રૂઝને પોતાના માર્ગદર્શક માની લીધા હતા. જ્યારે મિ. ઍન્ડ્રૂઝ મિશનનું કામ છોડીને શાન્તિનિકેતન ચાલ્યા આવ્યા ત્યારે નવયુવક મિશનરીઓએ જાણ્યું કે મિ. ઍન્ડ્રૂઝ હવે ખૂબ આગળ વધી ગયા છે આપણાથી એમનું અનુકરણ હવે થઈ શકે નહિ.

સરકાર અને પોલો-સની નજર

લોર્ડ મિન્ટોના રાજ્યકારોબાર દરમિયાન ઘણી વખત હિંદના રાષ્ટ્રીય પ્રશ્નોની ગૂંચવણ ઊભી થતી. તે વખતે એમણે મિ. ઍન્ડ્રૂઝની સલાહ લીધેલી એમાંના બે બનાવો જાણવા જેવા છે.

એક વાર દક્ષિણ આફ્રિકાના પ્રવાસી ભાઈઓ સંબંધીમાં પૂછવામાં આવેલું. તે વખતે મિ. એન્ડ્રૂઝે જણાવ્યું હતું કે 'હિંદની સરકારે દક્ષિણ આફ્રિકાના પ્રવાસી ભાઈઓની પીઠ પૂરેપૂરી રીતે સંભાળવી જોઈએ. એ બાબતમાં ઉપનિવેશ વિભાગના અભિપ્રાય પ્રમાણે ન ચાલવું જોઈએ."

બીજી વાર દેશી ભાષાઓના પ્રચાર માટે એમની સલાહ લેવામાં આવી, ત્યારે પણ મિ. એન્ડ્રૂઝે દેશીભાષાઓના પ્રચારની અને મુખ્યત્વે કરીને નિશાળો અને કૉલેજોમાં હિંદીપ્રચારની સલાહ આપી હતી. એમણે પોતાના લખાણમાં એ પણ બતાવ્યું હતું કે અંગ્રેજીના અયોગ્ય પ્રચારથી લાભને બદલે હાનિ જ વધારે થશે. હિંદના સત્તાધીશોએ એમનો એ જવાબ વાંચીને લખ્યું હતું કે, આપના આ જવાબ ઉપર પૂરેપૂરું ધ્યાન આપવામાં આવશે.

આ વખતે મિ. એન્ડ્રૂઝની સ્થિતિ ઘણી વિચિત્ર હતી. એક તરફ હિંદી સરકાર એમની સલાહ લેતી હતી, અને બીજી તરફ પંજાબ સરકારે ક્રોધે ભરાઈ એન્ડ્રૂઝની ગુપ્ત તપાસ રાખવા છૂપી પોલીસના માણસો એમની ચોમેર ગોઠવી દીધા હતા.

મિ. એન્ડ્રૂઝ કહે છે. આ છૂપી પોલીસનાં માણસો મને કેવી રીતે કનડતા હતા તેના બે દાખલા આપીશ.

ઈ. સ. ૧૮૦૭માં મેં જાતે એક છૂપી પોલીસના માણસને મારા મેજના ખાનામાં હાથ નાખતાં પકડી પાડ્યો હતો. જ્યારે મેં એને ધમકાવ્યો ત્યારે એણે કબૂલ કર્યું કે 'હું સી. આઈ. ડી.નો માણસ છું. અને મને પોલિસ ઑફિસરે આપની પાછળ મોકલ્યો છે.' મેં ગુસ્સાભર્યો એક પત્ર ડેપ્યુટી કમિશનર મિ. દમો સાહેબને ` ` તેમણે જવાબમાં જણાવ્યું કે, "પ્રિય એન્ડ્રૂઝ, તે માણસ મારી પોલીસનો નહોતો. તે હતો ખાસ છૂપી પોલીસનો.'

બીજી એક વાત :

એક નવજુવાન અંગ્રેજ પોલીસમાં નોકર હતો. એક વખત સાંજે એ મને મળ્યો. અમારે વાતચીત થઈ. મારી વાતો એને પસંદ પડી. મેં એને એવો ઉપદેશ દીધો કે, 'હિંદીઓ તરફ સહાનુભૂતિ રાખો.'

રાતના બાર વાગ્યે એ એને ઘેર જવા ઊઠ્યો. ત્યારે એણે મને કહ્યું 'કાલે રાત્રે આપ મારે ત્યાં જ જમજો.' હું આ સાંભળીને ખુશ થઈ ગયો. બીજે દિવસે એને ઘેર જમવા ગયો. એ દિવસે પણ મેં એને ઘણી શિખામણો આપી. આ પછી થોડે દહાડે મને ખબર પડી ગઈ કે, પેલા નવયુવાન અંગ્રેજને એના ઑફિસના વડાએ પોતાની પાસે બોલાવીને કહ્યું હતું કે 'આ ફાઈલ લ્યો અને છૂપી પોલીસ તરફથી આ તમામ કામ સંભાળો.' એ ફાઈલ ઉપર મારું નામ લખ્યું હતું. એ જોતાં જ પેલા નવજુવાન અંગ્રેજે કહ્યું 'હું કદી આ કામ કરીશ નહિ. કાલે રાત્રે મિ. ઍન્ડ્રુઝ મારા મહેમાન હતા. આપ એમ ઇચ્છો છો કે હું મારા મહેમાન પાછળ છૂપી પોલીસનું કામ કરું?'

હું એ વાત પણ જાણતો હતો કે કૉલેજમાં પણ છૂપી પોલીસ મારો પીછો છોડતી નથી. મારા બે વિદ્યાર્થીઓ જેમને હું સારી રીતે ઓળખતો હતો તેઓ પણ છૂપી પોલીસના જાસૂસ નીકળ્યા." મારા એક ત્રીજા વિદ્યાર્થીએ ખુલ્લી કોર્ટમાં બધાંની વચ્ચે કહ્યું હતું કે, "હું પોલીસના વડા પાસે નોકરી કરવા માટે ગયો હતો. એમણે મને કહ્યું : જો તમે તમારી કૉલેજમાં જાસૂસીનું કામ કરશો તો તમને નોકરી મળી જશે.'

આ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે પોલીસ પણ આ

વિદ્યાર્થીની વાતને નકારી શકી નહોતી. મેં આ બધી વાતો છાપાંમાં છપાવી હતી. આ વાંચીને 'મદ્રાસમેલ' નામે છાપાએ લખ્યું હતું કે, સરકારે મારી આ વાતોનું ખંડન કરવું જોઈએ. કેમ કે એમાં સરકાર ઉપર સજ્જડ દોષ લગાડયા છે. હું બરાબર જોતો રહ્યો કે સરકાર મારી આ વાતોને કેવી રીતે ઇન્કારે છે. પરંતુ સરકારે 'ચૂપ' રહેવાનું જ યોગ્ય ધાર્યું. આવા તો હું કેટલાય દાખલા આપી શકું તેમ છું.

છૂપી પોલીસનો આ રોગ એવો તો વધી ગયો છે કે તે શાન્તિનિકેતનમાં પણ મને શાંતિથી સવા દેતી નથી. જ્યારે હું રેલવેમાં કંઈક મુસાફરી કરું છું ત્યારે છૂપી પોલીસ મારી પાછળ પાછળ ચાલી જ આવે છે. મારા જવાનો તાર પણ પોલીસ અવસ્ય પહોંચાડી દે છે. કોઈ કોઈ વાર ,છૂપી પોલીસના માણસો મારી પાસે આવીને એવી એવી વાતો કરે છે કે જાણે હું ગુસ્સે ભરાઈને આડી અવળી વાતો બકી નાખું.

મારા વિશ્વાસપાત્ર હિંદીઓએ છૂપી પોલીસની આવી તો કેટલીય બાબતો મને જણાવી છે. આ ભયંકર જાસૂસી પ્રથાનો એક દાખલો સાંભળવા જેવો છે.

જ્યારે હું ગુરુદેવ રવીન્દ્રનાથ સાથે જાપાન જતો હતો ત્યારે એક માણસ અમારી સાથે થયો, ને એણે મિત્રભાવ દર્શાવવા માંડયો. જ્યારે અમે જાપાન પહોંચ્યા ત્યારે એક હિંદી મિત્રે કહ્યું : 'સાવ-વજો આ તમારી સાથેનો માણસ જાસૂસી છે.' સ્વ. રવીન્દ્રનાથે એ વાત સાચી માની નહિ. એક વખત એ પોતાના એક દોસ્તને લઈ આવ્યો. અને રવીન્દ્રનાથની આગળ તે હિંદીઓ ઉપર ગુજરેલા અત્યાચારો સંબંધી વાતો કહેવા લાગ્યો; કે જેથી તેનાથી ઉત્તેજિત થઈને રવીન્દ્રનાથજી કંઈક વાત કરી નાખે. એ વાતો એટલી ભયં-

કર હતી કે એ સાંભળીને રવીન્દ્રબાબુ તો સ્તબ્ધ થઈ ગયા. અને વિચારમાં પડી ગયા. એમને એ વખતે જરા પણ વહેમ ન પડ્યો કે એ માણસ જાસૂસી છે. પાછળથી ખબર પડી કે એ માણસ છૂપી પોલિસમાંનો હતો. સારા માણસોની ખાનગી અને સંબંધીઓની છાની વાતો વિશ્વાસઘાત કરીને જાણવાની કોશિષ કરવી એના કરતાં વધારે સેતાનિયતભરી વાત કોઈ પણ સરકાર માટે બીજી કઈ હોઈ શકે ?

## બીજી વખત વિલાયતગમન

ઈ. સ. ૧૯૧૨માં મિ. એન્ડ્રૂઝની તબિયત ખૂબ લથડી ગઈ. ડૉકટરોએ થોડા દહાડા વિલાયત જવાની સલાહ આપી, દરેક મહિનામાં ચાર પાંચ દહાડા માંદગીના આવતા જ. એમને ઘેર જવાની ઇચ્છા પણ થઈ. આ વખતે પ્રિન્સિપાલ રુદ્ર અને દિલ્હીના લાલા સુલતાનસિંહ પણ એમની સાથે વિલાયત ગયા.

આ મુસાફરીમાં એમને સ્વ. રવીન્દ્રનાથ ટાગોરનાં દર્શન પહેલવહેલાં થયાં. રવીન્દ્રનાથ સાથે એન્ડ્રૂઝ સાહેબને કેવી રીતે ઓળખાણ થયું તે એમના જ શબ્દોમાં અહીં ઉતારીએ છીએ.

એ કહે છે કે: "રવીન્દ્ર લંડનમાં છે. એ સમાચાર મને કેમ્બ્રિજના હિંદી વિદ્યાર્થીઓની એક સભામાં મળ્યા. છતાં એ વાત ઉપર મને વિશ્વાસ બેઠો નહિ. કારણ કે મેં સાંભળ્યું હતું કે તેઓએ પોતાની વિલાયતની મુસાફરી મુલતવી રાખી હતી, હવે મને એ ફિકર પેઠી કે હું રવીન્દ્રનાથનાં દર્શન ક્યાં અને કેવી રીતે કરું, મેં એમને પહેલાં કદી જોયા નહોતા, પણ એમની કવિતાઓના અંગ્રેજી અનુવાદો વર્તમાનપત્રોમાં વાંચ્યા હતા ખરા, એમની પ્રશંસા સેંકડો માણસોને મોઢે સાંભળી હતી, તરત જ હું મિ. પિયર્સનની પાસે રવીન્દ્રનાથ સંબંધી ચોક્કસ માહિતી મેળવવાને દોડી ગયો.

જેવો હું એમના ઓરડામાં પગ મૂકું છું ત્યાં જ એમણે કહ્યું: 'રવીન્દ્રનાથ લંડનમાં છે અને તેઓ 'વેલ ઓફ હેલ્થ હેમ્પસ્ટેડ'-માં ઊતર્યા છે.

મિ. પિયર્સન તેમને મળવા જવાના હતા. મેં કહ્યું, 'હું પણ એમને મળવા ચાહું છું. આપ એની વ્યવસ્થા કરી આપો.'

બીજે દિવસે મિ. પિયર્સનની ચિઠ્ઠી મળી. તેમાં લખ્યું હતું કે: શનિવારે બપોર પછી આપ એમને મળી શકશો.' શનિવારે હું વેલ ઓફ હેલ્થ પહોંચ્યો. જઈને તપાસ કરી તો માલમ પડ્યું કે એ બહાર ગયા છે. કેટલીય વાર સુધી હું ત્યાં થોભ્યો પણ તેઓ બહારથી આવ્યા નહિ.

રવિવારે આર્ટિસ્ટ રાથેનસ્ટીનને ત્યાં સુપ્રસિદ્ધ આયરિશ કવિ યીટ્સ રવીન્દ્રનાથની કેટલીક કવિતાઓના અનુવાદ સંભળાવનાર હતા. બીજે દિવસે જમીને હું રાથેનસ્ટીનને ત્યાં ગયો. જેવો હું પહોંચ્યો તેવા જ રવીન્દ્રનાથ મારી તરફ આવતા જણાયા. હું નમ્રતાપૂર્વક એમને નમસ્કાર કરવાનો હતો. તેવામાં એમણે મારા હાથ ખેંચી લીધા. અને કહ્યું: "ઓહ મિ. એન્ડ્રૂઝ ! હું ઘણા દિવસથી તમને મળવા ઇચ્છતો હતો. આપને મળવાને હું કેટલો ઉત્સુક હતો, એ કયા શબ્દોમાં જણાવું ? કાલે જ્યારે મને ખબર પડી કે આપ આવ્યા હતા, અને મોડા સુધી રહીને ચાલ્યા ગયા, ત્યારે મને ખૂબ દુઃખ થયું હતું, એ વખતે મને એટલી બધી મૂંઝવણ થઈ કે શું કરવું ? એવું મનમાં થયું કે આપને ત્યાં દોડતો ચાલ્યો આવું; અને આપની માફી માગું. મારા એક અંગ્રેજ મિત્રને હું કેટલાંક બંગાળી ગીતો સંભળાવી રહ્યો હતો. સંભળાવતાં સંભળાવતાં ખબર પડી નહિ કે વખત કેટલો વીતી ગયો !"

મેં કહ્યું: 'આપ એ બાબતમાં બેફિકર રહો, મને કંઈ જ માઠું લાગ્યું નથી.'

ત્યારપછી અમે બંગાળા સંબંધી વાતચીત કરવા લાગ્યા. ઘણી વાર સુધી વાતો કરી, સંધ્યા સમયે ઘણા સાહિત્ય સેવકો અને કવિઓ એમને મળવા આવ્યા. કવિવર યીટ્સ તો ત્યાં હાજર જ હતા. યીટ્સે જ્યારે ગીતાંજલિનાં પદો સંભળાવવાં શરૂ કર્યાં ત્યારે સાંભળનારાઓને અપૂર્વ આનંદ થયો.

કોઈ કાવ્યમાં બંગાળાનાં વાદળોનું વર્ણન હતું તો કોઈમાં સમુદ્રના તરંગોનું, કોઈમાં હિમમયી પર્વતનો મહિમા ગાયો હતો તો કોઈમાં મનોહર ફૂલોનાં ગુણગાન ગાયાં હતાં. કોઈ સ્થળે સરોવરનાં કમળોની શોભા બતાવી હતી તો કોઈ સ્થળે ગામડાનાં નાનાં નાનાં બાળકોની વાતો કહી હતી. જેમ જેમ કવિતા વંચાતી હતી તેમ તેમ હૃદયમાં ભાવોના તરંગો ઊછળતા હતા. મારી આંખોમાં તે વખતે આનંદાશ્રુ આવી ગયાં.

આ બધું સાંભળીને મને એટલો બધો આનંદ પડવા લાગ્યો કે જાણે હું મારા દેશ ભારતના કવિ સમ્રાટનું સન્માન કરી રહ્યો ન હોઉં ! એ વખતે શ્રોતાઓએ તો મને એમ પણ કહ્યું કે: મૂળ બંગાળી કવિતા પણ આ અનુવાદ કરતાં શુદ્ધતર અને ઉત્તમતર હશે કે કેમ એની મને શંકા છે.'

એ રાત કે જ્યારે મેં મિ. યીટ્સને મોઢે ગીતાંજલિની કવિતાઓ સાંભળી, તે રાત તો મારાથી કદીય ભૂલી શકાશે નહિ. અમે બધા એક ઊંચા મજલાના ભવ્ય ઓરડામાં બેઠા હતા. નીચે લંડનના હજારો દીવા દૃષ્ટિએ પડતા હતા. સડકો ઉપર માણસો ઝડપભેર આમથી તેમ અવરજવર કરી રહ્યા હતા. લંડન બિલકુલ શાન્તિમય જણાતું હતું, પરંતુ અમે બધા એ ઓરડામાં શાન્તિના સંદેશા સાંભળી રહ્યા હતા. ઘણું કરીને અર્ધી રાત સુધી અમે ત્યાં રહ્યા હોઈશું. તે પછી મારા મિત્ર મિ. નેવિનસનની સાથે પાછો ફરતી

વેળા હું એટલો બધો વિચારમગ્ન બની ગયો હતો કે રસ્તામાં એમની સાથે મારાથી વિશેષ કંઈ જ વાતચીત કરી શકાઈ નહિ.

મિ નેવિનસનનું ઘર આવી પહોંચતાં તેઓ મારાથી છૂટા પડ્યા. તે પછી તો હું મારે એકલો રવીન્દ્રનાથની કવિતાઓના સૌંદર્ય ઉપર વિચાર કરતો કરતો ક્યાં સુધી રસ્તા પર ટહેલતો રહ્યો. પછી થોડે દહાડે હું લંડન ગયો. મને લાગ્યું હતું કે લંડનના ધમાલિયા વાતાવરણથી રવીન્દ્રનાથની તબિયત બગડશે. લંડન ગયો ત્યારે મારું એ અનુમાન ખરું પડેલું લાગ્યું. રવીન્દ્રનાથની તબિયત નાદુરસ્ત હતી. ઘણા ધીમા અવાજે તેમણે મને કહ્યું: 'હું અહીંથી દૂર જવા ઇચ્છું છું. મારે શાન્તિ જોઈએ છે. મને શાન્ત વાતાવરણમા રહેવાની ટેવ પડી ગઈ છે. જેથી મારાથી અહીંની ધમાલ સહન થઈ શકતી નથી. અહીંના લોકોનો મારા ઉપર ખૂબ ખૂબ ભાવ છે. પરંતુ વધારે પડતી પ્રસિદ્ધિને લીધે મારા હૃદયના ભાવ શુષ્ક પડી જાય છે. હું અહીંથી દૂર એકાંતમાં જઈને શાન્તિમાં રહેવા ઇચ્છું છું.

મેં કવિવરને કહ્યું: 'મારા એક મિત્ર અહીંથી દૂર એક ગામડામાં રહે છે રેલ્વે સ્ટેશન પણ ત્યાંથી ઘણું દૂર છે. આપ મારી સાથે ચાલો, ત્યાં રહેજો. મારા દોસ્તને નાનાં છોકરા છે, એ આપને ખૂબ મજા કરાવશે.'

આ સાંભળીને રવીન્દ્રનાથ ખૂબ રાજી થયા. એમણે મને કહ્યું. 'એમરટમાં હું ત્યાં રહીશ.' થોડા દહાડા પછી અમે ત્યાં ગયા. રવીન્દ્રનાથની પુત્રવધુ એમની સાથે હતાં. પ્રિન્સિપલ રુદ્ર અને એમની પુત્રી પણ એ જ ગામમાં હતાં. એમણે કવિવરનું બંગાળી ઢબે સ્વાગત કર્યું. જે સદ્‌ગૃહસ્થને ત્યાં રવીન્દ્રનાથ પરોણા હતા, તેઓ પણ ખૂબ રાજી થયા, તેમનાં છોકરાં તો રવીન્દ્રનાથનાં નાનાં મિત્રો બની ગયાં. તેમાંના એક નાના છોકરાને એ. ખૂબ

પ્યાર કરતા હતા. તે બાળક આશ્ચર્યથી એમના ચહેરા ઉપર નજર માંડી રહેતું, અને એમની દાઢી ખેંચી હસતું હતું, બંને એક બીજા સાથે લાંબા વખત સુધી ગેલ કરતા હતા. આ મજા જોવા જેવી થતી. ગામના બીજા લોકો સાથે પણ એમને બારે ઓળખાણ થઈ ગયું હતું. શરૂઆતમાં એમનો બંગાળી પોશાક જોઈને ગામના લોકોને નવાઈ ઊપજી હતી, પછીથી તો બધાં એવાં હળી ગયાં કે કલાકોના કલાકો લગી વાતો કરતાં થાકતાં નહિ. રવીન્દ્રનાથ પણ તેમનાં મકાનોમાં દેવળોમાં અને નિશાળોમાં જતા. લોકોને એમ લાગતું કે એ પણ એક અમારા ગામના જ રહેવાસી છે.

આ અવસર મારે માટે અમૂલ્ય હતો. આ વખત મારા હૈયામાં હિંદ માટેનો પ્રેમભાવ પૂરપાટ ઊછળવા લાગ્યો. હિંદમાતાના હૃદયને તો હું એ વખતે જ બરાબર પીછાની શક્યો. રાત્રે બાળકો સૂઈ જતાં ત્યારે ખાધા પીધા પછી રવીન્દ્રનાથ બંગાળી ગીતો સંભળાવતાં, ગીતો ગાતાં પહેલાં ગીતનો હેતુ સમજાવી દેતા. અમે બધાં ખાસ કરીને હિંદ સંબંધી જ વાતો કરતાં, શ્રી. રવીન્દ્રનાથ પોતાના શાન્તિનિકેતન અને ત્યાંના વિદ્યાર્થીઓ સંબંધી જ વાતો છેડતા. થોડા દહાડા પછી જ્યારે એ ગામમાં ટાઢ પુષ્કળ પડવા લાગી ત્યારે ડૉક્ટરની સલાહથી રવીન્દ્રનાથને એ ગામ છોડવું પડ્યું. હવે તેઓ ઈંગ્લંડની દક્ષિણના ભાગમાં જઈને રહ્યા. એ સમયે ગીતાંજલિ છપાઈ રહી હતી. તેનાં પ્રૂફ આવતાં હતાં. બે વાર મેં કવિવર સાથે બેસીને એ પ્રૂફ વાંચ્યાં પણ હતાં.

થોડા દિવસ પછી રવીન્દ્રનાથે અમેરિકા જવાનું નક્કી કર્યું. મારે પણ હિંદમાં પાછા ફરવું હતું. ચિત્રકાર રાથેનસ્ટીનને ત્યાં અમે ચહાપાણી પીવા ગયા, ચિત્રકારનાં બાળકો દોડતાં આવ્યાં અને ખૂબ ગેલ કરવા લાગ્યાં. જ્યારે અમે બધાં ચા પી રહ્યાં ત્યારે કવિવરે મને એમની દોસ્તીની ખાતરી આપી, તે દિવસે હું ખૂબ

થાકી ગયો હતો. પરંતુ રવીન્દ્રનાથ જેવા મહાપુરુષે મારા જેવા એક સાધારણ માણસને દોસ્તીને લાયક માન્યો, એ જાણીને મારો થાક ઊતરી ગયો.

આ વખતે ખ્રિસ્તી મંડળ સાથે મારે ખૂબ ઝઘડો થયો. મિ. રુદ્ર અને હું એમના ઘણા નિયમો માનતા નહોતા. તે સામે મિશનવાળાઓએ વાંધો ઉઠાવ્યો હતો. અમે બંનેએ આખરે એમ જાહેર કર્યું કે તમારી મરજી ન હોય તો અમારું બંનેનું રાજીનામું લઈ લો. રાજીનામાની વાતથી મિશનવાળા ટાઢાટપ થઈ ગયા. આ ઝઘડામાં મારો ઘણો સમય વ્યર્થ ગયો. હું વિલાયતમાં તબિયત સુધારવા ગયો હતો. પરંતુ આરામ મળવાનું તો બાજુએ રહી ગયું: હું તો ઊલટો મુશ્કેલીમાં ફસાઈ પડ્યો. પરંતુ એ બધી મુશ્કેલીઓ ને મૂંઝવણમાં મારા હૃદયને એક જ વાતનો સંતોષ હતો કે મને રવીન્દ્રનાથ જેવા મિત્ર મળી ગયા. મારા જીવનમાં આવી સુંદર ઘટના બીજી કોઈ નહોતી. વિલાયતથી પાછા ફરતા પહેલાં મેં શ્રી. રવીન્દ્રનાથને પૂછ્યું: 'મને શાન્તિનિકેતનમાં રહેવાની રજા મળશે?'

તેમણે જવાબ દીધો: "આ બાબતમાં આપ જે કંઈ નિશ્ચય કરો, તે ખૂબ જ સમજી વિચારીને કરજો; અને જ્યાં સુધી આપનો નિશ્ચય દૃઢ ન થાય ત્યાં સુધી એમ ન કરશો.'

એ વાત તો મેં પહેલેથી જ નક્કી કરી હતી કે શાન્તિનિકેતન જઈશ તો ત્યાં વગર પગારે જ કામ કરીશ. આશ્રમમાંથી મારા માટે કશું જ નહિ લઉં, એ વખતે મારે થોડા દિવસ દિલ્હીમાં રહેવાની જરૂર હતી. મિ. રુદ્ર સાથે કૉલેજ સંબંધી કેટલીક મુશ્કેલીઓનો દોર કાઢવામાં મારી જરૂર હતી. એટલે વિલાયતથી પાછા ફર્યા પછી

મારે દિલ્હીમાં રોકાવું પડ્યું. છતાં ઉનાળાની રજાઓમાં તો દોઢેક મહિનો હું શાન્તિનિકેતન જઈ રહ્યો હતો.

**લૉર્ડ હાર્ડિંજ સાથે મુલાકાત**

ડિસેમ્બર ઈ. સ. ૧૯૧૨માં દિલ્હીમાં એક ખરાબ બનાવ બની ગયો. લૉર્ડ હાર્ડિંજ ઉપર બૉંબ ફેંકાયો. વાઇસરૉય સાહેબ સાથે મારે થોડોક પરિચય હતો. જે વખતે લૉર્ડ હાર્ડિંજ બૉંબની ઇજાને કારણે ખૂબ માંદા હતા તે વખતે મેં લેડી હાર્ડિંજને એક કાગળ લખ્યો. એ પત્ર વાંચીને લેડી હાર્ડિંજને એટલો બધો સંતોષ થયો કે તેમણે મને મળવાની ઇચ્છા જણાવી. આજ્ઞા પ્રમાણે હું તેમને મળ્યો. લૉર્ડ હાર્ડિંજનો જાન હજી એ વખતે પણ જોખમમાં હતો. સી. આઈ. ડી. ખાતાના વડા સર ચાલ્સૅ ક્લીવલૅન્ડ અને બીજા ઘણાનો ઇરાદો જે ઘરમાંથી બૉંબ ફેંકવામાં આવ્યો હતો તે ઘર તોપથી ઉડાડી દેવાનો હતો. એમ કરીને દિલ્હીવાસીઓના દિલમાં ધાક બેસાડી દેવાની તેમની મુરાદ હતી. મારી ખાત્રી હતી કે લૉર્ડ હાર્ડિંજ પોતે આ વાતને તિરસ્કારી કાઢશે. એમની માંદગીમાં જ મેં એમની આગળ એમના અમલદારોના વિચાર કહી સંભળાવ્યા. તેમણે તરત જ કહ્યું: 'આવું ભયંકર કાર્ય હરગિજ ન થવું જોઈએ.'

લૉર્ડ હાર્ડિંજ પોતે થયેલા અત્યાચારનો કોઈપણ દિસાબે બદલો લેવાની તરફેણમાં નહોતા. અત્યાચારના બદલામાં અત્યાચાર વાપરીને પ્રજાના દિલમાં ધાક ઉપજાવવાની વાતને એ ઘોર પાપ સમજતા હતા. બૉંબ ફૂટયા પછી એમણે જે શબ્દો કહ્યા હતા તે એમનું ઉમદા હૈયું જ બતાવી આપે છે. તેમણે કહ્યું હતું કે હિંદીઓની પ્રેમપૂર્ણ પ્રવૃત્તિપર મારો વિશ્વાસ પહેલાંના જેવો જ દૃઢ છે.' જે વખતે લૉર્ડ હાર્ડિંજ અત્યંત અશક્ત હતા અને ઘણી મુસીબતે બોલી શકતા હતા, તે વખતે પણ એમણે પૂર્ણ સુશ્યાઈ અને પ્રેમથી

'મને વારંવાર એમ કહ્યું હતું કે, 'હિંદી જનતાના પ્રેમમાં મારો વિશ્વાસ બિલકુલ ઓછો થયો નથી.'

લોર્ડ હાર્ડિંજના કોમળ સ્વભાવ સંબંધી મિ. મોન્ટમોરે નામના અમલદારે કહ્યું હતું કે 'બોંબથી લોર્ડ હાર્ડિંજ ઘાયલ થઈ પડયા ત્યારે એમને બનાવના સ્થળેથી મોટરમાં ખસેડી લઈ જવાના હતા. એ કામ મને સોંપાયું હતું. બોંબ વાગવાથી વાઈસરોય સાહેબ બેહોશ બની ગયા હતા. જ્યારે તેમને ભાન આવ્યું ત્યારે તેમના મુખમાંથી સૌથી પ્રથમ ઉદ્દગાર એ નીકળ્યા કે 'Set things go on just as before' એટલે કે કામ જેમનું તેમ ચાલવા દો.' તે પર મેં સહજ સૂચવ્યું: 'સાંજ સમયના ઉત્સવ અને આતશબાજી તો બંધ કરી દેવાં જોઈએ ને?' તે વખતે તેમણે ધીરેથી કહ્યું: 'ઊંહું! એમ ન કરશો. બિચારાં બાળકો એથી બહુ નિરાશ બની જશે.' એ વખતની અતિશય નિર્બળતામાં આટલા શબ્દો મહાપરાણે એમનાથી બોલી શકાયા હતા. આ ઉપરથી લોર્ડ હાર્ડિંજના કોમળ હૈયાનો અને ઉમદા સ્વભાવનો સરસ ખ્યાલ વાચકોને આવી જવો જોઈએ.

એમથી એ માંદગીમાં એન્ડ્રૂઝ સાહેબ જ્યારે જ્યારે મળવા જતા, ત્યારે ત્યારે તેમથી વાતોમાં કડવાશ નામે જણાતી નહોતી. જ્યારે જુઓ ત્યારે એનો એ જ સરળ સ્વભાવ અને એની એ જ ઉદારતા માલુમ પડી આવતી. હિંદીઓના પ્રેમમાં એમને અત્યંત વિશ્વાસ હતો. એમાં જરા પણ ઊણપ આવી નહોતી. આ અપ્રિય બનાવથી એમના દિલમાં હિંદ માટે રહેજ પણ અનુદારતાનો ભાવ પેદા થયો નહોતો. ઊલટું એમનું હૃદય વધુ કોમળ બન્યું હતું.' લેડી હાર્ડિંજનો ભાવ પણ એવો જ બન્યો રહ્યો હતો. એ વખતે લોર્ડ અને લેડી હાર્ડિંજ બંનેના દિલમાં મેં ઠસાવ્યું હતું કે 'હિંદ આપને

પૂરેપૂરા પ્રેમથી ચાહે છે. આપની ઉદારતાને વખાણે છે.' ઈ. સ. ૧૯૧૩માં મહિના સવા મહિના માટે એન્ડ્રૂઝ સાહેબ સિમલા રહેવા ગયા હતા, ત્યારે એક વખત લેડી હાર્ડિંજે એમને બોલાવીને પૂછ્યું: 'મારા પતિની તંદુરસ્તીની ખુશાલીમાં હિંદની સ્ત્રીઓએ મારી ઉપર જે ભેટો મોકલી છે, તેનો સર્વોત્તમ ઉપયોગ મારે શો કરવો?'

તે પર મેં નમ્રતાપૂર્વક જણાવ્યું કે 'મારી સલાહ તો એ છે કે ૧૯૨૦ જૂને વાઇસરોયનો જન્મ દિવસ આવે છે ત્યારે દવાખાનાનાં બાળકોને, ગરીબ અનાથોને લૂલાં લંગડાંને અને આંધળાંને ઉત્સવ ઉજવવાની તક આપવાના કામે એનો ઉપયોગ કરવો.' મારી સલાહ બહુ જ ગમી ગઈ. એમણે હિંદી સ્ત્રીઓની એ ભેટો જન્મોત્સવ નિમિત્તે આપી દીધી. હિંદી જનતાને એમનું આ કાર્ય ખૂબ જ ગમ્યું. તા. ૨૦મી જૂને હિંદને ગામડે ગામડે ઉત્સવ ઉજવવામાં આવ્યો, બાળકોને મીઠાઈ વહેંચવામાં આવી, કેટલીક જગાએ દારૂખાનું ફોડવામાં આવ્યું. એક અમલદારે હિસાબ કરીને આશરો કાઢ્યો કે તા. ૨૦મી જૂને લગભગ કરોડ બાળકોએ આ ઉત્સવમાં ભાગ લીધો હતો.

વાત એમ હતી કે હિંદી જનતા લૉર્ડ હાર્ડિંજને સાચા દિલથી પૂજતી હતી. કોઈ પણ જાતના દબાણ સિવાય જનતાએ પોતાની મેળે ઉત્સવ ઉજવી મીઠાઈઓ વહેંચી હતી. જો અમલદારોનું દબાણ હોત તો ઉત્સવ આટલો સફળ કદી ન થાત, પણ આશ્ચર્યની વાત એ છે કે કેટલાય ઊંચા હોદ્દાવાળા અંગ્રેજ અમલદારોએ ઉત્સવ-ઉજવણી માટે, ભેટોનો ઉપયોગ કરવાના લેડી હાર્ડિંજના આ વિચાર મુદ્દલ ગમ્યો નહોતો. એમનું કહેવું હતું કે "આ તો બિલકુલ Bad taste કુરુચિભર્યો વિચાર છે; પરંતુ હિંદીઓએ એ વિચારને વધાવી લીધો હતો. ઘણા અંગ્રેજોને આ ઉત્સવની સફળતા સાંભળીને

નવાઈ લાગી હતી. આ બાબતમાં સર જેમ્સ મેસ્ટન સાહેબે પોતે મને કહેલું કે, 'છેવટ સુધી મને ખાતરી નહોતી કે હિંદી જનતા આ કાર્યમાં આટલો બધો રસ લેશે. આ કામ લોકોએ પોતાની મેળે જ કર્યું. અમારા સંયુક્ત પ્રાંતમાં એવું કોઈ ગામ ભાગ્યે જ રહી ગયું હશે કે જ્યાં બાળકોને મીઠાઈ વહેંચવામાં ન આવી હોય !'

વાઇસરોય સાહેબના આ ઓળખાણથી આગળ જતાં મિ. એન્ડ્રૂઝને પ્રવાસી હિંદીઓના કાર્યમાં ભારે મદદ મળી ગઈ, એમની મહેરબાનીથી મિ. એન્ડ્રૂઝને જ્યારે પણ મળવા જવું હોય ત્યારે મળવાની છૂટ હતી. શરતબંધીની પ્રથા બંધ કરાવવામાં સૌથી વધારે મદદ લૉર્ડ હાર્ડિંજની જ હતી. મિ. એન્ડ્રૂઝના ચારિત્ર્યમાં ખૂબી એ હતી કે એમના પોતાનામાં અભિમાન કે તોછડાઈ નામે નહોતાં. લૉર્ડ હાર્ડિંજની મિત્રતામાં તેઓ જેટલું ગૌરવ સમજતા તેટલું જ ગૌરવ ફિજીના શરતબંદી કુલીઓની મિત્રતામાં પણ સમજતા.

**શાન્તિનિકેતનમાં દોઢ માસ**

આગળ જણાવ્યા પ્રમાણે એન્ડ્રૂઝ સાહેબ શાન્તિનિકેતન તરફ આકર્ષાયા હતા. અહીં રહીને એમણે રવીન્દ્રનાથને અમેરિકામાં ઘણા કાગળો લખ્યા હતા. અહીં રહેવાથી કવિસમ્રાટ સંબંધી એવી ઘણી વાતો મિ. એન્ડ્રૂઝને જાણવાની મળી કે જે પુસ્તકોમાંથી ન જાણી શકાત. આજ અરસામાં મૉડર્ન રિવ્યૂના સંપાદક રામાનંદજી ચેટર્જી સાથે મિ. એન્ડ્રૂઝને દોસ્તી બંધાઈ. હિંદમાં રામાનંદજી જેવા સંપાદક મળવા મુશ્કેલ છે ! એમનાં શુદ્ધ આચરણ, સચ્ચાઈ અને નિર્ભયતા આખા બંગાળામાં જાણીતાં છે. એન્ડ્રૂઝ સાહેબ ઘણાં વરસથી એમના માસિક પત્રમાં લેખો તો લખતા જ હતા. પણ આ રૂબરૂ ઓળખાણ પછી તો નિયમિત ઘણા લેખો મોકલવા માંડ્યા.

ઈ. સ. ૧૯૧૩ ના ઑગસ્ટમાં ઍન્ડ્રૂઝ સાહેબ શાન્તિનિકેતનમાં રહેતા હતા. ત્યાં દિલ્હીથી તાર આવ્યો કે મિ. રુદ્ર બહુ જ બિમાર છે.' તરત જ એ દિલ્હી ઊપડી ગયા. ત્યાં ગયા ને જોયું તો મિ. રુદ્ર મરણ પથારીએ હતા, આ

**दिल्हीमां महात्मा गोखलेजीनी साथे**

જોઈને મિ. ઍન્ડ્રૂઝનું હૈયું દ્રવી ગયું. ગયા ત્યારથી એમણે પોતે મિ. રુદ્રની તનતોડ સેવા ઉપાડી લીધી. તે એટલે લગી કે ચિંતા અને ઉજાગરાને લીધે પોતે પણ પથારીવશ બની ગયા. ધીમે ધીમે મિ. રુદ્રની તબિયત જરા સુધારા પર આવી; એટલે બંને જણા હવાફેર માટે સિમલા ગયા, અને ત્યાં થોડા દહાડા સાથે જ રહ્યા. ત્યાંથી નવેમ્બરની શરૂઆતમાં દિલ્હી પાછા ફર્યા. આ વખતે મહાત્મા ગોખલેજી દક્ષિણ આફ્રિકા સબંધી સરકાર સાથે વાતચીત કરવા દિલ્હી આવ્યા હતા. ગોખલેજીને દક્ષિણ આફ્રિકા માટે હિંદભરમાંથી ફાળો પણ ઉઘરાવવો હતો. તે કામે વખત કાઢીને મિ. ઍન્ડ્રૂઝ ગોખલે સાથે ફરવા લાગ્યા. આ સંબંધમાં તેઓ કહે છે કે: 'દક્ષિણ આફ્રિકાના સમાચારોથી મહાત્મા ગોખલેજી ઘણા ચિંતાતુર રહ્યા કરતા. કૉલેજના કામથી પરવારીને ફુરસદનો મારો બધો જ વખત હું એમની સાથે ગાળતો. એ વખતે કવિવર રવીન્દ્રનાથ અમેરિકાથી પાછા ફર્યા હતા.

એક દિવસ અમે છાપામાં વાંચ્યું કે કવિજીને 'નોબલપ્રાઇઝ' નામે ઇનામ મળ્યું છે. મારી ઇચ્છા તો એવી હતી કે હું પોતે બોલપુર જઈને એમને વધાઈ દઈ આવું. પરંતુ હું ગોખલેજી સાથે રોકાયેલો હતો, ને દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની સ્થિતિ ઘણી જ કફોડી જતી હતી. એ સંબંધમાં એક દિવસ ગોખલેજીએ મને કહ્યું:

'આ મામલામાં સંપૂર્ણ હિંદે એક થઈ જવું જોઈએ. આ

વખતે હિંદીઓ અને યુરોપિયનોના વિચારોમા કોઈ પણ પ્રકારનો ભેદ ન હોવો જોઈએ. દરેકે આ ચળવળમાં ભાગ લેવો જોઈએ. હું પૂછુ છુ કે, દક્ષિણ આફ્રિકાના પ્રવાસી હિંદીઓને ન્યાય અપાવવાને માટે અમે જે ચળવળ ચલાવી રહ્યા છીએ, એમા કેટલાક યુરોપિયનો પણ આગેવાની લે. શુ આપ કોઈ એવા યુરોપિયનોના નામ બતાવી શકો છો ?'

મેં જવાબ દીધો 'હું આજરાત્રે જ કલકત્તા જનાર છુ ત્યા જઈને લોર્ડ બિશપની આ બાબતમાં સલાહ લઈશ.'

હું એ જ રાત્રે કલકત્તા ઊપડી ગયો. ત્યા જતા માલમ પડ્યુ કે બિશપ સાહેબ બિમાર છે એમને ઓપરેશન કરાવ્યુ હતુ અને એ દવાખાનામા પથારીવશ હતા મને લાગ્યુ કે આ વખતે એમને હેરાન કરવા એ ઠીક નહિ, તબિયત સુધર્યા પછી વાત પરન્તુ બિશપ સાહેબે મારા આવ્યાની વાત જાણી કે તરત જ એમણે પોતે મને બોલાવવા માણસ મોકલ્યો આ વખતે તેમના મગજમા બહુ જ ચિંતા પેસી ગઈ હતી મેં એમને ગોખલેજીનો સંદેશો સંભળાવ્યો એમણે તરત જ ચેકબુક મંગાવી અને રૂપિયા એક હજારનો ચેક મારા નામજોગો લખી દીધો. તે પછી એમણે ખાટલામાં સૂતા સૂતાં વર્તમાનપત્રોમા જાહેર કરવાજોગ એક પત્ર પણ લખાવ્યો બિશપ સાહેબની આ ઉદારતાથી મને હાર્દિક આનંદ ઉત્પન્ન થયો

**शान्तिनिकेतन आववानो दृढ निश्चय**

કલકત્તાથી પાછા ફરતા મે એક દિવસ શાન્તિનિકેતનમા ગાળ્યો દૈવયોગે એ જ દિવસે કલકત્તાથી એક પ્રતિનિધિ મંડળ કવિવર રવીન્દ્રનાથને વધાવવા શાન્તિનિકેતન આવ્યુ હતુ રવીન્દ્રનાથને એ વાત પસંદ નહોતી એમણે ડેપ્યુટેશન વાળાઓને પોતાની નાપસંદગી ચોખ્ખેચોખ્ખા શબ્દોમા સંભળાવી

દીધી. આમ કરવામાં એમણે ઘણી નિર્ભયતાથી કામ લીધું હતું. કેમ કે ડેપ્યુટેશનના સભ્યો એમના અતિથિ હતા.

**अप्रियस्य च सत्यस्य वक्ता श्रोता च दुर्लभः ।** પ્રતિનિધિ મંડળના સભ્યોને આ ઠીક ન લાગ્યું. રવીન્દ્રનાથજીને પોતાને પણ એમ કરતાં બહુ ખેદ થયો. વધામણાનો બધો કાર્યક્રમ પૂરો થતાં રવીન્દ્રનાથને એક ખૂણામાં એકલા ઊભેલા મેં જોયા. એટલે એમની પાસે હું પહોંચી ગયો અને એમને પગે પડયો. એ વખતે એ બહુ ઉદાસ જણાતા હતા, એ દિવસે સાંજે જ એ કલકત્તા ચાલ્યા ગયા. આખી રાત હું શાન્તિનિકેતનમાં જાગતો જ રહ્યો. પ્રાતઃકાળ થયા પછી મેં બે વાતો નક્કી કરી, એક તો એ કે જો મહાત્મા ગોખલેજીની ઇચ્છા હશે તો હું દક્ષિણ આફ્રિકા જઈને મહાત્મા ગાંધીજીને મદદ કરીશ; અને બીજી વાત એ કે, મિશનના કામને હવે છેલ્લા નમસ્કાર કરી દઈશ.

કવિવર રવીન્દ્રનાથે આ બાબતમાં રોકી રોકીને મને કહેલું કે આ બાબતમાં છેવટના નિર્ણય પર આવતાં મારે ખૂબ ધીરજથી કામ લેવું. કોઈ પણ વાત વગર વિચાર્યે કે વગર સમજ્યે ઉતાવળે ન કરી નાંખવી. પણ હવે મારા મનમાં દૃઢ નિશ્ચય થઈ ગયો કે મારે માટે દિલ્હી છોડવાનો સમય આવી પહોંચ્યો છે. એ વખતે મેં એક પત્ર રવીન્દ્રનાથને લખ્યો. એમાં લખ્યું કે, 'હવે મેં આપની સેવામાં આવી જવાનો દૃઢ નિશ્ચય કરી લીધો છે. જો આપ મને આશ્રમમાં સ્થાન આપશો તો અત્યંત કૃતજ્ઞ થઈશ. સાથે સાથે હું એ પણ લખી દેવા ઇચ્છું છું કે જો મહાત્મા ગોખલેજીની ઇચ્છા હશે તો મારે દક્ષિણ આફ્રિકા પણ જવું રહેશે.'

એ વખતે મેં એક તાર મહાત્મા ગોખલેજીને પણ કર્યો કે 'જો આપની આજ્ઞા હોય તો હું તરત જ દક્ષિણ આફ્રિકા જવાને તૈયાર છું.'

## દક્ષિણ આફ્રિકાના પ્રવાસે

દિલ્હી પાછા ફર્યા પછી હું સીધો ગોખલેજી પાસે ગયો. મને આવેલો જોતાં જ એમણે મને છાતી સાથે ભિડાવી લીધો; અને કહ્યું : 'તમારો તાર મારા માટે મહાપ્રસાદ રૂપ બની ગયો છે. તમારા તારથી મારી ખાત્રી થઈ ગઈ છે કે પરમાત્મા અમારી મદદે છે. તમારો તાર બરાબર વખતસર આવ્યો હતો. એ જ વખતે દક્ષિણ આફ્રિકાથી પણ તાર હતો કે, 'ત્યાંની હાલત તદ્દન ખરાબ છે.' વારુ, 'ત્યારે દક્ષિણ આફ્રિકાના પ્રવાસે આપ ઊપડી શકશો ?'

મેં કહ્યું, 'આજરાત્રે જ નીકળી જવાની મારી તૈયારી છે.' મિ. પિયર્સન તે વખતે દિલ્હીમાં હતા. મેં એમને કહ્યું કે, 'હું દક્ષિણ આફ્રિકા જઈશ છું.' તે વખતે તો તેમણે મને કંઈ જ કહ્યું નહિ. પરંતુ રાત્રે ખૂબ હસતા હસતા તે મારી પાસે આવ્યા. દિલ્હી-નિવાસી મારા બે ચાર મિત્રો પણ મને દક્ષિણ આફ્રિકા જતો જાણીને કંઈક ભેટ આપવાને આવ્યા હતા. મિ. પિયર્સને મંદમંદ હસીને કહ્યું : 'હું મારા તરફની કંઈક ભેટ આપવાને આવ્યો છું. મારી એ ભેટ આફ્રિકા લઈ જશોને ?'

મેં કહ્યું, 'લાવો ક્યાં છે ?' મિ. પિયર્સને કહ્યું, 'હું પોતે જ એ ભેટ છું. મને આફ્રિકા લઈ જાઓ. હું આપની સાથે આવીશ.' આ વાત સાંભળીને મને ભારે આશ્ચર્ય અને હર્ષ એક સાથે પેદા થયો. મિ. પિયર્સન જેવા મિત્ર-સાથી મળવો મુશ્કેલ જ. પાછળથી મને ખબર પડી કે મિ. પિયર્સન આફ્રિકા જવા સંબંધીમાં મિ. રુદ્રની સંમતિ મેળવીને જ આવ્યા હતા. એમની સલાહથી જ એમણે આ આશ્ચર્યજનક સમાચાર મને આ રીતે સંભળાવ્યા હતા. મિ. રુદ્રને મારી તબિયત બાબત ખાસ ફિકર હતી, થોડા દહાડા પર જ હું મલેરિયા તાવથી પટકાઈ પડ્યો હતો, એની અશક્તિ હજી ચાલુ જ હતી, મિ. પિયર્સનની સાથે હું કલ-

કત્તા આવ્યો. રસ્તામાં માનનીય પં. મદનમોહન માલવીયાજી અમને અલ્હાબાદના સ્ટેશન ઉપર મળ્યા, એમણે હાર્દિક પ્રેમથી અમને શુભાશિષ આપી, અને અમારા કામમાં ફત્તેહમાલ વિમાનની આ મુલાકાત સંબંધમાં મિ. એન્ડ્રૂઝ કહે છે કે "પાછળનાં વરસોમાં મને થયેલા અનુભવથી મારી ખાત્રી થવા પામી છે કે પ્રવાસી હિંદીઓનાં દુઃખોથી જો કોઈનું હૃદય સૌથી વધારે ઘવાયું હોય તો તે પંડિત માલવીયાજીનું જ શ્રી. માલવીયાજીની દોસ્તીથી મને પ્રવાસી હિંદીઓના કામમાં સૌથી વિશેષ પ્રોત્સાહન મળ્યું હતું, એમ કહ્યા વગર નથી ચાલતું."

માલવીયાજીની વિદાયગીરી સ્વીકાર્યા પછી મિ. એન્ડ્રૂઝ કલકત્તા આવ્યા, ત્યાં આવી કવિવર રવીન્દ્રનાથ પાસેથી દક્ષિણ આફ્રિકા જવાની અનુજ્ઞા મેળવી અને શુભાશિષ મેળવી લીધી.

૭

## દરિયાઈ સફર

દરિયાઈ સફર ભારે કષ્ટદાયક નીવડી. અમારા ઊપડતાં પહેલાં સમુદ્રમાં એક તોફાન આવી ગયું હતું. અને એ તોફાનને લીધે વૃક્ષો ઊખડીને સમુદ્રમાં પડ્યાં હતાં, એ વૃક્ષનાં થડિયાં આખે લગી અમને પાણીમાં તરતાં માલમ પડતાં રહ્યાં હતાં. આખે રસ્તે પાણી વરસતું રહ્યું. ઠંડી એટલી બધી પડતી હતી કે ન પૂછો વાત! દરિયાઈ મુસાફરીમાં હું ઘણી વખત માંદો પડી જાઉં છું, તેમાં આ વખતની મુસાફરી પણ ઘણી મુશ્કેલી ભરી નીવડી. સ્ટીમરના બીજા સહુ ઉતારુઓ અને અમલદારોએ અમને કાયર કરી નાખ્યા. તેઓ વારંવાર કહેતા હતા કે, જનરલ સ્મટ્સ તમને બંનેને જેલમાં મોકલી દેશે.' એક વાર નહિ, બે વાર નહિ, સેંકડો વાર. એ વાત એમણે અમારે મોઢે કહી સંભળાવી, સ્ટીમર ઉપરના હિંદી મજૂરોની દુર્દશા જોઈને મને બહુ લાગી આવ્યું. સ્ટીમરની નોકરી કરનારા કુલીઓમાંથી કેટલાક તો એવા હતા કે જેમણે દરિયાઈ મુસાફરી આ પહેલાં કદી જ કરી નહોતી.

કોલંબો પહોંચ્યા પછી બે દિવસે એક મજૂરે તો કંટાળીને સમુદ્રમાં કૂદી પડીને પોતાની જિંદગીનો અંત આણી દીધો, અને કહીને એ પોતાનો દુઃખસાગર તરી ગયો! એ પછી બીજો એક

મજૂર પણ એવી રીતે અદશ્ય બની ગયો ! સ્ટીમરનો ઉપરી અમલદાર જે એમના ઉપર દેખરેખ રાખતો હતો એણે કહ્યું : 'આ મજૂરો તો તદ્દન મૂર્ખ સુવ્વરો છે. જેટલી એમના ઉપર મહેરબાની રાખીએ એટલી જ વધારે તકલીફ તેઓ આપતા રહે છે. એ અમલદારને આ ગરીબ દુઃખી મજૂરોની દુર્દશાનો કશો જ ખ્યાલ નહોતો. ગોરા અમલદારો હિંદી મજૂરોને માણસ જ સમજતા નથી. એ ગોરા અમલદારને મોંઢે હિંદી મજૂરો માટે 'મૂર્ખ સુવ્વર' શબ્દો સાંભળીને મને ઘણું દુઃખ ઊપજ્યું પરંતુ એમાં આપણે હિંદીઓનો મોટો દોષ છે, આપણે એ બિચારા અજ્ઞાન લોકોને ભરમાવી ભોળવીને સ્ટીમરની નોકરી ઉપર મોકલી આપીએ છીએ. આપણે પોતે દલાલીના પૈસા ગજવામાં નાંખી હાથ ઉપર હાથ ચડાવીને અમનચેન કરીએ છીએ.

દક્ષિણ आफ्रिकामां कार्य

જ્યારે અમારું વહાણ જમીનકાંઠે પહોંચ્યું ત્યારે દરિયા કાંઠે અમને કેટલાય હિંદીઓ મળ્યા. એ બધા અમને બંનેને લેવા આવ્યા હતા. મિ. પોલકને હું ઓળખી ગયો. કેમ કે એમને હું અગાઉ દિલ્હીમાં મળ્યો હતો. એમને ત્યાં આવેલા જોઈને મને નવાઈ લાગી કેમકે અત્યાર સુધી મારું માનવું એમ હતું કે એ જેલમાં જ હશે.

મિ. પોલકે મને કહ્યું : 'બધા આગેવાનો છૂટી ગયા છે.' મેં એમને તરત જ પ્રશ્ન કર્યો : 'મિ. ગાંધી ક્યાં છે?'

મહાત્માજી પાસે જ ઊભા હતા. એમણે કહ્યું : 'હું જ ગાંધી છું.'

એમનાં દર્શન કરતાં મારા હૃદયમાં એવી પ્રેરણા થઈ આવી કે એમની ચરણરજ માથે ચઢાવું. તરત જ હું એમને પગે પડ્યો. મહાત્માજીએ મંદ સ્વરે કહ્યું : 'મહેરબાની કરીને આમ ન કરશો. આમ કરવાથી મને શરમ આવે છે.'

ગાંધીજીએ એ વખતે સફેદ ઝભ્ભો અને ધોતિયું પહેર્યું હતું. માથું ઉઘાડું હતું. એટલે એમ જણાતું હતું કે, એમણે જાણે શોક-દર્શક વેશ ધારણ કર્યો છે. મેં એમને કહ્યું. 'સ્ટીમરમાં આખે જ રસ્તે આપનાં દર્શન કરવાની ઉત્કંઠા મને રહ્યા કરી છે.'

ગાંધીજીના શબ્દો સાંભળીને, અને આંખો જોઈને થોડી વારમાં મને એમની પવિત્ર સચ્ચાઈનો અને નિર્મળ આત્માનો ખ્યાલ આવી ગયો. જેટલા દિવસ વધારે હું એમની સાથે મારી એ ધારણા રોકાયો, વધારે પાકટ થતી ગઈ.

અમે સ્ટીમરપરથી ઊતર્યાં કે તરત જ છાપાંના ખબરપત્રીઓએ મને ઘેરી લીધો. મારી એ તો ખાત્રી જ હતી કે આ લોકો સાથે ઝાઝી વાતચીત કરીશું તો તો એ નાકે દમ આણી દેશે. એટલા માટે જાણી જોઈને મેં ચુપકીદી પકડી લીધી. પહેલી વાર તો એ ખબરપત્રીઓની લપમાંથી હું બચી ગયો. પરંતુ હું એક હિંદીને પગે પડ્યો છું એ વાત ચોમરદમ ફેલાઈ ગઈ. એટલે પછી બાકી શું રહ્યું ! યુરોપિયન લોકોએ એ વાતને પકડી લઈને મને ગોકિરારી કરવા માંડી, યુરોપિયનોની નજરે મેં આ પાપ કર્યું હતું !

હું જેને પગે પડ્યો હતો તે એક મહાત્મા છે એની એમને કાંઈ જ તમા નહોતી. એક છાપાવાળાએ તો મને ટેલિફોન ઉપર બોલાવ્યો, અને કહ્યું : 'હું આપની સાથે કંઈક વાતચીત કરવા માગું છું. તો મુલાકાત આપવા કૃપા કરશો.' મેં એમ કરવાની સાફ ના પાડી દીધી. એથી એડિટર સાહેબ ઊકળી ઊઠ્યા : 'બહુ સારું, કંઈ હરકત નહિ. હું આપના આ અજુગતા વર્તનની વાત મારા છાપામાં છાપી નાખું છું કે 'રેવરંડ મહાશયે ઝૂકી ઝૂકીને પોતાની આંગળીઓ વડે હિંદીના પગના તળિયાની ધૂળ મસળી અને પછી એ આંગળીઓ એમણે પોતાના માથા ઉપર

ઘસી !' આ સંપાદકે ટેલિફોન ઉપર જે બખાળા કાઢ્યા તે એટલા બધા હાસ્યાસ્પદ હતા કે છેવટે ન છૂટકે મારે એની ઑફિસે જવું પડ્યું. સંપાદકે મને એનું ભાષણ સંભળાવવા માંડ્યું. અત્યારે પણ મારી નજર સામે એ એડિટરની મૂર્તિ તરી આવે છે. મને જોતાં બરાબર એણે અચંબાના અભિનય સાથે પોતાના બેઉ હાથ પહોળા કરીને બોલવા માંડ્યું : "મિ. ઍન્ડ્રૂઝ આપ ખરેખર જાણી લ્યો કે હું આપને જણાવી દઉં છું કે આવું કામ અમે લોકો નાતાલમાં કદાપિ નથી કરતા. શું સમજ્યા મિ. ઍન્ડ્રૂઝ! આપના આ કામને હું અત્યંત ખરાબ સમજું છું. સાચે આ કામ આપે બહુ જ ખરાબ કર્યું'!'

થોડી વાર તો મને એમ લાગ્યું કે હું જાણે કોઈ એક નિશાળનો વિદ્યાર્થી ન હોઉં; અને એડિટર પોતે સ્કૂલના હેડમાસ્તર ન હોય. હવે તો એ મારા હાથ ઉપર જાણે એકાદ નેતરની સોટી ફટકાવી દેશે એમ પણ મને લાગ્યું. થોડી વાર પછી મને એની આ બધી ટેકડી સમજાઈ ગઈ. એડિટરે આ બાબતમાં જે જે સવાલ કર્યા તેના જવાબ મારે આખરે આપવા જ પડ્યા.

બીજે દિવસે જોઉં છું તો સંપાદક મહાશયે અમારા તમામ પ્રશ્નોત્તર છાપી મારેલા. સાથે સાથે સમગ્ર બનાવ પણ અક્ષરશઃ ઉતારી લેતાં લખેલું કે 'રેવરંડ મહાશયે ઝૂકીને પોતાની આંગળી-ઓમાં હિંદીના પગ તળેની ધૂળ મસળી અને પછી એ આંગળીઓ એમણે પોતાના માથા ઉપર ઘસી !'

ડરબનના પાદરી ગ્રેમસન સાહેબે મને કહ્યું : 'આપ અમારા અતિથિ બનીને રહો.' મેં એમનું એ આમંત્રણ સ્વીકારી લીધું. હિંદીઓએ મારા માટે ત્યાંની સર્વોત્તમ હોટલમાં સવડ કરી હતી. ઈશ્વરેચ્છાએ હું એ હોટલની હાડમારીમાંથી બચી ગયો. નાતાલની હોટલોમાં એવો નિયમ છે કે ત્યાં કોઈ હિંદી રહી શકે નહિ.

પાદરી સાહેબ—જેને ત્યાં હું રહ્યો હતો તે હિંદીઓના શુભ-ચિંતક હતા. એમને ત્યાં રહેવાથી મને એક વિશેષ ફાયદો એ થયો કે, પાદરી સાહેબને ત્યાં આવતા અનેક અંગ્રેજોને હું ઓળખી શક્યો અને તેમના વિચારોથી પણ માહિતગાર બની શક્યો.

પરંતુ મારા હૃદયમાં સૌથી પ્રબળ ઇચ્છા તો મહાત્મા ગાંધીજી-ની સાથે રહેવાની હતી. પાદરી સાહેબને ત્યાં રહેવાથી મારાથી ગાંધીજી સાથે લાંબો વખત વાતચીત થઈ શકતી નહોતી. એથી મેં મહાત્માજીને કહ્યું: 'મહેરબાની કરીને આપ એકાદ અઠવાડિયું આશ્રમમાં ચાલો—આપણે ત્યાં છૂટથી—શાન્તિથી વાતચીત કરી શકીએ.'

મહાત્માજીએ મારી એ વાત માન્ય કરી અને અમે ત્યાંના ફીનિક્સ આશ્રમમાં ગયા.

દક્ષિણ આફ્રિકામાં હું જેટલો વખત રહ્યો તેટલા સમયમાં ફીનિક્સ આશ્રમનો મારો વસવાટ સર્વોત્તમ હતો.

ફીનિક્સ આશ્રમમાં પહોંચતાં જ મેં અંગ્રેજી પહેરવેશ ઉતારીને હિંદી પહેરવેશ પહેરી લીધો. ફીનિક્સનાં બાળકો સાથે રહેતાં મને શાન્તિનિકેતન જેવી શાન્તિ પ્રાપ્ત થઈ.

ફીનિક્સ આશ્રમનું વાતાવરણ હિંદીત્વથી પરિપૂર્ણ હતું. ત્યાં હિંદી ખાવું બનતું હતું. પહેરવેશ અને ભાવ પણ હિંદી હતા. હું આંખો મીંચીને કલ્પના કરતો કે હું હિંદમાં જ બેઠો છું. જોકે ત્યાંનું આકાશ જુદા રંગનું હતું, પહાડ બીજા હતા, મકાનો પણ જુદા ઘાટનાં હતાં, ઝાડ પણ ભિન્ન હતાં પરંતુ ત્યાંનું વાતાવરણ નિસ્સંશય હિંદી હતું.

આશ્રમની બે વાતોએ મારા હૃદયને વિશેષ આકર્ષિત કર્યું. એક તો સાદાઈએ અને બીજી સર્વ મનુષ્યો વચ્ચે સમાનતાએ.

ત્યાંનાં બધાં બાળકો ઉઘાડે માથે અને ઉઘાડે પગે ફરતાં હતાં, ખુલ્લી હવામાં રહેતાં હતાં, અને રાત્રે વરંડામાં જમીન ઉપર સૂતાં હતાં. આફ્રિકાની શરદી અને ગરમી સહન કરવાની તેમને ઠીક ટેવ પડી ગઈ હતી.

ભોજન સાદું શાકાહારી હતું. ખેતી કેમ કરવી એ એમને પ્રત્યક્ષ શીખવવામાં આવતું હતું. દરેકનો ઉદ્દેશ એ હતો કે બને ત્યાં સુધી કુદરતી નિયમો પ્રમાણે જીવન જીવવું.

મહાત્મા ગાંધીજીનાં ધર્મપત્ની શ્રી. કસ્તૂરબાઈ ગાંધીનાં દર્શન પહેલવહેલાં ફીનિક્સમાં જ મેં કર્યાં. જે હિંદીઓએ સત્યાગ્રહ સંગ્રામમાં કષ્ટ સહન કર્યાં હતાં તેમાં શ્રી. કસ્તૂરબાઈ ગાંધીનું નામ સૌથી મોખરે ઉલ્લેખ કરવા યોગ્ય છે. તેમને જેલમાં જવું પડયું હતું. ત્યાં એમને ઘણી તકલીફ વેઠવી પડી હતી. તેમની સાથે કેટલીયે સ્ત્રીઓ જેલમાં ગઈ હતી. જ્યારે એ બધાં જેલમાંથી છૂટયાં ત્યારે હું એમનાં દર્શન કરીને મારાં નેત્ર પવિત્ર કરવા દોડી ગયો હતો.

શ્રી. કસ્તૂરબાઈ ગાંધીની તબિયત બહુ જ ખરાબ હતી. તેમને જેલનો ખોરાક સદતો નહોતો; છતાં બીજો ખોરાક એમને ડૉક્ટરે લેવા દીધો નહોતો. આથી જેલમાં એ ખૂબ લથડી ગયાં હતાં. એમને જેલમાંથી છૂટીને આવેલાં જોયાં ત્યારે એ બિલકુલ અશક્ત અને થાકેલાં જણાતાં હતાં.

આશ્રમની બીજી ખૂબી જે મેં આગળ કહ્યું છે તેમ સર્વ મનુષ્યો વચ્ચેની સમાનતા હતી. ત્યાં જ્ઞાતિજાતિનો કંઈ જ ભેદ નહોતો. દુ:ખી હિંદી મજૂરો માટે તો એ શાન્તિ અને શરણનું સ્થાન હતું એટલું જ નહિ પણ ત્યાં પોખાબાજ અને લુચ્ચા લોકો સાથે પણ પ્રેમપૂર્ણ વ્યવહાર રાખવામાં આવતો હતો. ગાંધીજીના

માજીને મેં એમ લખી જણાવ્યું હતું કે 'દક્ષિણ આફ્રિકાના હિંદી-ભાઈઓ ઉપર ખૂબ આફત ઊતરી પડી છે. મારે ત્યાં જવું જરૂરી છે. છતાં આપની આજ્ઞા હશે તેમ કરીશ.'

આના જવાબમાં તેમણે લખેલું કે: 'વારુ ત્યાં જાઓ. દક્ષિણ આફ્રિકા જઈને પ્રવાસી હિંદીઓને મદદ કરો. જ્યાંસુધી ત્યાંનું કામ સમાપ્ત ન થાય ત્યાંસુધી મારી સેવા માટે દોડી આવવાની જરૂર નથી.' વિલાયત છોડતી વખતે મેં આ આગળ પ્રતિજ્ઞા કરી હતી કે: 'જરૂર એમની માંદગીમાં હાજર રહીને એમની સેવા કરીશ.' આ વખતે હું ઘણી મૂંઝવણમાં આવી પડ્યો. મારા માટે આ ખરેખરું ધર્મસંકટ હતું. હું હિંદીઓને સત્યાગ્રહ-સંગ્રામમાં ઝૂઝી પડવા ઉપદેશ આપતો હતો અને હું પોતે ઉપદેશક હોવા છતાં વિલાયત ચાલ્યો જાઉં, એ કેમ બને? એક તરફ માતાજી સાથે પ્રતિજ્ઞા કરી હતી તેનો પણ ખ્યાલ હતો. જો હું સત્યાગ્રહ-સંગ્રામમાં જોડાઈ પોતે જેલમાં જાઉં તો પછી માતાની માંદગીમાં મદદ કરવા તરત વિલાયત પહોંચવાનું અસંભવિત બને. મારી આ મૂંઝવણ મેં મહાત્માજીને જણાવી. એટલે તેમના તરફથી લાગલો ખુલાસો મળ્યો કે, 'માતાની પ્રતિજ્ઞાને સૌથી પ્રથમ સ્થાન આપવું જોઈએ.' અમે બધા હિંદીઓ એ વાત ચોક્કસ માનીએ છીએ કે પોતાની માની વૃદ્ધાવસ્થામાં-બીમારીમાં સેવા કરવી એ ઉત્તમોત્તમ છે. આપે એમની પાસે જવું જોઈએ. અમારી હિંદી રૂઢિ પણ આપને આપની મા પાસે જવા દેવાનો જ આદેશ આપે છે. સૌથી પ્રથમ માતાજી પ્રત્યેની ફરજ આપે અદા કરવી જોઈએ. પછી નિરાંતે અહીં આવવું. અમારા બધાંના શ્રદ્ધાપૂર્ણ પ્રણામ આપની સાથે લેતા જજો. આપની મા એ અમારા બધાંની પણ મા જ છે. અમારાં શાસ્ત્રોની એ આજ્ઞા છે કે: 'માબાપ આગળ કરેલી પ્રતિજ્ઞા કોઈ પણ પ્રકારે તૂટે નહિ.'

આ ખુલાસાથી મારી તમામ મૂંઝવણ દૂર થઈ. મારી ખાત્રી

થઈ ગઈ કે, જો મારે વિલાયત જવું પડશે તો હિંદીઓ મને ખરાબ નહિ કહે, કેમ કે તેઓ માની પ્રતિજ્ઞાને પ્રથમ સ્થાન આપે છે. હું પણ માતાની બીમારી વખતે તેની સેવામાં હાજર થવાને જવા ઇચ્છતો જ હતો.

મહાત્માજી સાથે મારે આ વાતો ચાલી રહી હતી તે વખતે મને ત્યાં ખબર હતી કે મારી મા એ વખતે વિલાયતમાં મરણ પથારીએ પડી છે! આજે જ્યારે હું એ જૂની વાતો યાદ કરું છું. ત્યારે મને સંતોષ થાય છે કે મેં મહાત્માજીની કૃપાથી મા આગળ લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ કર્યો નહિ. ઇશ્વરકૃપાથી બીજી વાર સત્યાગ્રહની લડત ઉપાડવાનોયે પ્રસંગ ઉપસ્થિત થયો નહિ. કેમ કે એ ચાર દિવસમાં જ જનરલ સ્મટ્સે મહાત્માજીને બોલાવવા તાર કર્યો. આ તાર અમને ફીનિક્સ આશ્રમમાં જ મળી શક્યો. તરત જ અમે બંને પ્રિટોરિયા ગયા. અમે ચાર વાગ્યે ડરબન સ્ટેશને પહોંચ્યા. યુરોપિયન મેલ ત્યાંથી સાંજે પાંચ વાગ્યે પ્રિટોરિયા જવા ઊપડતો હતો. અને ત્રીજા વર્ગનો કાફર એક્સપ્રેસ રાતના આઠ વાગ્યે ઊપડતો હતો. અમે રાતના આઠ વાગ્યાની ગાડીએ પ્રિટોરિયા જવાનું ઠરાવ્યું, કે જેથી ત્યાં સુધીના ચારેક કલાકમાં ડરબનનું કામ પતાવી લેવાય. સ્ટેશનેથી જેવા અમે શહેરમાં જવા લાગ્યા તેવા જ સ્ટેશન માસ્તરે મહાત્માજી પાસે આવીને પૂછ્યું : 'કહો ગાંધી શા સમાચાર છે!'

ગાંધીજીએ જવાબ દીધો, 'હું આ (કાફર એક્સપ્રેસ) સામાન્ય લોકોની ગાડીમાં બેસીને જનરલ સ્મટ્સને મળવા પ્રિટોરિયા જવા માટે અહીં આવ્યો છું.'

સ્ટેશન માસ્તર! એમ! તો તો આપ કાફર એક્સપ્રેસમાં જવાને બદલે યુરોપિયન મેલમાં જાઓ એવી મારી સલાહ છે. કેમ કે આજ રાત્રે ૧૨ વાગ્યે રેલવેવાળાઓની

હડતાલ શરૂ થવાની છે. જો આપ કાફર એક્સપ્રેસમાં જશો તો રસ્તામાં જ તમારે રઝળવું પડશે. પ્રિટોરિયા સુધી પહોંચવાનું જ મુશ્કેલ થઈ પડશે.

અમે બધા શહેર બહાર દૂર ફીનિક્સ આશ્રમમાં રહેતા હતા, એટલે અમને હડતાલ સંબંધી કાંઈ જ માહિતી નહોતી. મેં મહાત્માજીને કહ્યું : ' અત્યારે ચાર વાગ્યા છે. યુરોપિયન મેલ પાંચ વાગ્યે ઊપડે છે. જો આપણે કાફરમેલથી જઈશું તો આઠ વાગ્યે જાય છે, ચાર કલાકમાં બધો મામલો ફેરવાઈ જશે. હવે ડરબન જવાની કંઈ જ જરૂર નથી. યુરોપિયન મેલમાં જ ચાલો. '

અમે આ રીતે યુરોપિયન મેલમાં જ રવાના થયા. જો અમારે સ્ટેશન માસ્તર સાથે વાતચીત ન થઈ હોત તો ૧૫ દિવસ સુધી માર્ગમાં જ અમે રોકાઈ ગયા હોત. કાફર એક્સપ્રેસ તો પંદર દહાડા સુધી રસ્તામાં જ રખડી ગયો હતો. હડતાલ પંદર દહાડા ચાલી હતી. આમ દૈવયોગે અમે સમયસર પ્રિટોરિયા પહોંચી ગયા.

एक जाणवा जेवो घटना

પ્રિટોરિયા પહોંચ્યા પછી અમે ' પ્રિટોરિયા ન્યૂસ ' નામક પત્રના સંપાદકને મળવા ગયા. સંપાદક મહાશય હિંદીઓના શુભેચ્છક હતા. એમણે મહાત્માજીને પૂછ્યું : ' હિંદીઓ યુરોપિયનોની આ હડતાલમાં ભાગ લેશે ? ' મહાત્માજીએ જવાબ દીધો : ' ના, કદાપિ નહિ. અમે સરકારની પરિસ્થિતિનો અયોગ્ય લાભ ઉઠાવવા માગતા નથી. અમે ન્યાયયુક્ત યુદ્ધ કરવા તૈયાર થયા છીએ. જ્યાં સુધી આ હડતાલ ચાલુ રહેશે, ત્યાં સુધી અમે અમારો સત્યાગ્રહ—સંગ્રામ નહિ જ કરીએ. '

એડિટરે ગાંધીજીને પૂછ્યું : ' શું હું આપની આ વાત અમારા છાપામાં છાપું ? '

'ગાંધીજી કહે, 'ના, આપ એ ન છાપશો.'

ત્યારપછી એડિટરે અમને સમાચાર સંભળાવ્યા કે, બાર કલાકમાં માર્શલ લૉ ચાલુ થઈ જશે. કેમ કે રેલવે હડતાલે ભયંકર સ્વરૂપ પકડ્યું છે. આ સમાચાર સાંભળીને મને ખૂબ ફિકર થવા લાગી.

મારા મનમાં વિચાર ઘોળાવા લાગ્યા કે જો 'માર્શલ લૉ ચાલુ થઈ ગયા પછી હિંદીઓના મન પર માઠી અસર થાય અને તેઓ એમ કહેશે કે, 'અમે હડતાલમાં ભાગ નહિ લઈએ, તો સરકારને આ વાતથી એમની ઉદારતાનો ખ્યાલ નહિ આવે. સરકાર તો એમ જ ધારી લેશે કે માર્શલ લૉની બીકને લીધે હિંદીઓએ આમ કર્યું છે. સરકારની નજરે એ વખતે આ વાત કદી નહિ આવે કે હિંદીઓ ન્યાયબુદ્ધિથી પ્રેરાઈને આ કામ કરી રહ્યા છે.'

મારી આ ધારણા મેં મહાત્માજીને કાને નાખી, અને વિનંતી કરી કે આપ આ વાત ઉપર ફરીથી વિચાર કરી જુઓ. મારા સમજવા પ્રમાણે તો આપ ભયંકર ભૂલ કરી રહ્યા છો.

માર્શલ લૉ શરૂ થતાં પહેલાં આપ આપના વિચારો જે આપે 'પ્રિટોરિયા ન્યૂસ' ના સંપાદકને જણાવ્યાં છે. તે સૌની સામે જાહેર થવા દો. આ થવાથી આપણા આ ઝગડાનો અંત લાવવામાં મદદરૂપ થઈ પડશે. મોડા સુધી ગાંધીજી સાથે વાદવિવાદ ચાલુ રહ્યો. મહાત્માજી પોતાની વાતને પકડી રહ્યા હતા. એમાં નિયમ કે અંતઃકરણનો સવાલ જ નહોતો. પરંતુ જ્યારે મેં મારી વાતને જોશભેર રજૂ કરી ત્યારે મહાત્માજીએ કહ્યું: 'ઠીક, આપ આપની વાતને આટલી મજબૂત પકડી રાખો છો તો હું મારી જીદને છોડી દઈ આપ કહો છો તેમ કરીશ.'

અમે સંપાદકને એ વાત કહી. એડિટરે મહાત્માજીની ફરી મુલાકાત લીધી, અને આ સામાન્ય હડતાલ બાબતમાં હિંદીઓની સ્થિતિનું સ્પષ્ટ વર્ણન એડિટરે લખી લીધું.

આ એડિટર રાઇટરનો એજંટ પણ હતો; એથી એણે રાઇટર કંપની મારફતે આ સમાચાર જમજાહેર કરી દીધા. પોતાના પત્રમાં પણ એણે આ 'મુલાકાત' છાપી નાંખી.

આખા દક્ષિણ આફ્રિકામાં આ વાત ફેલાઈ ગઈ કે, હિંદીઓ આ હડતાલના સમયમાં પોતાનો સત્યાગ્રહ ચાલુ નહિ કરે.

આ સમાચાર છપાઈ ગયા પછી દશ જ કલાકમાં માર્શલ લૉ ચાલુ થયો, કેટલેક ઠેકાણેથી તારનાં દોરડાં કપાયાં તમામ રેલ્વે બંધ થઈ ગઈ.

જો મહાત્માજીએ પોતાના વિચારો આ સમયે પ્રગટ ન કર્યાં હોત, તો જરૂર હાથમાં આવેલો બહુ જ સરસ લાભ વેડફાઈ જાત. સરકાર પણ એમ જ કહેત: 'લ્યો, હિંદીઓ તો ડરી ગયા! નીકર આ સમયે તેઓ સત્યાગ્રહ શરૂ કરી ન દેત!'

जनरल स्मट्स साथे समजूती

પ્રિટોરિયામાં દરરોજ અમે બંને જનરલ સ્મટ્સની મુલાકાત લેવા યુનિયન સરકારને બંગલે જતા હતા. કોઈ કોઈ વખત તો અમારે મુલાકાત માટે પાંચ પાંચ કલાક રાહ જોવી પડતી. એ વખતે રેલવેની હડતાલને લઈને આખા આફ્રિકામાં અશાન્તિ છવાઈ ગઈ હતી. જનરલ સ્મટ્સ શાંતિની સ્થાપના માટે આમથી તેમ મોટર ઘુમાવી રહ્યા હતા. એમણે ૪૦ હજાર માણસનું લશ્કર પણ તૈયાર રાખ્યું હતું. હડતાલીઆ ખાણોમાંથી ડાયનેમાઇટ નામે સુરંગ ફોડવાનો સ્ફોટક પદાર્થ ઉઠાવી ગયા હતા. એના વડે એ જ્યાં ત્યાં ધમાલ મચાવી જતા હતા. કોઈ વખત એ રેલ્વેના

પાટા ઉડાડી મૂકતા કે એવી જ બીજી કોઈ ધમાલ કરી મેલતા. જનરલ સ્મટ્સ એ વખતે ઘણી મુશ્કેલીમાં હતા, આમતેમ રખડવામાં અને ઉપસ્થિત કામો ઉકેલવામાં જ એમનો વખત વીતી જતો. એથી મહાત્માજીને એમની સાથે વાત કરવાનો બહુ જ ઓછો સમય મળતો. અમારે દરરોજ ગવર્નમેન્ટ હાઉસમાં જવું પડતું. રોજ થોડો થોડો વખત વાતચીત થતી. તેને પરિણામે આખરે જનરલ સ્મટ્સ સાથે સમજૂતી થઈ. દરેક વાત ઉપર ભાતભાતની ચર્ચા થતી. અમે જ્યારે આમ સુલેહનું વાતાવરણ સર્જવવાના પ્રયત્નમાં પડયા હતા, ત્યારે મહાત્માજી ઉપર એક તાર આવ્યો કે 'આપનાં ધર્મપત્ની બહુ જ બીમાર છે.' મહાત્માજીને ચિંતા પેઠી. છેવટે મિ. પોલાકે ખબર મોકલી કે '**આપનાં પત્ની અંત સમયે આપનાં દર્શન કરવા ચાહે છે.**' મહાત્માજીએ એ સંદેશાનો જવાબ મોકલ્યો, '**મારે અહીં બહુ જ જરૂરનું કામ છે. આંથી અહીં આવી શકાશે નહિ.**'

આ તાર મારા વાંચવામાં આવ્યો કે તરત જ હું સીધો જનરલ સ્મટ્સ પાસે પહોંચી ગયો ને આ ખબર એમને કાને નાખી. સમાચાર સાંભળતાં જ સ્મટ્સ ગળગળો થઈ ગયો. એણે બીજાં બધાં કામ પડતાં મૂકીને મહાત્માજી સાથે સુલેહ કરવાનું કામ હાથ ઉપર લીધું. બધી વાતોનો નિવેડો આવી ગયો હતો, ફક્ત એક વાત બાકી રહી ગઈ હતી. જનરલ સ્મટ્સ સુલેહનામામાં એક વાક્ય ઉમેરવા માગતા હતા, અને મહાત્માજી એની વિરુદ્ધ હતા. આટલા માટે જ આખરી નિર્ણય ઢીલમાં પડયો હતો. મહાત્માજીનું કહેવું હતું કે, જો આ વાક્ય રાખવાનું હોય તો સુલેહ નહિ થઈ શકે. બીજી વખત સત્યાગ્રહ સંગ્રામ માંડવો રહેશે. મહાત્માજીની આ જીદ મારા સમજવામાં આવી શકી નહિ. તેથી મેં દલીલ કરી કે 'આવા એક મામૂલી વાક્ય માટે આટલી બધી ખેંચતાણ શાને?'

એમને ત્યાં જમવા તેડી જતા હતા. મારે માટે ખાસ મહેનત લઈને જુદી જુદી જાતની વાનીઓ બનાવતા હતા. મેં એમને પહેલેથી કહી રાખ્યું હતું કે હું માંસ ખાઈશ નહિ. એથી એ મારે માટે ફળફળાદિના ઢગલા કરી દેતા હતા. ધોતિયાં, ખમીસ, ચાદરો એની તો એમને ત્યાં ખોટ જ નહોતી. મારે પહેરવા માટે એમણે કેટલાંય કપડાં તૈયાર કરી રાખ્યાં હતાં. દરરોજ મારાં કપડાં ધોવા એ તૈયાર રહેતા. એમણે જોડા અને સ્લીપર પણ પહેરવા આપ્યા હતા. વાર્તાઓમાં જાદુઈ વીંટીની વાતો આવ્યા કરે છે. એ વીંટી પહેરનારને મનમાગી ચીજ મળે છે. મને જાદુઈ વીંટી જ જાણે મળી ગઈ હતી. કહેવાનો ભાવાર્થ એ છે કે મારા ધોબીમિત્રો મારી આગળ મોંમાગી ચીજો હાજર કરી દેતા.

એમની વસ્તી ઝાઝી નહોતી, પરંતુ એ ખૂબ ઉદાર હતા. એક રવિવારે એ મારી પાસે આવ્યા, એમણે મારા આગળ રૂ. ૪૭૭) લાવીને મૂકી દીધા. એ સત્યાગ્રહી ભાઈઓની મદદ માટે હતા. ચાંદી, સોનું, ઘડિયાળ વગેરે કેટલીય ચીજો એમણે સત્યાગ્રહીઓની મદદમાં આપી હતી. એમના હૃદયની ઉદારતા એ વખતે જોવા જેવી હતી. જ્યારે અમે જનરલ સ્મટ્સ સાથે સમજૂતી કરીને પાછાં ફરવાના હતા, ત્યારે એ બધા ધોબીઓ અમને વળાવવા સ્ટેશને આવ્યા હતા. એ દિવસે પ્રાતઃકાળે ઉઘરાણું કરીને રૂ. ૧૪૫) લાવ્યા હતા. હું એ દિવસે, ખૂબ થાકેલો હતો. પરંતુ આ દયાળુ હૃદયના ધોબીઓની લાગણી જોઈ મારો બધો થાક ઊતરી ગયો. તાવનું દર્દ પણ વિસરી જવાયું. અત્યારે પણ રેલવેની મુસાફરી કરતી વખતે, દરિયા કિનારે ઊભા રહેતાં, દૂર દૂર જોતાં મને કોઈ કોઈ વખત પેલા પ્રિટોરિયાના ધોબીઓ યાદ આવે છે. એમના ઉદાર ચહેરા મારી નજર સામે તરવરી રહે છે.

દક્ષિણ આફ્રિકાથી પાછા ફર્યો પછી મેં એ ધોબીઓને કેટલાય કાગળ લખ્યા હતા; અને એમણે ગુજરાતી ભાષામાં એ કાગળોના જવાબ પણ લખ્યા હતા. એમનો અનુવાદ કરાવી વાંચતાં વાચતાં મારી અક્કલ બહેર મારી ગઈ હતી. દરેક ચિઠ્ઠીમાં એ લોકો બીજી વાતો સાથે એ તો ખાસ લખતા હતા કે 'અમે માતૃભૂમિનાં દર્શન કરવા ઇચ્છીએ છીએ. એટલા માટે અમે રૂપિયા ભેગા કરી રહ્યા છીએ. અમે બોલપુરમાં આપની સાથે આશ્રમમાં રહીશું.'

છ વરસ પછી હું ઈ. સ. ૧૯૧૯માં બીજી વાર દક્ષિણ આફ્રિકા ગયો, ત્યારે પણ એ બધા મને મળ્યા હતા અને મને ખૂબ ખવરાવ્યું હતું.

અમે પ્રિટોરિયામાં હતા તે દરમ્યાન ત્યાં માર્શલ લૉ ચાલતો હતો. રાતના આઠ વાગ્યા પછી ઘરની બહાર નીકળવાની પરવાનગી નહોતી. સરકારની પરવાનગી વગર કોઈ નીકળતું તો તેનું આવી બનતું. એક વખત ભૂલથી હું એ આફતમાં ફસાઈ પડ્યો હતો.

આઠ વાગ્યા પછી હું ઘર તરફ જતો હતો, પરંતુ પ્રભુકૃપાથી કોઈ ફોજી માણસે મને ટોક્યો નહિ.

## અમારી તીર્થયાત્રા

પ્રિટોરિયા છોડ્યા પછી ગાંધીજીએ કહ્યું : "મારે એક તીર્થ-સ્થાને જવું છે. તમે પણ મારી સાથે ચાલો.'

મેં પૂછ્યું : "ક્યાં જવું છે ?"

ગાંધીજીએ જવાબ દીધો : " જોહાન્સબર્ગમાં, મિ૦ ડોકની સ્ત્રીને ત્યાં.

અમે જોહાન્સબર્ગ પહોંચ્યા. ખૂબ ઠંડી પડતી હતી. હું તાવને લીધે કંપતો હતો. હડતાલને લીધે માર્શલ લૉ ચાલુ હતો, સ્ટેશને લશ્કરી પહેરો હતો. અમને લેવા આવેલા અમારા હિંદી મિત્ર સ્ટેશન બહાર ઊભા હતા. માર્શલ લૉને લીધે સભાબભા તો ભરી શકાય તેમ નહોતું, એટલે બીજા દહાડાની સવાર સુધી અમે છાપાંઓના ખબરપત્રીઓ સાથે વાતચીતો કરી. પછી જોહાન્સબર્ગના હિંદીઓને જનરલ સ્મટ્સ સાથે થયેલું સુલેહનામું વંચાવ્યું ત્યારે એમના આનંદનો પાર ન રહ્યો. તે પછી સાંજે અમે મિસિસ ડોકને મળવા તેમને ઘેર ગયા. આખે રસ્તે ગાંધીજી બિલકુલ બોલ્યા નહિ. અમે કંઈપણ વાતચીત કરી નહોતી. એમ થતું હતું કે અમે કોઈ અત્યંત પવિત્ર સ્થાનમાં છીએ. મહાત્માજી મિસિસ ડોકને પોતાની માતાની જેમ માનતા હતા. એ એમને માતાતુલ્ય કેમ માનતા હતા તે બતાવવા એક ઘટના જણાવવી પડશે.

સત્યાગ્રહ સંગ્રામમાં મહાત્માજીએ આંગળીઓની છાપ સ્વેચ્છાપૂર્વક કરી આપવાની ઇચ્છા જાહેર કરી તેથી કેટલાક પઠાણો નારાજ થઈ ગયા. તેમણે મહાત્માજીને કહ્યું : ' જો આપ આંગળીઓની છાપ આપશો તો અમે આપને જાનથી મારી નાખીશું.' ગાંધીજીએ પોતાની વાત સમજાવવા બહુ જ પ્રયત્ન કર્યો, ને કહ્યું હું સરકારના દબાણથી આંગળીઓની છાપ નથી પાડી આપતો, પરંતુ મારી ઇચ્છાથી હું આંગળીઓની છાપ પાડી આપું છું. છતાં એમની જાડી અક્કલમાં એ વાત ન સમજાઈ.

છેવટે ગાંધીજીએ કહ્યું : ' મેં સ્વેચ્છાપૂર્વક આંગળીઓની છાપ પાડી આપવાની પ્રતિજ્ઞા સરકાર રૂબરૂ કરી છે, હું એને કોઈ જ

સંજોગોમાં તોડી શકવાનો નથી. ભલે આપ મને મારી નાખો.'

એક મોટા હોલમાં જ્યાં આંગળીઓની છાપ લેવાતી હતી. ત્યાં આશરે ચારેક હજાર માણસો ભેગાં થયાં હતાં, ગાંધીજીએ બધાંની રૂબરૂ જઈને પોતાની દશેય આંગળાઓની છાપ પાડી આપી. પોતાનું નામ રજીસ્ટરમાં નોંધાવ્યું.

જ્યારે ગાંધીજી બહાર નીકળ્યા ત્યારે પઠાણોનું ટોળું બહાર ઊભું હતું. એક બેઅક્કલ પઠાણે ગાંધીજીને એટલી બધી લાકડીઓ મારી કે એ અધમૂઆ થઈ જમીન ઉપર પટકાઈ પડ્યા. એટલે પઠાણો ગાંધીજીને મૃત્યુ પામેલા સમજી ત્યાંથી પલાયન કરી ગયા.

જે દિવસે આ દુર્ભાગી બનાવ બન્યો હતો તે દિવસે પ્રાતઃકાળથી જ મિ. ડોક કે જે મહાત્માજીના પરમ મિત્ર હતા, તેમને જરાય ચેન પડતું નહોતું, કામમાં એમનું દિલ ચોંટતું નહોતું. પણ એમ થવાનું કારણ એમને કંઈ જ સમજાતું નહોતું. પ્રાતઃકાળ પૂરો થયો, પરંતુ એમની ચિંતા ઓછી થઈ નહિ. છેવટે એ બહાર ફરવા નીકળી પડ્યા. એ ઘર બહાર નીકળતા હતા તેવામાં જ લોકોએ તેમને 'પઠાણો અને ગાંધીજી' વાળી ઘટના કહી સંભળાવીને જણાવ્યું કે ગાંધીજીને કોઈએ મારી નાખ્યા.'

સમાચાર સાંભળતાં જ મિ. ડોક તરત જ તે સ્થળે જઈ પહોંચ્યા. ગાંધીજી ચતાપાટ પડ્યા હતા. થોડીવારે તેમને કંઈક ભાન આવ્યું, પોલીસના માણસો ત્યાં પહોંચી ગયા અને પૂછવાં જેવા બે ચાર પ્રશ્નો ગાંધીજીને પૂછી લીધા. એટલે પછી મિ. ડોક તેમને પોતાની જાતે ઊંચકીને પોતાની ગાડીમાં ઘાલી પોતાને બંગલે લઈ ગયા. આખો દહાડો ને રાત મિ. ડોકની સ્ત્રી અને પુત્રીએ એમની સેવા ચાકરી કરી. સેંકડો હિંદીઓ ગાંધીજીને મળવા ત્યાં આવતા હતા. મિસિસ ડોકે પોતાના તમામ ઓરડા હિંદીઓ માટે ખાલી કરી દીધા હતા. ગાંધીજીનું કહેવું છે કે : 'મને મૂર્છા વળી

ગયા બાદ કે ઝાઝી વેદના પછી જ્યારે જ્યારે હું મારી આંખો ખોલતો ત્યારે ત્યારે મારી સામે મિસિસ ડોકનું મુખારવિંદ અચૂક જણાતું પૂજ્ય માતાજીની પેઠે તેઓ મારી સેવા કરી રહ્યાં હતાં. મિસિસ ડોકના માતૃત્વ પ્રેમે જ મારા પ્રાણ બચાવ્યા' એમ કહું તો જરા ય ખોટું નથી."

ત્યારથી મિસિસ ડોક મહાત્માજીના પૂજ્યપાત્ર થઈ પડ્યાં હતાં.

આ બનાવ બન્યા પછી કેટલેક દહાડે ગાંધીજીના મિત્ર મિ. ડોક, જે બેપ્ટિસ્ટ મિશનરી હતા, એ રોડેશિયાના પશ્ચિમ ભાગના જંગલી લોકોમાં ધર્મપ્રચાર માટે ચાલ્યા ગયા. ત્યાંનાં હવાપાણી ભેજવાળાં હોવાથી એ તાવમાં પટકાઈ પડ્યા હતા. તાવની બીમારી આવી જવાથી એમણે ઘેર પાછા ફરવાનો વિચાર કર્યો. દુર્ભાગ્યે રસ્તામાં જ એ મૃત્યુ પામ્યા. તાર મારફતે એ શોક સમાચાર મિસિસ ડોકને મળ્યા, આવી રીતે એ વિધવા થયાં. એમનાં પુત્રપુત્રી પિતાવિહોણાં થઈ ગયાં.

જ્યારે અમે મિસિસ ડોકને ત્યાં પહોંચ્યા ત્યારે ગાંધીજીએ હિંદી રીત પ્રમાણે તેમને નમસ્કાર કર્યો. વિધવા માતા ગાંધીજીના આવવાની રાહ જ જોઈ રહ્યાં હતાં. ગાંધીજીને જોતાં એમના ચહેરા ઉપર આનંદની ટશરો ફૂટી નીકળી. મેં જોયું તો એમની આંખોમાંથી હેતનાં આંસુ ઉભરાઈ આવ્યાં હતાં. પઠાણોના મારથી ઘવાયલા મહાત્માજીને જે ઓરડામાં રાખવામાં આવ્યા હતા અને જ્યાં સેંકડો હિંદીઓ તેમની ખબર કાઢવા આવતા હતા, તે જ ઓરડામાં અમે બેઠાં હતાં.

મહાત્માજી અને મિસિસ ડોક એક ટેબલ આગળ બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. વાતમાં રહી રહીને મિસિસ ડોક કહેતાં રહેતાં કે: 'જુઓ તમે બહુ જ નબળા પડી ગયા લાગો છો. શરીર સાવ ઘેરાઈ ગયું છે. તબિયત સંભાળવાની ખાસ જરૂર છે.'

મિસિસ ગાંધીની માંદગીની વાત સાંભળીને તેઓ ઘેર ચિંતાતુર થયેલાં જણાયાં.

મિસિસ ડોકની નિઃસ્વાર્થ વાતોથી મને ખૂબ નવાઈ લાગી. એમણે પોતાના દુઃખનો તો એક હરફ સરખો ઉચ્ચાર્યો નહિ મિસિસ ડોકની દીકરી એક ખૂણામાં બેઠી હતી. એના મો ઉપર પણ એની માતાના જેવી જ કોમળતા પથરાયલી હતી. કમભાગ્યે અમે એમને ઘેર વધારે રોકાઈ શક્યા નહિ, કેમ કે જોહાન્સબર્ગમાં માર્શલ લૉ ચાલુ હતો. આઠ વાગ્યા પહેલાં તો અમારે અમારા મુકામ ઉપર પહોંચી જવાનું હતું, આઠ વાગ્યા પછી બહાર નીકળનારાઓ માટે માર્યા જવાની દહેશત હતી તેથી અમે મિસિસ ડોકની રજા લઈને બહાર સડક ઉપર આવ્યા, હડતાલને લીધે ભયંકર સૂમસામ હતુ. વચ્ચે વચ્ચે કોઈ હથિયારબંધ સિપાઈ ઘોડેસવાર થઈને આમથી તેમ પસાર થતો હતો, કોઈ વખત લશ્કરના માણસો કૂચ કરતા જતા માલમ પડતા હતા. ગલીઓમા ખૂબ જ ગંદકી જમા થઈ હતી અમારી ચોતરફ અશાન્ત વાતાવરણ હતું પરંતુ અમારા હૃદયમાં આનંદમય શાન્તિ હતી, કેમ કે અમે પવિત્ર સ્થળેથી પાછા ફરતા હતા, અમારી આરાધ્ય માતાજીનાં દર્શન કરીને, એની આગળ અમારી શ્રદ્ધારૂપી ભેટ ધરીને પાછા ફરતા હતા

विलायतमा मातानो स्वर्गवास

જોહાન્સબર્ગથી અમે ડરબન આવ્યા. તે વખતે મને તાવ આવેલો. ડરબન પહોચતા પહોચતામા તો હુ લથડી પડ્યો ડરબન સ્ટેશને પ્લેટફોર્મ ઉપર મિ પિયર્સને મને એક કાગળ આપ્યો તેમા લખ્યું હતું કે તમારાં માતાજી અત્યંત બીમાર છે તેમની હાલત દિનપ્રતિદિન લથડતી જાય છે' પત્ર વાચતા જ મને થયુ કે હવે મારાં માતાજી આ સંસારમાં નથી મે તરત જ એક તાર વિનાયત કર્યો આ વખતે મને ખૂબ ચિંતા

થતી હતી. મા કરતાં વધારે વહાલું આ દુનિયામાં કોણ હોઈ શકે ? ઘણા હિંદીઓ જનરલ સ્મટ્સ સાથે થયેલું સુલેહનામું જાણવા માગતા હતા. એટલા માટે હજારો માણસોની ભીડ જામી હતી. એમની સામે મારે બે શબ્દો બોલવાના હતા.

આવા કુસમયે—માતાની ચિંતાના ભાર વખતે મારે બે શબ્દો બોલવા એ પણ કઠણ વાત હતી, છતાં કર્તવ્ય સમજીને મારે બે શબ્દો કહેવા પડ્યા.

બપોર પછી મારા તારનો જવાબ ફરી વળ્યો; '૯ મી જાન્યુઆરીએ તમારાં માતાનો દેહોત્સર્ગ થઈ ગયો.' મેં એ તાર ગાંધીજીને મોકલ્યો. થોડી વારમાં કસ્તૂરબા જેલમાંથી છૂટેલી બીજી હિંદી સ્ત્રીઓને લઈને સહાનુભૂતિ દાખવવા મારી પાસે આવી પહોંચ્યાં. આ બધાંનાં દર્શન કરીને મારા હૈયાને કંઈક ટાઢક વળી. તે વખતથી મને થયું કે 'હિંદની સ્ત્રીઓ મારી માતા છે.' મારાં જીવનમાં મને અનેક વાર આ વાતની ખાતરી થઈ ગઈ છે. મારાં માતાએ એમની છેવટની બીમારીમાં કંઈ પણ ચિંતા કર્યા વગર મને હિંદમાતાની સેવા કરવા દક્ષિણ આફ્રિકા જવાની અનુમતિ આપી હતી. તેનું કારણ કે મારાં માતાજી હિંદીઓને પ્રેમથી પૂજતાં હતાં, એનો બદલો મને મળી ગયો છે. હું જ્યાં ગયો છું ત્યાં હિંદી સ્ત્રીઓએ મને પુત્રની જેમ ગણ્યો છે. મારી ખાત્રી છે કે એ જાણીને મારાં માતાના આત્માને સ્વર્ગમાં પણ સુખ થતું હશે.

માતાના મૃત્યુપછી હું એકાદ અઠવાડિયું ફીનિક્સ આશ્રમમાં ગાંધીજી પાસે એકાન્તમાં રહ્યો. એ સમય મેં શાન્તિપૂર્વક, પરમાત્માના ભજનમાં અને માના સદ્‌ગુણોનાં મીઠાં સ્મરણોમાં વિતાવ્યો.

ત્યાર પછી હું કેપટાઉન ગયો. થોડા દહાડા પછી મહાત્મા

ગાંધીજી પણ ત્યાં આવ્યા. ત્યાં અમે થોડા દહાડા સાથે રહ્યા. અહીંના વિશ્વવિદ્યાલયમાં મેં 'કવિવર રવીન્દ્રનાથ ટાગોરનું જીવન અને કાવ્ય' એ ઉપર ભાષણ આપ્યું. થોડા વખત પછી પાર્લામેન્ટના સભ્યો સામે બીજી વખત કવિવર ઉપર ભાષણ આપ્યું. એ સભાના પ્રમુખ દક્ષિણ આફ્રિકાના ગવર્નર જનરલ લોર્ડ ગ્લેડસ્ટન હતા. લોકો કહે છે કે આ વ્યાખ્યાનની ભારે અસર થઈ. જ્યારે પાર્લામેન્ટના સભ્યોએ કવિવર રવીન્દ્રનાથની સર્વોચ્ચ પ્રતિભા સંબંધી સાંભળ્યું ત્યારે એમને થયું કે હિંદ માત્ર ગુલામોની જ માતૃભૂમિ નથી. હિંદ સંબંધી તેમના વિચારો ફેરવાઈ ગયા. એમના આ વિચાર પરિવર્તનથી 'ઇંડિયન રિલીફ ઍક્ટ' પસાર થવામાં ઘણી સરળતા થઈ ગઈ.

**લોર્ડ ગ્લેડસ્ટનના પ્રમુખપણે વ્યાખ્યાન**

મારા વ્યાખ્યાનના ઉપસંહારમાં લોર્ડ ગ્લેડસ્ટને કહ્યું હતું: "લંડનની પાઠશાળામાં ભારતનો પ્રાચીન ઇતિહાસ વાંચીને હું છક થઈ ગયો હતો. અહીંના યુરોપિયનોએ એવું ન સમજવું જોઈએ કે, હિંદ નાતાલને મજૂરો પૂરા પાડનારો જ એક દેશ છે. ઊલટપક્ષે ભારત એક એવો દેશ છે કે જેણે કવિવર રવીન્દ્રનાથ જેવા પુત્રરત્ન પેદા કરીને દુનિયાના લોકોને છક કરી નાખ્યા છે."

**दक्षिण आफ्रिकामां मि. ॲन्ड्रूजनुं काम**

દક્ષિણ આફ્રિકામાં મિ. ઍન્ડ્રૂઝે જે કામ કર્યું હતું. તેમાંની થોડીક વાતો હજી બાકી રહી જાય છે. ઍન્ડ્રૂઝનો સ્વભાવ સૌ કોઈને ગમી જાય એવો હતો. તા. ૨ જાન્યુઆરી ૧૯૧૪માં ડરબનમાં ભાષણ આપતાં એમણે કહ્યું હતું કે "અમે હિંદમાંથી એક સંદેશો લાવ્યા છીએ. એ સંદેશો 'પ્રેમ'નો છે. આ ભૂમિ ઉપર પગ મૂકતાં જ અમને અસંખ્ય હિંદુઓનાં મુખારવિંદો જોવાનું

સદ્ભાગ્ય પ્રાપ્ત થયું, એ જોઈને અમારાં હૈયાં નાચી ઊઠ્યાં છે. હિંદને હું ઘણા ઘણા હેતથી ચાહું છું. એવું જ હિંદ મને અહીં પણ વસતું જણાય છે. હું અને મિ. પિયર્સન બંને જોઈએ છીએ કે અમે કોઈ પરાયા મુલકમાં આવ્યા નથી. અમે પ્રેમ અને દોસ્તીવાળા દેશમાં આવી પહોંચ્યા છીએ. હિંદ આપના તરફ બેપરવાહ નથી. હિંદીઓનો એક પણ દિવસ એવો વીતતો નથી કે જે દિવસે આપ સૌને સંભારતાં ન હોય કે આપના હિત માટે ઈશ્વર પાસે પ્રાર્થના ન કરતા હોય!

દક્ષિણ આફ્રિકા સંબંધીના પ્રશ્નમાં હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરે સૌ ધર્મ અને જાતિના લોકો એકમત છે. મુસલમાનોમાં અમારા સંખ્યાબંધ દોસ્તો છે. એવી જ રીતે હિંદુઓમાં પણ ઘણા મિત્રો છે. અમારા પરમ મિત્ર કવિવર શ્રી. રવીન્દ્રનાથ ટાગોરે આપને એક સંદેશો કહેવડાવ્યો છે. તે એ છે કે:

सत्यं ज्ञानमनन्तं ब्रह्म ।
आनन्दरूपममृतं यद्विभाति ।
शान्तं शिवमद्वैतम् ।

અર્થાત : જે પરબ્રહ્મ સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને અનંતસ્વરૂપ છે; અને જે આનંદમય અમૃતથી પ્રકાશિત છે જે સુખદાયક છે, જે એક જ છે, અને જેના જેવો બીજો કોઈ નથી, તેનું હું ધ્યાન ધરું છું.".

પ્રિટોરિયામાં ભાષણ કરતાં મિ. એન્ડ્રૂઝે કહ્યું હતું : "હિંદમાં બે ઘરડા મુસલમાનો મારા મિત્ર હતા. એમને હું પિતાતુલ્ય ગણતો હતો, અને એ બન્ને મને પેટના દીકરા જેવો ગણતા હતા. એમનાં નામ મૌલવી નજિર અહમદ અને મૌલવી જકાઉલ્લા. એ બન્ને દિલ્હીના પ્રખ્યાત નગરજનો હતા. એમના શુદ્ધ ઉપદેશથી હું હિં

મુસલમાનો ઉપર એકસરખો પ્રેમ રાખવાનું શીખ્યો છું સેન્ટ સ્ટીફન્સ કૉલેજના પ્રિન્સિપાલ રુદ્ર પાસેથી મને ભારતવાસીઓની વિદ્વત્તાનું ગૌરવ જાણવાનું મળ્યું છે. મિ. રુદ્ર ખ્રિસ્તી થઈ ગયા છે, પરંતુ હિંદ ઉપર એ અગાધ પ્રેમ રાખે છે. મેં ગુરુકુળ કાંગડીના મહાત્મા મુન્શીરામ અને શાન્તિનિકેતન બોલપુરના ગુરુદેવ શ્રી. રવીન્દ્રનાથ ટાગોર પાસેથી ઋષિજીવનની પવિત્રતાનું જ્ઞાન મેળવ્યું છે. આથી હિંદ તરફ મને ખૂબ જ મમતા વધી ગઈ છે."

મિ. ઍન્ડ્રૂઝ દક્ષિણ આફ્રિકાના મોટામોટા રાજનીતિજ્ઞોને મળ્યા હતા, અને એમને પોતાના સ્વભાવની શીતળ છાયે મુગ્ધ બનાવી દીધા હતા. તેથી તેઓ હિંદના પ્રશ્નોને અચ્છી રીતે ભલાઈની નજરે જોતા થયા હતા.

જોહાન્સબર્ગમાં ભાષણ આપતાં મહાત્માજીએ કહેલું કે: કેપટાઉનના લોકોના કહેવા પ્રમાણે મારો નિ:સંદેહ વિશ્વાસ છે કે જે જે રાજનીતિજ્ઞો અને આગેવાન પુરુષોને મિ. ઍન્ડ્રૂઝ મળેલા, એ સૌનાં હૈયાં ઉપર મિ. ઍન્ડ્રૂઝના વિચારોનો ભારે પ્રભાવ પડ્યો હતો. મિ. ઍન્ડ્રૂઝ અહીં રહ્યા તો થોડા જ દિવસ છતાં તે દરમ્યાન જે જે લોકોના સહવાસમાં એ આવ્યા તે દરેકનાં દિલ સામ્રાજ્ય પ્રતિ તેમનાં જે કર્તવ્ય છે, એના ભાવોથી ઉભરાઈ જવા પામ્યાં હતાં એ નિ:શંક છે."

**दक्षिण आफ्रिकानी सफरनो मि. ऍन्ड्रूझ पर पडेलो प्रभाव**

દક્ષિણ આફ્રિકાની સફરથી મિ. ઍન્ડ્રૂઝના જીવન ઉપર ભારે અસર થઈ. દક્ષિણ આફ્રિકા જતાં પહેલાં એમના નામથી થોડાંક ભણેલાં ગણેલાં લોકો જ પરિચિત હતાં. પરંતુ દક્ષિણ આફ્રિકા ગયા પછી એમના નામની નોબત આખા સામ્રાજ્યમાં ફેલાઈ ગઈ.

દક્ષિણ આફ્રિકાનો પ્રશ્ન એકલા હિંદના હિતનો જ હતો એમ નહિ, પરંતુ બ્રિટિશ સામ્રાજ્યના હિતની દૃષ્ટિએ પણ મહત્ત્વનો હતો. આખા બ્રિટીશ સામ્રાજ્યમાં સત્યાગ્રહ સંબંધી સમાચારો છપાઈ રહ્યા હતા. લંડનની પાર્લામેન્ટ પણ ખળભળી ઊઠી હતી. આટલા બધા વખતથી લંડનની પાર્લામેન્ટને કોઈપણ હિંદના પ્રશ્ને આટલી બધી ભડકાવી નહોતી. એટલે અત્યારે એ ચિંતાગ્રસ્ત થઈ ગઈ હતી. જે વખતે દક્ષિણ આફ્રિકામાં રેલવેવાળાઓએ હડતાલ પાડી હતી, અને લોકો રાજ્યક્રાન્તિનાં સ્વપ્નો સેવતા હતા તે વખને ત્યાંની સરકાર હિંદના પ્રશ્નને અત્યંત મહત્ત્વનો જાણતી હતી, દરરોજ નવી નવી આશ્ચર્યકારક ઘટનાઓ બન્યે જતી હતી. પરિસ્થિતિ પણ બહુ ઉશ્કેરણીભરી હતી. 'હિંદનું સામ્રાજ્યમાં સ્થાન શું?' અને 'ભવિષ્યમાં ભારતનો બ્રિટિશ સામ્રાજ્ય સાથે કેવો સંબંધ હશે?' આવા આવા પ્રશ્નો ઉપર મિ. ઍન્ડ્રૂઝની વાત હવે પ્રમાણભૂત મનાવા લાગી હતી. પરંતુ આ મહત્ત્વપૂર્ણ પદ મિ. ઍન્ડ્રૂઝને એકાએક મળી ગયું નહોતું. ઈ. સ. ૧૯૧૪થી સાત વર્ષ સુધી એમણે બ્રિટિશ સામ્રાજ્ય સંબંધી પ્રશ્નોનો ઊંડો અભ્યાસ કર્યો હતો. અને પરિણામે જ એમને આ ગૌરવ પ્રાપ્ત થયું હતું.

મિ ઍન્ડ્રૂઝનું નામ જગપ્રસિદ્ધ થઈ ગયું છે, તે એમના દક્ષિણ આફ્રિકાની કામગીરીને લઈને જ હિંદનો ભણેલો વર્ગ તો એમને ઘણા વખતથી ઓળખતો હતો. દક્ષિણ આફ્રિકાના પ્રવાસે એમના જીવનમાં ભારે પરિવર્તન કરી નાખ્યું. કૉલેજના પ્રોફેસરના પદમાં, અને બ્રિટિશ સામ્રાજ્યના પ્રસિદ્ધ પુસ્તકના પદમાં ભારે અંતર છે. પરંતુ આ ઉશ્કેરણીભર્યા સમયમાં મિ. ઍન્ડ્રૂઝ બિલકુલ શાન્ત અને ગંભીર રહ્યા હતા. એનું કારણ મિ. ઍન્ડ્રૂઝના શબ્દોમાં સંભળાવવું ઠીક પડશે.

મિ. એન્ડ્રૂઝ કહે છે કે "દક્ષિણ આફ્રિકામાં મારા જે દિવસો વીત્યા, તે મારા જીવનમાં અત્યંત ઉશ્કેરણીભર્યા હતા, છતાં ત્રણ કારણોથી મેં એ દિવસોને શાન્તિથી વિતાવ્યા. પહેલું કારણ એ હતું કે: શાન્તિનિકેતનની 'શાન્તિ'નું ચિત્ર મારી નજર આગળ ખડું હતું. 'શાન્તિનિકેતનની શાન્તિ સંભારતાં મારા બધા ઉશ્કેરાટ શાન્ત પડી જતા. એ સિવાય કવિવરે મને મારી સહાયતા અને પ્રવાસી હિંદીઓ માટે નીચેના બે શ્લોકો શીખવ્યા હતા,–તેનો પ્રભાવ પણ મારા મન પર જેવો તેવો નહોતો.

ॐ सत्यं ज्ञानमनन्तं ब्रह्म आनंदरुपममृतं यद्विभाति।
शान्तं शिवमद्वैतम्॥
असतोमा सद्गमय। तमसोमा ज्योतिर्गमय।
मृत्योर्माऽमृतं गमय। आवीराविर्म्मे एधि रुद्र यत्ते
दक्षिणां मुखं तेन मां पाहि नित्यम्।

આ મંત્રોનો અર્થ પણ મેં સારી રીતે સમજી લીધો હતો. અને એને હું ઈશ્વર–સ્તવન કરતી વખતે નિત્ય રટતો રહેતો. એનાથી મારું હૈયું અપૂર્વ શાન્તિ અનુભવતું હતું. બીજું કારણ ગાંધીજીનો સત્સંગ હતો. પેલા મહાન સત્યાગ્રહ સગ્રામ વખતે મહાત્માજી બિલકુલ શાન્ત હતા. જ્યારે કોઈ વખત હું મહાત્માજીના કાર્યનો વિચાર કરતો, ત્યારે મને શ્રીમદ્ ભગવદ્ગીતાના 'નિષ્કામ કર્મ' ની વાત યાદ આવી જતી. જેવી રીતે શ્રીકૃષ્ણ મહાભારતના યુદ્ધમાં અર્જુનના ચંચળ હૃદયને સ્થિર કરી દીધું હતું એવી રીતે મહાત્માજી પ્રવાસી હિંદીઓની શક્તિઓને ઘણી ધીરજથી વાપરી રહ્યા હતા. એ મહાન યુદ્ધની વચ્ચે એમની ચારે બાજુ જે બની રહ્યું હતું તે એ શાન્ત ચિત્તે જોયા કરતા હતા. એમનું મન કદી અસ્થિર થયેલું

અમે જોયું નહોતું. આ બાબત હું મિ. પિયર્સન સાથે ઘણી વખત વાતચીત કરતો. અને એ નિશ્ચય પર આવતો કે 'ખરેખર મહાત્માજી ગીતાજીનો 'નિષ્કામકર્મ' નો આદર્શપાઠ જગત, આગળ ખડો કરી રહ્યા છે. ડરબનનું એક દૃશ્ય પણ હજી સુધી મારી નજર સામે તરવરી આવે છે. લગભગ એકહજાર તામિલી સ્ત્રીઓ એમની આજુબાજુ વિંટળાઈ વળી હતી. એ પોતાનાં બાળકોને ગાંધીજી પાસે આશીર્વાદ માટે લાવી હતી. મહાત્માજી એ બાળકોને પોતાના ખોળામાં લઈને હસતાં હસતાં આશીર્વાદ દેતા હતા, ત્યારે મને એમનું મુખકમળ જોતાં જોતાં સ્વયં પ્રભુ ઇશુનું સ્મરણ થઈ આવતું હતું. ત્રીજું કારણ એ હતું કે હું એ રાજનૈતિક પ્રકરણમાં સંડોવાયેલો હતો; છતાં મારું મન ધાર્મિક પ્રશ્નો સમજવામાં વધુ ગુંથાયેલું રહેતું હતું. ખ્રિસ્તી મત સંબંધી મારા વિચારોમાં પરિવર્તન થઈ રહ્યું હતું. રાત દહાડો જ્યારે મને થોડો પણ વખત મળતો ત્યારે હું એ જ ધાર્મિક પ્રશ્નોના વિચારો કર્યા કરતો હતો. રાજનૈતિક કામોમાં મંડ્યા રહેવા છતાં હું એમાં હજી પૂરેપૂરો લીન નહોતો બન્યો. દુનિયામાં ધર્મની મહાન શક્તિઓ શાં શાં કામ કરી રહી છે, એ વિચારો મારા મગજમાં ડહોળાયા કરતા હતા. ગાંધીજીના હિંદુ મુસલમાન અનુયાયીઓને આનંદપૂર્વક અત્યાચાર સહન કરતા જોઈને મને ખ્રિસ્તી ધર્મની શરૂઆતના દિવસો યાદ આવી જતા. જ્યારે જ્યારે મારે એમની વચ્ચે રહેવાનું થતું ત્યારે ત્યારે મને એમ થઈ આવતું કે પ્રાચીન કાળના ખ્રિસ્તીઓના એક નાનકડા ટોળામાં જાણે હું રહેતો ન હોઉં! જૂના વખતમાં ખ્રિસ્તીઓ ઉપર અત્યાચાર ગુજારવામાં આવતા ત્યારે એ લોકો જેવી રીતે હસતે મોઢે એ અત્યાચારો સહન કરી લેતા, એવી જ રીતે ગાંધીજી અને એમના સાથીઓ પણ દક્ષિણ આફ્રિકામાં જાતજાતનાં કષ્ટો સહન કરતા હતા. આ જોઈને અનેક જાતના વિચાર મારા મનમાં ઊઠતા હતા. હિંદથી દક્ષિણ આફ્રિકા જવાને હું નીકળ્યો ત્યારે

મહાત્મા ગોખલેજીએ મને કહ્યું હતું કે, 'મને બીક રહે છે કે દક્ષિણ આફ્રિકામાં આપને જે અનુભવ મળશે, એનાથી આપના ખ્રિસ્તીમત સંબંધી વિચારોને ભારે ધોકો પહોંચશે.'

ગોખલેજીની વાત અક્ષરશઃ સાચી નીવડી. પરંતુ ઘણી નવાઈ જેવી અસાધારણ વાત તો એ થઈ કે, મને મારા ખ્રિસ્તીમતના સાચા આદર્શોની શક્તિનું જીવતુંજાગતું ઉદાહરણ–મહાત્મા ગાંધીજી અને એમના અનુયાયીઓ કે જે હિંદુધર્મ પ્રમાણેના અહિંસા ધર્મનું પાલન કરતા હતા તે પ્રત્યક્ષ જોવાને મળ્યું, હવે જ મને એ વાત બરાબર સમજાઈ શકી કે બૌદ્ધધર્મના અને બાઈબલના ઉપદેશો એક સરખા જ છે. લાગલાગટ વરસો થયાં એક વિદ્યાર્થીની પેઠે પુસ્તકો વાંચી વાંચીને હું એ બાબતનો અભ્યાસ કરી રહ્યો હતો. પરંતુ દક્ષિણ આફ્રિકામાં એ પ્રશ્ન મારી નજર સામે જેવો સજીવ બની ઊભો રહ્યો. તેવો પહેલાં કદાપિ બન્યો ન હતો. મારા ધાર્મિક વિચારોમાં ઘણા ફેરફાર થયા છે પરંતુ આટલો મોટો ફેરફાર આ પહેલાં કદી થયો નહોતો. નવાઈ પામવા જેવી વાત તો એ હતી કે, મારી ચોગમ રાજનૈતિક ઝઘડાઓ જામી રહ્યા હતા. હું પોતે પણ એમાં ભળ્યો હતો. એ વખતે મારા અંતર જીવનમાં અનેરો ફેરફાર થઈ રહ્યો હતો. મારા આંતરજીવનના પરિવર્તનને લીધે જ હું એ ઉશ્કેરણીભરી રાજનૈતિક પરિસ્થિતિમાં પણ શાન્ત રહી શક્યો. એ વખતે મેં કવિવર રવીન્દ્રનાથને બે પત્રો દક્ષિણ આફ્રિકાથી લખ્યા હતા. એ પત્રો ઘણા લાંબા હતા. એમાં મેં ધર્મસંબંધી જ વિવરણ કર્યું હતું. રાજનૈતિક બાબત પર તો માત્ર બે ચાર જ લીટીઓ લખી હતી. દક્ષિણ આફ્રિકાથી વિલાયત ગયા પછી મેં મહાત્મા ગોખલેજીને મારા આધ્યાત્મિક વિચારો લખી જણાવ્યા હતા.

તેમના પરના પત્રમાં પણ રાજનૈતિક બાબતો બહુ જ થોડી લખી હતી.

એ વખતે ગોખલેજી બીમાર પડયા હતા. એમને પોતાને લાગતું હતું કે એ પોતે આ વખતે બચી શકશે નહિ. પરંતુ એ મરણપથારી પર રહ્યાં રહ્યાં એમણે મારી આધ્યાત્મિક વાતો તરફ જેટલું ધ્યાન આપ્યું એટલું રાજનીતિની વાતો તરફ ન આપ્યું. એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે સત્યાગ્રહ-સંગ્રામમાં મહાત્મા ગોખલેજી ખૂબ રસ લેતા હતા. એમણે એને માટે લાખો રૂપિયા પણ ભેગા કર્યા હતા. સાચી વાત તો એ છે કે ગોખલેજી જેટલા ધાર્મિક વૃત્તિના હતા તેટલા રાજકીય નહોતા. લોકો આ વાતને ઘણી વાર ભૂલી જાય છે. કેટલાય માણસોને મેં એમ કહેતા સાંભળ્યા છે કે: 'ગોખલેજી તો પોલિટિકલ સંન્યાસી છે.' પરંતુ એમની સાથેના સહવાસથી અને એમની પ્રવૃત્તિઓનો જે અનુભવ મળી શકયો છે, તે પરથી હું કહી શકું છું કે 'પોલિટિકલ સંન્યાસી' એ શબ્દ પ્રયોગમાં હું 'સંન્યાસી' શબ્દ ઉપર વધારે ભાર મૂકું છું, અને 'પોલિટિકલ' ઉપર થોડો. મને એમનામા સંન્યાસીપણાની પ્રધાનતા જણાતી રહી છે. મને જણાયું છે કે એ અત્યંત ધાર્મિક પુરુષ હતા."

**સાચો ખ્રિસ્તી ક્યાં હતો?**

દક્ષિણ આફ્રિકાની સફરથી મને મારી વૃત્તિઓનો પણ સારો અનુભવ મળી ગયો. હું ઘણુંખરું પ્રશ્નોને ધાર્મિક નજરે જોયા કરતો હતો. રાજનૈતિક પ્રશ્નો પણ હું ધાર્મિક નજર સિવાય જોઈ શકતો નહિ.

ડરબનના પાદરીએ મને એમને ત્યાં દેવળમાં વ્યાખ્યાન આપવાને બોલાવ્યો. ત્યારે મેં વ્યાખ્યાન માટે '**પૂર્વથી બુદ્ધિમાન** માણસો આવ્યા.' બાઇબલનું આ એક જ વાકય પસંદ કર્યું.

એ વાક્યનો અર્થ કરીને 'નાતાલ એડવર્ટાઇઝર' નામે છાપાએ મારી ઠેકડી ઉડાડી લખ્યું કે: 'રેવરણ્ડ એન્ડ્રુઝ અને પિયર્સને એટલું બધું અભિમાન ન કરવું જોઈએ. અમે જાણીએ છીએ કે એ લોકો પૂર્વ એટલે હિંદમાંથી આવ્યા છે; પરંતુ જગતમાં એ એકલા જ બુદ્ધિમાન નથી. દુનિયામાં એમના જેવા ઘણાય બુદ્ધિમાન પડ્યા છે.'

ભાષણ કરીને હું દેવળ બહાર નીકળ્યો ત્યારે મને એ સાંભળીને ભારે દુઃખ થયું. મહાત્મા ગાંધીજી મારું ભાષણ સાંભળવા દેવળમાં આવવાના હતા, પરંતુ એમને ગોરા લોકોએ પેસવા દીધેલા નહિ.

આ વખતે મારી આંખો સામે બે ચિત્ર ખડાં હતાં. એક પ્રભુ ઇશુનું પવિત્ર દેવળ અને બીજો ફીનિક્સનો આશ્રમ.

એક વખત સાંજને વખતે અમે ફીનિક્સ આશ્રમમાં બેઠા હતા. રાત્રે મહાત્માજીએ અમને 'પ્રેમ' ઉપર ભાષણ આપેલું. પતરે છાયેલા ઘરમાં અમે હિંદીઓ, આફ્રિકનો, અને યુરોપિયનો બધાં ભાંડુઓ એકબીજા સાથે પ્રેમપૂર્વક વાતો કરી રહ્યાં હતાં. અમે બધાં એક જ જાતની મુશ્કેલીઓ સહન કરી રહ્યાં હતાં, અને એકબીજાને સરખાં જ સમજતાં હતાં. જાતીય દ્વેષનું નામનિશાન અમારે અહીં નહોતું. મને રહી રહીને થઈ આવતું કે આ આશ્રમ કે જ્યાં સૌ હળીમળીને ભ્રાતૃભાવથી રહે છે, અને પેલું ગગનચુંબિત દેવળ, કે જ્યાંથી મહાત્માજીને ગોરાઓએ હાંકી કાઢ્યા હતા: એ બેમાંથી 'સાચો ખ્રિસ્તી ધર્મ ક્યાં છે? દેવળમાં કે આશ્રમમાં?' મારું દિલ પ્રત્યેક વખતે પોકારી ઊઠતું કે સાચો ખ્રિસ્તી ધર્મ ગાંધીજીના આશ્રમમાં જ છે. મતલબ કે દક્ષિણ આફ્રિકાના પ્રવાસથી મને એ વાત સમજાઈ ગઈ કે હિન્દુ અને ખ્રિસ્તી ધર્મના અસલ તત્ત્વોમાં કંઈ જ તફાવત નથી.

केपटाउनमां धर्म संबंधी व्याख्यान

કેપટાઉનના દેવળમાં જ્યારે મને ભાષણ આપવાનું કહેવામાં આવ્યું ત્યારે આ જ વાત છેડતાં મેં જણાવ્યું હતું કે 'મને એમ લાગે છે કે ખ્રિસ્તી ધર્મના આંતરભાવો પાશ્ચાત્ય દેશોથી વેગળા ખસતા જાય છે. કેમ કે પશ્ચિમ દેશવાસીઓ બે દેવોની પૂજા કરવા મંડયા છે. એક પૈસાની અને બીજી ગોરા રંગની ઉચ્ચતામાં વિશ્વાસની પૂર્વના અત્યાચાર પીડિત નિર્ધન માનવ-સમાજમાં મને જેટલા અસલી ખ્રિસ્તી ધર્મના ભાવો નજરે પડે છે, એટલા પશ્ચિમની ધનવાન જાતોમાં જણાતા નથી.'

એ ભાષણના અંતમાં મેં કહ્યું હતું કે 'અહીં દક્ષિણ આફ્રિકામાં સોનાની ખાણોની નજીક અનેક શહેરો વસ્યાં છે. હિંદી તેમ જ બીજી કાફર વસ્તીને આ શહેરો બહાર જુદા મહોલ્લામાં વસાવવામાં આવી છે. પરંતુ મને એ મહોલ્લામાં ભગવાન ઈશુનાં દર્શન જેટલાં થાય છે એટલાં આ વિશાળ શહેરોમાં નથી થતાં. એ શહેરો સોનાને લીધે આટલાં બધાં ધનવાન બન્યાં છે; એ નઠારી કમાણીનો પાપભાર એમને માથે છે. અનેક સાગરોમાં અને સમુદ્રતટોની પાસે મુસાફરી કરતી વખતે વારંવાર મારી આગળ આ જ દુઃખદાયક અને ભયંકર પ્રશ્ન ઉપસ્થિત થતો રહ્યો છે કે 'દુનિયાનાં આધુનિક વૈભવશાળી રાષ્ટ્રો, કે જેઓ કજિયાખોર અને પગથી માથા સુધી હથિયારસજ્જ છે તથા જેઓ પોતાના સ્વાર્થ કાજે મનુષ્યોના આત્માઓનો વેપાર કરી રહ્યાં છે, એ ઘણા દહાડા સુધી નમ્ર અને નિરહંકારી ઈશુનાં નિવાસ-સ્થાન બની રહે? શું એ સંભવિત છે? શું એ સમય પાસે નથી આવતો કે તે પોતે આવા રાષ્ટ્રોને કહેશે કે તમારું સત્યાનાશ જાઓ,” અને જગતની નિર્ધન અત્યાચાર પીડિત જાતિઓને કહેશે કે 'આવો તમે મારી પાસે આવો!'

આ શબ્દો મેં ઈ. સ. ૧૯૧૪ના એપ્રિલમાં ઉચ્ચાર્યા હતા અને ઑગસ્ટ ૧૯૧૪માં મહાયુદ્ધ શરૂ થયું. આ વ્યાખ્યાન મેં આપ્યું ત્યારે મને ખ્યાલ સરખો નહોતો, કે એ રાષ્ટ્રોનું સંકટ આટલું બધું પાસે છે. છતાં પણ મારા એ શબ્દો ભવિષ્યવાણીની જેમ સાચા પડ્યા. મેં મારું એ વ્યાખ્યાન મહાત્મા ગોખલેને વંચાવ્યું હતું; અને કવિવર રવીન્દ્રનાથ પર મેં લખેલા પત્રો પણ વાંચી સંભળાવ્યા હતા.

**दक्षिण आफ्रिकासे विलायत जाना**

કેપટાઉનથી આર. એમ. એસ. બ્રિટન નામની સ્ટીમરમાં હું વિલાયત જવા નીકળ્યો હતો. સ્ટીમર ઉપર હું ઘણું કરીને રાતના ત્રણ વાગ્યાથી જાગી જતો. ઊઠીને તારાભર્યા આકાશ તરફ મીટ માંડીને હું બેસી વિચારમગ્ન બની જતો હતો. એ વખતે મારું મન પ્રફુલ્લિત બની જતું. મારાં માતાના સ્વર્ગવાસથી મને દુઃખ તો પારાવાર ઊપજતું હતું, છતાં એમની આજ્ઞા પ્રમાણે પ્રવાસીહિંદીઓનું કામ કરી આવ્યા બદલ મને અંતરમાં પશ્ચાત્તાપ નહોતો થતો.

દરેક દરિયાઈ મુસાફરીમાં હું માંદો પડી જાઉં છું. તેમ આ વખતે પણ હું માંદગીમાં સપડાયો જ. દક્ષિણ આફ્રિકાથી પાછા ફરતી વખતનું એક દૃશ્ય હજી પણ મારી નજર સામે તરવરે છે.

મહાત્માજી અને કસ્તૂરબા મને સ્ટીમર સુધી વળાવવા આવ્યાં હતાં. કસ્તૂરબાની તબિયત હવે સુધરી ગઈ હતી. એમણે જ મને સ્ટીમર સુધી વળાવવા આવવાનો આગ્રહ કર્યો હતો. હું સ્ટીમરમાં ચઢ્યો ત્યારે કસ્તૂરબાએ મને ભાંગીતૂટી અંગ્રેજીમાં કહ્યું : 'તમે જાઓ છો તેથી અમને બધાંને ઘણી દિલગીરી થાય છે. અમે તમને ખૂબ ચાહીએ છીએ.' મેં મારા હૃદયમાં તે વખતે કહ્યું કે, સ્નેહમયી હિન્દુમાતા, સતી સાધ્વી પૂજ્ય મા! આજે આ પરદેશમાં તમે મને

જે સ્નેહદાન આ દીધું છે એને લીધે ભારતમાતા સાથે મારો સંબંધ ઓરગાઢ બંધાયો છે. મારાં માતાજીના સ્વર્ગવાસથી હું ઘણો દિલગીર છું. આ વખતે તમારા આ સ્નેહે મને ભારતીયપણાનો પાકો ભક્ત બનાવી દીધો છે. પરમાત્મા કરે ને હું તમારા આ પ્રેમનો બદલો ભારતમાતાની સેવા કરીને ચુકાવું. તમારો કોમળ સહાનુભૂતિપૂર્ણ માતૃપ્રેમ જીવતાં લગી મારાથી ભૂલી શકાશે નહિ તમારા આ સ્નેહને લીધે મારું જીવન અધિક ઉદાર અને પવિત્ર બની જશે.'

પછી સ્ટીમર જ્યારે બંદરેથી ઊપડી ત્યારે મેં જોયું તો મહાત્માજી અને કસ્તૂરબા એક ખૂણા ઉપર પોતાના બંને હાથ જોડીને આકાશ તરફ જોઈને મારી કુશળ સફર માટે પરમાત્મા પાસે પ્રાર્થના કરી રહ્યાં હતાં.

એ સુંદર દૃશ્ય જીંદગીભર મારાથી ભૂલી શકાશે નહિ. ચારે તરફ અથાગ સમુદ્ર હતો. એક ખડક પાણીમાં દૂર સુધી વધેલો હતો. એ ખડકના છેવટના ખૂણા ઉપર મહાત્મા ગાંધીજી અને કસ્તૂરબા ઊંચા હાથ કરીને ઊભાં હતાં. ઇંગ્લંડ નજીક પહોંચતાં પહોંચતાંમાં તો ઋતુ ઘણી ખરાબ થઈ ગઈ. પવન જોરથી ફૂંકાવા લાગ્યો, ઠંડનો કંઈ પાર ન રહ્યો.

**વિલાયતમાં મહાત્મા ગોખલેજી સાથે**

માર્ચના પહેલા અઠવાડિયામાં હું વિલાયત પહોંચ્યો. મારું માનવું હતું કે મારા ભાઈ સિવાય બીજા કોઈને મારા વિલાયત જવાની વાતની ખબર નહિ હોય! પરંતુ જ્યારે હું ત્યાં પહોંચ્યો ત્યારે તો વૉટરલૂના સ્ટેશન ઉપર મને લેવાને માટે ઘણા હિંદીઓ ભેગા થયા હતા. ભયંકર ઠંડી વેઠીને પણ એ બધાં ઘેરથી સ્ટેશન પર આવ્યાં હતાં. શ્રીમતી સરોજિની નાયડુ ફૂલોનો હાર લઈને ઊભાં હતાં. લંડનના પ્રવાસી હિંદી ભાઈઓની આ કૃપા જોઈને મારું હૃદય ભરાઈ આવ્યું.

દક્ષિણ આફ્રિકાવાળા મિ. સોરાબજી મને એમને ત્યાં લઈ ગયા. વર્તમાનપત્રોના ઘણા સંપાદકો મારી સાથે વાતો કરવા આવ્યા. 'ટાઇમ્સ' અને બીજાં આગેવાન પત્રોના માલિકોએ મને દક્ષિણ આફ્રિકાના સુલેહનામા સંબંધમાં કંઈક લખવાનું સૂચવ્યું. પછી હું તરત જ ગોખલેજી પાસે ઊપડી ગયો. એ વખતે એ ઘણા માંદા હતા. ઘણી થોડી વારમાં ગોખલેજીને મેં દક્ષિણ આફ્રિકાનો બધો મામલો ટૂંકમાં સમજાવી દીધો સુલેહનામાની તમામ વાતથી એમને વાકેફ કર્યા. મહાત્મા ગોખલેજીની દરેક વાતમાં જે વાતો એમણે ગાંધીજી સંબંધી કહી તેમાં શુદ્ધ પ્રેમભાવ નીતરતો હતો. છેવટે ગોખલેજીએ હસતાં હસતાં કહ્યું : 'માલૂમ પડે છે કે બહુ જ પરિશ્રમ કરવાથી તમે પણ તમારી તબિયત બગાડી રહ્યા છો. હવે તમારે પૂરેપૂરો આરામ લઈને જ જે તે કામકાજ કરવું.' ગોખલેજીની આ શિખામણ સાંભળીને મને હસવું આવી ગયું. ને સામું પૂછ્યું : 'અને ત્યારે આપ શું કરો છો?'

જે વખતે હું દિલ્હીથી દક્ષિણ આફ્રિકા જવા તૈયાર થયો ત્યારે ગોખલેજી દિલ્હીમાં હતા અને ખૂબ પરિશ્રમ કરતા હતા. તે વખતે મેં એમને ટકોર્યા હતા કે, આપ આટલો બધો પરિશ્રમ ન કરતા રહેશો. એથી આપની તંદુરસ્તીને ભારે નુકસાન પહોંચશે.' મારા જ શબ્દો લંડનમાં ગોખલેજીએ મારે હવાલે કર્યા.

ડૉક્ટરે એમને રાજકીય વાતો કરવાની ના પાડી હતી. કેમ કે એથી એમની લાગણી ઝણઝણી ઊઠતી. એથી એમની આગળ ખૂબ જ થોડી રાજકીય વાતો મેં કહી. પહેલાં હું કહી જ ગયો છું કે ગોખલેજીને મારા ધાર્મિક વિચારો ખૂબ ગમતા. ગોખલેજીને સત્યાગ્રહ સંગ્રામના વિજયથી ભારે આનંદ થયો.

એ સંગ્રામની વાત અહીં જણાવવા જેવી છે.

દક્ષિણ આફ્રિકામાં યુનિયન સરકારે હિંદીઓના સવાલ પર એક કમિશન નીમ્યું હતું મહાત્માજીએ એ કમિશન આગળ જુબાની આપવાની ના પાડી હતી. તે વેળા મહાત્મા ગોખલેજીએ ગાંધીજીને તાર કર્યો હતો કે 'આપે હિંદીઓની સાથે કમિશન સામે જુબાની આપવી જોઈએ.' ગાંધીજી એ વાતના વિરોધી હતા. તેઓની દલીલ એ હતી કે 'જે કમિશનની નિમણુક અમારી સંમતિ વગર કરવામાં આવી છે તેની આગળ જુબાની આપવી એ અમારે માટે અપમાનજનક છે. 'હું પણ ગાંધીજી સાથે આ બાબતમાં સહમત હતો. તે પછી ગોખલેજીએ ફરીથી બીજો એક તાર મોકલ્યો હતો કે 'આપ કમિશન રુબરુ જુબાની આપો જ.' એ વખતે ગાંધીજીને ઘણું જ દુઃખ થયું તેની સાથે જ તેમના મુખમાંથી ઉદ્‌ગાર નીસરી પડ્યા કે 'ગોખલે મારા રાજનૈતિક ગુરુ છે. એમની આજ્ઞાને અવગણવી એ મારે માટે અત્યંત કષ્ટદાયક છે, તથાપિ મારે ફરીથી એમની આજ્ઞા ઉથાપવી પડશે.'

મે ગોખલેજીને એ તમામ વાત કહી સંભળાવી, એ સાંભળીને એમનું હૈયું નરમઘેંસ બની ગયુ, તોપણ એ જુબાની નહિ આપવાની અમારી નીતિ સાથે સહમત થયા નહિ તે નહિ જ. એમની માન્યતા તો હજી પણ એવી ને એવી જ બની રહી કે કમિશન રુબરુ જુબાની આપી હોત તો ઠીક થાત. વારુ. એતો જેમ બનવાનું હતું તેમ બની ગયું. પણ ગોખલેજીને ગાંધીજીના વિજયથી અત્યંત હર્ષ થયો હતો, એ તો નિર્વિવાદ.

મહાત્મા ગોખલેને મળ્યા પછી મારા મનમાં મારા પિતાજીનાં દર્શન કરવાની ભારે ઇચ્છા પ્રગટી હતી. તદુપરાંત મારાં સ્વર્ગસ્થ માતાજીના મૃત્યુ સમયની તમામ હકીકત જાણવા માગતો હતો. અને એમ પણ હતું કે મારા જવાથી વૃદ્ધ પિતાજીને અને બહેનોને આશ્વા-

સન મળશે. હું ઘેર પહોંચ્યો ત્યારે મારી બહેનોએ મને કહ્યું; 'મરતી વખતે માતાજીએ તમને ખૂબ યાદ કર્યા હતા. એમણે ઘણી વખત આનંદમાં આવી જઈને કહ્યું હતું કે, આનંદની વાત તો એ છે કે મારો પુત્ર ચાર્લી એનું કર્તવ્ય પાલન કરી રહ્યો છે, એ ખૂબ ચાંદાં રહ્યાં હતાં.'

માતાના મૃત્યુથી પિતાજીને ખૂબ જ દુઃખ થયું હતું. એ ઘણા અશક્ત બની ગયા હતા. મારી બહેનો એમની સેવાચાકરી કરતી હતી. ખૂબ શાંતિથી મારા પિતાજીએ દક્ષિણ આફ્રિકા સંબંધી મારી વાતો સાંભળી. એ વાતો જાણવા એ ખૂબ જ આતુર હતા. એમણે નાનામાં નાની વાતો પણ મને પૂછી જોઈ. એ વખતે મારા હાથમાં કવિશિરોમણિ શ્રી. રવીન્દ્રનાથ ટાગોરે લખેલો પત્ર આવી પડ્યો. એ વાંચીને મને હાર્દિક આનંદ થયો. લંડનમાં જ્યાં સુધી હું રહ્યો ત્યાં સુધી દરરોજ હું ગોખલેજી પાસે જતો હતો. હિંદના મદદનીશ મંત્રી ચાર્લ્સ રોબર્ટ્સ પાસે પણ હાઉસ ઑફ કૉમન્સમાં મારે જવાનું થતું.

દક્ષિણ આફ્રિકાના મામલા વિષેની હકીકત માટે હિંદી-ઑફિસ અને કૉલોનિયલ ઑફિસમાં પણ મારે જવું પડતું હતું. મારે સુપ્રસિદ્ધ ચિત્રકાર રાથેનસ્ટીનને પણ મળવું હતું. એક વખત, હું એમને ત્યાં જવા ગાડીમાં બેસવા જતો હતો એવામાં જ મને ઘૂંટણમાં એક સખત ઈજા થઈ. એ ઈજા બહુ દહાડા સુધી પહોંચી. કામની એટલી બધી ધમાલ હતી કે મારે લંગડાતે પગે પણ આમતેમ દોડાદોડ કરવી પડતી હતી. વારંવાર પગ ફેરવવાનો હોવાથી જખમ છણાતો અને મટવામાં વખત લેતો. ફુરસદનો વખત બને તેટલો હું પિતાજીની સેવામાં ગાળતો. લંડનમાં ફરી હું ગોખલેજીને મળ્યો ત્યારે પણ મેં એમની સાથે રાજકીય વાતો મુદ્દલ છેડેલી જ નહિ. પૂર્વના દેશોના

પ્રવાસથી મારા ધાર્મિક વિચારોમાં પણ ફેરફાર થયો હતો. એ વિચારો મેં એમને કહી સંભળાવ્યા ને એમણે ધ્યાનપૂર્વક સાંભળી લીધા. છેવટે મારે હિંદ પાછા ફરવાના દિવસો નજદીક આવતા ગયા. આ વખતે હું ઇંગ્લંડમાં ૧૫ દિવસથી વધારે રોકાયો નહોતો. આટલી ટૂંકી મુદતમાં પણ મારે ખૂબ દોડધામ કરવી પડેલી. એપ્રિલ ઈ. સ. ૧૯૧૪માં હું હિંદ પાછો ફરી ગયો.

આ પ્રકરણ પૂર્ણ કરતાં પહેલાં મિ. પિયર્સને દક્ષિણ આફ્રિકાના પ્રવાસીઓની કરેલી અમૂલ્ય સેવાની નોંધ લેવાનું આવશ્યક થઈ પડે છે. તેઓ નાતાલમાં ખૂબ ઘૂમ્યા હતા. મજૂરોની–કુલીઓની દુર્દશા એમણે નજરે જોઈ હતી, અને એ સંબંધી 'મોડર્ન રિવ્યૂ'માં સુંદર રિપોર્ટ છપાવ્યો હતો. મિ પિયર્સનની કામગીરીની એક વાત અહીં લખવી અયોગ્ય નહિ ગણાય.

એક વાર મિ. પિયર્સન દક્ષિણ આફ્રિકાના કોઈ ગામે ખેતરોમાં ફરતા હતા. રાત પડતાં એમણે ત્યાં જ રાતવાસો કરવાનો ઠરાવ કર્યો. ત્યાં કોઈ ગોરાની એક કોઠી–વખાર હતી. મિ. પિયર્સને એ ઘરની માલિક ઘરડી સ્ત્રી પાસે જઈને કહ્યું: 'આપની પરવાનગી હોય તો હું અહીં રહેવા માગું છું.' એ ડોશીએ પણ ખુશીથી. પિયર્સનને રહેવાની રજા આપી. ખાતાં–ખાતાં એમણે કહ્યું: 'હું હિંદુસ્તાનથી આવ્યો છું.' એ સાંભળતા જ ડોશી બોલી ઊઠી 'હેં' તમે પેલા માણસ સંબંધી જાણો છો કે જેનું નામ એન્ડ્રૂઝ છે? હું દિલ ખોલીને એને બે વાતો સંભળાવવા ઇચ્છું છું. એ વાત ઉપર જરા ધ્યાન આપો કે એણે એક એશિયાવાસીના પગ દાબ્યા! શું તમે પહેલાં કોઈ વખત આવી વાત સાંભળી હતી?'

એ સાંભળીને મિ. પિયર્સન ખડખડાટ હસી પડ્યા, પછી

બોલ્યા: 'એન્ડ્રૂઝ તો મારો જિગરજાન દોસ્ત છે. અમે સાથે જ આવ્યા છીએ. જે કામ એમણે કર્યું તે કામ હું પણ ખુશીથી કરું.'

એ સાંભળીને ડોશી નવાઈ પામી; પરંતુ એ મિ. પિયર્સનની મીઠી વાણીથી ખૂબ ખુશ થઈ ગઈ હતી. બીજે દિવસે મળસ્કે મિ. પિયર્સન પાછા ફર્યા. દક્ષિણ આફ્રિકાના જે જે લોકોના સંસર્ગમાં એ આવ્યા હતા તે તે લોકો એમને વખાણતા હતા. કટ્ટરવિરોધી યુરોપિયનો પણ એમની વાત સાંભળીને દક્ષિણ આફ્રિકામાં વસેલા હિંદી પ્રવાસીઓના શુભચિંતક બની ગયા હતા.

## ૮
# શાન્તિનિકેતનમાં

મિ. ઍન્ડ્રૂઝ વિલાયતથી એપ્રિલમાં પાછા ફર્યા. થોડા દહાડા દિલ્હીમાં રહ્યા. મિશનરી મંડળને છેલ્લી સલામ કરી મે માસમાં કવિવર રવીન્દ્રનાથ પાસે નૈનીતાલ પહોંચી ગયા.

જૂન ૧૯૧૪માં શાન્તિનિકેતન પાછા ફર્યા, અને કાયમ માટે ત્યાં જ રહ્યા. એમના સ્વાગત માટે કવિશ્રીએ નીચેના ભાવનું સ્વાગત ગીત ખાસ રચ્યું હતું :—

સ્વાગત ગીત

પશ્ચિમને તીરથી પ્રાણરસધાર
લાવનાર બંધુ તને કરીએ નમસ્કાર!
પૂર્વના દિલની સુગંધી પુષ્પમાળ
કંઠે ધારણ કર કરીએ નમસ્કાર!
તવ પ્રેમે ઉઘાડી દીધાં દ્વાર
સુખે પ્રવેશ બંધુ કરીએ નમસ્કાર!
તું સરખી ભેટ દેવા કિરપા કરનાર
ચરણોમાં તેના બંધુ કરીએ નમસ્કાર!

મહાત્માજીએ પોતાનાં બાળકો એમને સોંપી દીધાં. તેઓ પણ નવેમ્બર ૧૯૧૪ થી જ શાન્તિનિકેતનમાં રહેતાં થયાં હતાં. રવીન્દ્રબાબુએ એમને ઘણી ખુશીથી દાખલ કર્યાં હતાં. મિ પિય-

સંનની એમના ઉપર બહુ સારી દેખરેખ હતી. મહાયુદ્ધ ઈ. સ. ૧૯૧૪ના ઓગસ્ટમાં આરંભાયું, ત્યારે મહાત્માજી એ સમયે ઘાયલો માટે એમ્બ્યુલન્સ કોર ઊભી કરી રહ્યા હતા.

भयंकर बिमारी

આશ્રમમાં એન્ડ્રૂઝ બરાબર કામ કરવા લાગ્યા. એ સમયે તેઓ મિ. પિયર્સન સાથે એક જ ઓરડામાં રહેતા હતા, થોડા દહાડા પછી કવિવર રવીન્દ્રનાથની વર્ષગાંઠ ઉપર તેઓ કલકત્તા ગયા. કલકત્તાથી ત્રીજા વર્ગના ડબ્બામાં મુસાફરી કરીને પાછા શાન્તિનિકેતન આવ્યા. ત્રીજો એટલો બધો ગંદો રહે છે. કે ન પૂછો વાત! કેટલાક કલાક એ ગંદા ડબ્બામાં બેસવાનું થવાથી એન્ડ્રૂઝની તબિયત પાછી બગડી આવી. આશ્રમમાં આવ્યા પછી તરત જ એમને કોલેરા લાગુ પડી ગયો. એ વખતે આશ્રમમાં કોઈ નહોતું. તેથી પાછા કલકત્તા ભેગા થવાના વિચારથી એમણે ગાડીમાં બેસીને સ્ટેશને જવા પ્રયત્ન કર્યો. બોલપુરમાં કૉલેરાનો ઇલાજ કરે એવો કોઈ ડૉક્ટર નહોતો. એમણે કલકત્તા જવાનો ઇરાદો કર્યો હતો. પરંતુ અશક્તિ એમને એટલી બધી આવી ગઈ હતી કે પોતે સ્ટેશન જવાની તૈયારી કરતાં કરતાં તો બેભાન બની ગયા. ભાન આવતાં છેવટે એમણે વિચાર્યું કે, હવે કલકત્તે જવાય તેમ નથી. આથી એ શાન્તિનિકેતનમાં જ રહ્યા. આખી રાત આખા શરીરમાં કળતર થતી રહી. આ સંબંધમાં એન્ડ્રૂઝ સાહેબ કહે છે કે: 'હું માંદો પડ્યા પછી ૧૭–૧૮ કલાકે બર્દવાનનો ડૉક્ટર આવ્યા. એ વખતે મારી બીમારી એટલી બધી વધી ગઈ હતી કે લગભગ હું મરણને કિનારે પહોંચી ગયો હતો. ડૉક્ટરે આવીને બે વાર ઇન્જેક્શન આપ્યાં. ઈશ્વરકૃપાએ એનાથી ઘણો લાભ થયો. એનાથી જ હું બચી ગયો. બાકી જીવવાની કંઈ જ આશા મારે માટે નહોતી. ગુરુદેવને તાર કર્યો. એઓ રાત્રે ૧૧ વાગ્યે કલકત્તેથી આવી પહોંચ્યા. હું કંઈ જ બોલી શકતો નહોતો,

ફક્ત એમનું મોં જ જોઈ શકતો હતો. આખો દિવસ મને એટલી બધી પીડા થતી રહી કે મને જીવવાનું મુશ્કેલ લાગવા માંડયું. મારા મનમાં રહી રહીને એ જ વિચાર ઉભરાતા રહ્યા કે 'આ દરદ કરતાં તો મોત બહેતર!' પરંતુ ગુરુદેવનાં દર્શન થતાં જ મારી જીવવાની આશા પાછી જાગૃત થઈ આવી. એ વખતે આશ્રમનાં ત્રણ ચાર બાળકોએ મારી સારી સેવા ઉઠાવેલી. મારા નોકર જોહરે તો મને પોતાના પુત્ર જેવો ગણીને રાત દહાડો મારી ચાકરી કરેલી. કેટલાક દહાડા સુધી મારું દરદ ચાલુ રહ્યું. ઓરડામાં પંખો સરખો નહોતો. દિવસે મને ચેન પડતું નહોતું, ને રાત્રે ઊંઘ આવતી નહોતી.

ગુરુદેવ દરરોજ મારી પાસે આવીને ઘણી વાર સુધી બેસતા. એ વખતે મને એમ થઈ આવતું કે ગુરુદેવને મારી પાસે બેસવાથી કૉલેરાનો ચેપ તો નહિ લાગી જાય! જ્યારે મારી તબિયત જરા ઠીક થઈ ત્યારે મને કલકત્તા મોકલવામાં આવ્યો. ત્યાંના દવાખાનામાં થોડાક દહાડા રહ્યા પછી હું સિમલા ગયો, કેમ કે કલકત્તામાં ગરમી ઝાઝી પડતી હતી."

**સિમલામાં પહેલું અને કુલીપ્રથા બંધ કરાવવા પ્રયત્નો**

મિ. ઍન્ડ્રૂઝ સિમલા ગયા. છતાં એમને જોઈએ તેવો આરામ ત્યાં મળી શક્યો નહિ. એમને ભારે પરિશ્રમ કરવો પડતો, કેમ કે આ વખતે એમને કુલીપ્રથા સમૂળી બંધ કરાવવા માટે અનેક લેખ લખવા પડયા. લૉર્ડ હાર્ડિંજ પાસે એમને વારંવાર જવું પડતું હતું. એ સમયની એક ઘટના મિ. ઍન્ડ્રૂઝના જ શબ્દોમાં સાંભળવા જેવી છે.

"સિમલામાં અશક્તિને લીધે એક દિવસ હું આરામખુરશી ઉપર બેઠેલો હતો. નહોતો ઊંઘતો કે નહોતો જાગતો. એ વખતે મારી નજર સામે એક દૃશ્ય ખડું થયું અને હું જાગૃત સ્વપ્ન જોઉં છું. મેં

જોયું કે મારી આંખો સામે એક હિંદી મજૂર ઊભો છે, એના બરડા ઉપર કોરડાના સોળ ઊઠેલા છે. હું દક્ષિણ આફ્રિકાના મારા પ્રવાસમાં, મેં મહાત્મા ગાંધીજીને ત્યાં એક એવો જ મજૂર જોયો હતો. બનવા જોગ છે કે એ જ મજૂરનું સ્મરણ મારા મનમાં જાગૃત થઈ આવ્યું હશે. તે પછી થોડી વારમાં હું શું જોઉં છું તો મજૂરના ચહેરાને બદલે પ્રભુ ઈશુખ્રિસ્તનો ચહેરો જણાવા લાગ્યો. પ્રભુ ઈશુ ખ્રિસ્તનો એ ચહેરો બહુ દુઃખિયારો જણાતો હતો. એ જોતાં બરાબર ઊઠીને બેઠો થઈ ગયો, અને મનમાં ને મનમાં ગણગણવા લાગ્યો કે 'શરતના બંધનની બેડીમાં જકડાયેલો આ ગરીબ હિંદી મજૂર વર્ગ જ મારે માટે 'પ્રભુ ઈશુ ખ્રિસ્ત' છે. હવે હું એની જ સેવા કરીશ.'

એ માટે મેં નીચેની મતલબની એક અંગ્રેજી કવિતા પણ બનાવી કાઢીઃ—

×શરતબંધીની ગુલામી બેડીમાં
જકડાયલા ગિરમિટિયા કુલીની
પીઠ પર અને બાવડા પર જેના
ઊઠ્યા છે સોળો અગણિત એવાનું
મુખડું પડતાં જો નજરે તંદ્રામાં
હચમચ્યું હૈયું ને અશ્રુ ઉભરાયાં નેનોમાં
કરુણ એ દશ્યે ખાધો તત્કાળ પલટો.
અને આહા! એ કુલીના દયાર્દ્રનેત્રોમાં
દેખાવા લાગ્યું મને મુખડું પ્રભુજી તારું
જે નિત્ય શાંત સૌમ્ય ને અનંત સૌંદર્યવાળું
પ્રભુ દીનદયાળા! છેક ઊતરી ગયેલું!

×The indentured coolie,
There he crouched

આ દૃશ્ય ઉપર હું ક્યાં સુધી વિચાર કરતો જ રહ્યો, કે એનો હેતુ શો હશે? વિચારતાં વિચારતાં મને સૂઝી આવ્યું કે, મારે ફિજી જઈને કરારખતના બંધનમાં જકડાયલાં ગિરમિટિયાં ભાઈ બહેનોની દુર્દશા નજરે જોઈ આવવી. આ અરસામાં મારામાં અશક્તિ ઘણી હતી છતાં મારે ખૂબ મહેનત કરવી પડતી. લૉર્ડ હાર્ડિંજે મને જણાવ્યું હતું કે : 'કૉમર્સ ડિપાર્ટમેન્ટ મારફતે આ વિષયમાં એક ખરીતો વિલાયત હિંદી મંત્રીને નામે મોકલવાનું ઠરાવ્યું છે. એ ખરીતો તૈયાર કરવામાં તમારી મદદની અપેક્ષા રાખું છું.'

વાઇસરૉયની એ ઇચ્છા મુજબ એ મુસદ્દો ઘડવામાં મેંય યથાશક્તિ મદદ કરી. એ ખરીતો 'તા. ૧૫મી ઑક્ટોબર ૧૯૧૫નો ખરીતો' એ નામે ઓળખાયો. હિંદી સરકારે આ બાબતમાં પ્રાંતિક સરકારની સલાહ પણ પૂછી હતી. તેથી જે જે પ્રાંતિક ગવર્નરો સાથે મારે પણ પરિચય હતો તે સૌને મેં ખાનગી રીતે મારા તરફથી પત્રો લખ્યા હતા. આ બધું કામ મારે એકલાએ જ કરવું પડેલું. એ દિવસોમાં જ ઉપર કહેલું સ્વપ્ન મારા જોવામાં આવ્યું હતું.

એ સ્વપ્ન પછી એક દિવસ લાકડીને ટેકે ચાલતો ચાલતો હું લૉર્ડ હાર્ડિંજ પાસે ગયો ને કહ્યું : 'હું તો હવે ફિજી જઉં છું.'

---

Back and arms scarred, like a hunted thing
Terror stricken
All within me surged towards him
While the tears rushed.
Then, a change,
Through his eyes I saw thy glorious face
Ah the wonder!
*Calm, unveiled, in deathless beauty*
Lord of sorrow.

ત્યાંના હિંદી મજૂરોની સ્થિતિ મારી આંખે જોઈ આવવાનો ઇરાદો રાખું છું.'

એમણે કહ્યું : 'મિ. એન્ડ્રૂઝ, દિલગીર છું કે શરતબંધીની પ્રથા બંધ કરવાનું વચન તો હું આપને આપી શકતો નથી. બે માણસોને મેં એમની દશા જોવા મોકલ્યા હતા. મને આશા હતી કે એ લોકો શરતબંધીની પ્રથા બંધ કરવાની ભલામણ કરશે; પણ મિ. મેકનીલે અને લાલા ચિમનલાલે એ રિવાજ ચાલુ રાખવાની ભલામણ કરી છે ! તો પછી બતાવો કે હું શું કરી શકું ? મારા હાથ તો હવે બિલકુલ હેઠા પડી ગયા છે. આવી દશામાં હું આપની સાથે વચનથી બંધાવા અસમર્થ છું.'

મેં કહ્યું : 'ફિકર નહિ, હું તો તો યે ફિજી જઈશ, અને ત્યાંથી આવીને બધી હકીકત આપની આગળ રજૂ કરીશ.'

**पहेली वार फिजीयात्रा**

તે પછી ગુરુદેવ રવીન્દ્રનાથની પાસે ફિજી જવાની આજ્ઞા માગતાં નિવેદન કર્યું કે, 'આપના આશીર્વાદ મને આપો કે મારું કાર્ય સફળ બને.' ગુરુદેવે ઘણી ખુશીથી આશીર્વાદ આપ્યા. આ વાત મિ. એન્ડ્રૂઝે પિયર્સન સાહેબને કરી, એટલે પિયર્સન સાહેબ પણ એમની સાથે ફિજી જવાને તૈયાર થઈ ગયા. આ સ્થળે એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે ઉનાળાને લીધે મિ. પિયર્સનને મરડાની બીમારી હેરાન કરતી હતી. એમની તબિયત લથડી ગઈ હતી, તેથી શ્રી. રવીન્દ્રનાથને ચિંતા થઈ પડી કે, 'મિ. એન્ડ્રૂઝ અને મિ. પિયર્સન બંનેની તબિયત ઠીક નથી. કંઈ વધારે પરિશ્રમ કરવાથી એમની તંદુરસ્તી વધુ બગડી જાય તો !'

મિ. એન્ડ્રૂઝ કહે છે કે : 'લૉર્ડ હાર્ડિંજ પાસેથી મેં શિફારસ ચિઠ્ઠી લેવાનું યોગ્ય ધાર્યું નહિ કારણ કે હું સરકાર તરફથી જતો

નહોતો. મિ. પિયર્સન પણ એ વાતમાં મારી સાથે સહમત થયા. લોર્ડ કારમાઇકલ થોડા દહાડા પહેલાં જ ઑસ્ટ્રેલિયાથી આવ્યા હતા. એમને પણ અમારી સફળતા માટે ભારે વસવસો હતો. એમણે ઑસ્ટ્રેલિયાના કેટલાક જાણીતા પુરુષો ઉપર પરિચયપત્ર લખી આપ્યા. એ પત્રોમાં એમણે એમ લખ્યું હતું કે: 'આ બંને સદ્‌ગૃહસ્થો માનવજાતિની સેવા કરવાની ભાવનાથી પ્રેરાઈને ફિજી જઈ રહ્યા છે; એ બિલકુલ સ્વતંત્ર રીતે તપાસ કરશે.'

આ ભલામણપત્રોથી મિ. ઍન્ડ્રૂઝ અને મિ પિયર્સનને ઑસ્ટ્રેલિયામાં ઘણી સારી મદદ મળી.

**फिजीमां कार्य**

મિ. ઍન્ડ્રૂઝ અને મિ. પિયર્સન ફિજી પહોંચ્યા તે વખતે માનનીય સી. આયર હટસન સાહેબ થોડા દિવસ માટે ત્યાંના ગવર્નર તરીકે નિમાયા હતા.

ફિજીના કાયમના ગવર્નર સર બિકહમ સ્વીટ એસ્કોટ સાહેબ કે જેઓ ફિજીના કાયમના રજા પર વિલાયત ગયા હતા. એક્ટિંગ ગવર્નર મિ. હટસન સાહેબ ઘણા ભલા માણસ હતા. એમણે મિ. ઍન્ડ્રૂઝ અને મિ. પિયર્સનને પૂરેપૂરી છૂટ આપી હતી.

મિ. ઍન્ડ્રૂઝ કહે છે કે: 'માનનીય હટસન સાહેબે અમારી સાથે બહુ ઉદારતાભરી વર્તણૂક રાખી, પરંતુ એમની એ ઉદારતા પરિણામે નુકસાનજનક જ નીવડી. ઊલટવશે એમની ઉદારતા અમે ન સ્વીકારી હોત તો અમને અમારી પહેલી જ મુસાફરીમાં ફિજીના પ્રવાસી હિંદીઓ યાને ગિરમિટિયા મજૂરોની દુર્દશાનો સુંદર ખ્યાલ આવત. પ્રવાસી હિંદીઓની એટલી બધી ખરાબ હાલત હતી કે કંઈ કહેવાની વાત નહિ! એ વાતો કોઈથી છુપાવી શકાય નહિ તેવી હતી. પાલીનિઝિયાના બિશપ સાહેબના અમે મહેમાન બન્યા હતા.

એઓશ્રી ઘણા ન્યાયી હતા. હિંદી મજૂરો સ્વતંત્રતાપૂર્વક એમને બંગલે આવીને અમારી આગળ એમનાં દુઃખો રડી જતા હતા. બિશપ સાહેબને એમાં જરાય વાંધો નહોતો.

મિ. એન્ડ્રુઝ અને મિ. પિયર્સન ફિજી પહોંચ્યા તે વખતે ત્યાંના હિંદી ગિરમિટિયાઓના દિલમાં ભારે ભય પેદા થયો હતો. એ બંનેને એ હિંદી મજૂરો મોટે ભાગે તો એ જ સવાલ પૂછતા કે, "કેમ સાહેબો ! આપ પોતે મજૂર–એજન્ટ છો ને ?" એનો સમાધાનકારક ઉત્તર મળી ગયા બાદ તેઓ અમારી સાથે વધુ વાતચીતમાં ઊતરતા.

મિ. એન્ડ્રુઝ અને મિ. પિયર્સને દક્ષિણ આફ્રિકામાં કરેલાં કામોથી ફિજીવાળા કેટલાય ગિરમિટિયા ભાઈઓ એમને ઓળખતા તો થયા હતા જ. પછી તો ફિજીમાંના એમના કાર્યથી એમનું નામ ચોતરફ વખણાઈ ગયું ત્યારે તો એ લોકો એમને 'કલકત્તાવાળા સાહેબો' ને નામે ઓળખવા લાગ્યા; અને બહુ બહુ દૂરથી એ લોકો એમની પાસે આવવા લાગ્યા.

ફિજીના હિંદીઓનું નૈતિક અધઃપતન થયેલું જોઈને એ બન્ને સાહેબોને અત્યંત દુઃખ ઊપજ્યું. એ બાબત એમણે એમના પ્રથમ રિપોર્ટમાં જ જણાવ્યું છે કે: "ફિજીની હિંદુ સ્ત્રીઓનો સમાજ એક એવા હોડકા જેવો છે કે જેને સુકાન નથી, જેનો સ્તંભ તૂટી ગયો છે, અને જે ખડકો તરફ ઘસડાઈ રહી. અથવા તે એક એવી ડૂબીના જેવો છે કે જે એક મોટી નદીના જોસી વમળમાં ચક્કર ખાઈ ખાઈને નીચે બેસી જાય છે અને જેને કોઈ જ બચાવી શકે તેમ નથી.

ફિજીની હિંદુ સ્ત્રીઓ એક પુરુષને છોડીને બીજો પુરુષ કરે છે. આમ ધણી બદલતાં એને જરાય શરમ નથી આવતી. હિંદુ 'પુરુષ-

સમાજ પણ છિન્નભિન્ન થઈ ગયો છે; અને મુખ્ય વાત તો એ છે કે એમનું ગ્રામજીવનનું સંગઠન બિલકુલ ચુંથાઈ ગયું છે, એ એવી રીતે રહે છે–સહે છે–હરે છે–ફરે છે કે જાણે બિલકુલ એકલાં અટૂલાં જ ન હોય! એમનામાં સામાજિક સંગઠનનું તો નામનિશાન પણ નથી રહ્યું. ગ્રાતિ જાતિ બિલકુલ નષ્ટ થઈ ગઈ છે. એની ખાલી જગા પૂરવાને બીજી કોઈ નવી સંસ્થા ઉદ્ભવી નથી. ગ્રાતિ જાતિનો નાશ થઈ જવાથી હિંદુ લગ્નવિધિ પ્રમાણે કરેલાં લગ્નોમાંથી એમની શ્રદ્ધા ઊઠી ગઈ છે. પત્ની એ એક વેચવા ખરીદવાની વસ્તુ જ બની ગઈ છે. એને માટે લોકો માંહોમાંહે લડે છે, આત્મહત્યા કરે છે, એકબીજા ઉપર ઇર્ષા–દ્વેષ કરે છે, એકબીજાનું ખૂન પણ કરી બેસે છે! હત્યા, આત્મઘાત અને ઘોર અપરાધો કે જે પતિપત્નીની લડાઈનું કારણ બને છે, એનો આંકડો ભયંકર છે. ભય પેદા કરે એવડા એ મોટા આંકડા પરથી સાબિત થાય છે કે, પ્રાચીન હિન્દુ પદ્ધતિની આજ્ઞાઓ, નિગ્રહ અને નિયમ બિલકુલ તૂટી ગયા છે, અને એ પુરાતન પદ્ધતિની કેવળ તૂટીફૂટી સ્મૃતિ જ બાકી રહી ગઈ છે. ફિજીના હિંદુ લોક પોતાની અવનતિ અને દુર્દશાને જાણે છે અને અનુભવે પણ છે."

મજૂરોમાં દુરાચારોનું વર્ણન કરતાં એ કહે છે કે: "સ્ત્રીઓની સંખ્યા ઓછી હોવાના સવાલ ઉપર વિચાર કરતાં, અમારું ધ્યાન એક બીજી મુખ્ય વાત ઉપર આવી જાય છે; કે એનાથી બધી મજૂરપ્રથાનો અસલી કારોબાર કઈ ચીજ ઉપર નિર્ભર છે તે વધારે સારી પેઠે સમજાય છે. કુટુંબોને બદલે અલગ અલગ સ્ત્રીપુરુષોની ભરતી કરવાની જે યોજના કામમાં લેવાય છે, એને લીધે ૧૦૦ પુરુષે ૪૦ સ્ત્રીઓની ભરતી કરવાનું કામ કઠણ થઈ પડે છે. જ્યાં સુધી પણ સ્ત્રીઓની ભરતી કરવામાં આવે નહિ ત્યાં સુધી સ્ત્રીઓની એ ખોટ પુરાઈને સેંકડે ચાળીસ ટકા જેટલી થતી નથી. સંસ્થાનોની

કોઠીઓમાંથી અમને મળેલી બાતમી પરથી સમજાયું છે કે શરતબંધી મજૂરોની પ્રથા સફળ રીતે ચલાવવા માટે ખરી રીતે વૈરાંની જ વધારે જરૂર છે, આ વિષય સંબંધી લખવું ઘણું તિરસ્કારભર્યું છે, છતાં અમારે લખવું પડે છે.

એ તો સહેલાઈથી સમજી શકાય તેમ છે કે જ્યારે કોઇ મજૂરથાણામાં એક બળવાન પુરુષ મજૂર, એક સ્ત્રીનો આમવો કબજો કરી બેસે છે ત્યારે બાકી જે જુવાન સ્ત્રીઓ રહી જાય છે એમની સંખ્યામાં અને બાકીના પુરુષોની સંખ્યામાં બહુ મોટો તફાવત પડી જાય છે. કોઈ કોઈ વખત તો એ સ્ત્રીપુરુષોની સંખ્યાની સરાસરી એક સ્ત્રી પાછળ ચાર કે પાંચ પુરુષ આવે છે.

એક મજૂરકોઠીના માલિકને અમે કહ્યું : 'હવે બદમાસ સ્ત્રીઓની ભરતી ન કરવી જોઈએ.' એ સાંભળીને તો એ લાગ્યો તડૂકી ઊઠ્યો : 'કેમ ભલા ? લુચ્ચી રાંડો વગર તો અમારી આ પ્રતિજ્ઞાબદ્ધ મજૂરપ્રથા ચાલી શકે જ નહિ.'

વિશેષમાં અમને ખબર મળી કે એક કોઠીના ઓવરસિયરે તો ખાસ નિયમ કરીને દરેક સ્ત્રી પાછળ અમુક અમુક પુરુષો નક્કી કરી દીધા હતા કે જેથી મજૂર લાઈનોમાં લડાઈટંટા ન થવા પામે. બીજા શબ્દોમાં કહીએ તો નિયમબદ્ધ વ્યભિચારની જ ગોઠવણ કરી દીધી હતી. અમે પ્રથમ પ્રથમ જે મજૂર લાઈનો જોઈ તેનો દેખાવ ભૂલી શકાય તેમ નથી. સ્ત્રી અને પુરુષો બંનેના ચહેરાંમાંથી એક સરખી ભયંકરતા ટપકતી હતી. આવી હાલતમાં નાનાં નાનાં બાળકોને જોતાં તો અમારું દુઃખ અસહ્ય બની જતું હતું. અમે એક કોઠી પરથી બીજી કોઠી પર જતા ગયા તેમ તેમ ત્યાં બધેજ એવો જ સંદિગ્ધ દેખાવ નજરે પડવા લાગ્યો. એ પરથી અમારી ખાત્રી થઈ કે દુરાચારનો રોગ આ લોકોનાં હૃદય અને જીવનને સાવ કોરી ખાય છે. અને એમ પણ માલમ પડ્યું કે કોઈ નવીન અને

અવર્ણનીય વાત આ સ્થિતિમાં હજી પણ વધારે અગાડો કરી રહી છે. માનો કે પાપનો એવો કોઈ મહારોગ ફેલાઈ રહ્યો છે કે જેનું કારણ જડતું નથી. એમને એવો અનુભવ થયો કે ફિજીના પ્રવાસી હિંદીઓમાં દુરાચાર વટોળિયાની પેઠે એક સાથે જોરથી ફેલાઈ રહ્યો છે. અને તે પરથી બીક પણ લાગવા માંડી કે આ મહારોગ ફિજીના અસલી વતનીઓમાં તો કંઈ નહિ ફેલાઈ જાય !" *

फिजीमां बिमारी

ફિજીનો દક્ષિણ ભાગ તંદુરસ્તીની દૃષ્ટિએ સારો નથી. મિ. એન્ડ્રૂઝને એ ભાગમાં રહીને જ કામ કરવાનું હતું. કલકત્તાથી ફિજી જતાં પહેલાંનું જ એમનું સારું નહોતું. કોલેરાના કારણે આવેલી અશક્તિ હજી ચાલુ જ હતી. એવામાં જ એમને દરિયાઈ સફર ખેડવી પડી. આ સફરમાં એમને દરિયો લાગ્યો, અને ફિજી પહોંચ્યા પછી એમને એવી જ હાલતમાં પરિશ્રમ કરવો પડ્યો. આ કારણોથી એ માંદા પડી જાય એ તો દેખીતું જ છે. પરિણામ એ આવ્યું કે એમની માનસિક નબળાઈ ખૂબ વધી ગઈ. આમ છતાં બનતી કાળજીપૂર્વક હાથ ધરેલી તપાસનું કામ પરિપૂર્ણ કર્યું, ત્યારે જ એ જંપ્યા.

फिजीथी पाछा फर्या

ફિજીથી પાછા ફરતી વેળા સ્ટીમર જ એમણે મિ. પિયર્સનની મદદથી રિપોર્ટ લખવો શરૂ કર્યો. વાઇસરૉયની કાઉન્સિલમાં આ બાબત થોડા વખતમાં ચર્ચાવાની હતી. એથી તે પહેલાં રિપોર્ટ છપાઈ જાય એ ખૂબ જરૂરનું હતું. જ્યારે એમની સ્ટીમર ઑસ્ટ્રેલિયાના સિડની બંદરે આવી પહોંચી ત્યારે એમને તાર મળ્યો કે "તમારા પિતાજી બહુ જ માંદા છે. એમના બચવાની આશા નથી." આ તારથી એમને ખૂબ જ ચિંતા પેદા થઈ.

આ સંબંધમાં મિ. એન્ડ્રૂઝ કહે છે કે : 'આ તાર મળતાં મારા મનમાં જ દક્ષિણ આફ્રિકાની પેલી ઘટના તાજી થઈ ગઈ."

દક્ષિણ આફ્રિકાની મારી કામગીરીમાં મને મારાં માતાજીના મૃત્યુ સમાચાર મળ્યા હતા.' મેં તરત જ વિલાયત તાર કરી દીધો અને મારું મેલબોર્નનું ઠેકાણું આપ્યું. સિડનીમાં મારે થોડા વધારે દિવસ રોકાવું પડ્યું કેમ કે મારે ત્યાં સી. એસ. આર. કંપનીના મુખીઓ સાથે વાતચીત કરવાની હતી. કંપનીના પ્રમુખ મિ. નોકસ સાથેની વાતચીતમાં મારે ઝગડો પડયો. મેં એને સાચેસાચી વાતો સંભળાવી દીધી; જે એને લાગી તો બહુ ખરાબ છતાં એ એ વાતોને જૂઠી પાડી શક્યો નહિ કે બચાવ પણ કરી શક્યો નહિ.

મેલબોર્ન પહોંચતાં લગી મારા મનમાં ખૂબ ચિંતા રહ્યાં કરી. મને દહેશત લાગતી હતી કે ત્યાં પહોંચતાં પહોંચતાંમાં કંઈ પિતાજીના મૃત્યુનો તાર આવી પડયો. પણ તે પિતાજીની તબિયત સુધરી હોવા બાબતનો હતો. એટલે મારા મનનો ઉચાટ ટળ્યો."

**कुलीप्रथाना अंतनो निश्चय**

આવી રીતે ફિજીનું કામ કરીને મિ. એન્ડ્રૂઝ અને પિયર્સન હિંદ પાછા ફર્યા. એકાદ દિવસ કલકત્તામાં કવિવરનાં દર્શન કરવા રોકાઈ તેઓ સીધા દિલ્હી ગયા. ત્યાં જઈને તેમણે પોતાનો રિપોર્ટ લૉર્ડ હાર્ડિંજના હાથમાં મૂક્યો. રિપોર્ટ જોતાં જ લૉર્ડ હાર્ડિંજ બોલ્યા : "આપના આ રિપોર્ટને આધારે હું વિલાયતની હિંદી ઑફિસમાં તાર કરીશ; અને એ શરત-બંધી પ્રથાને બંધ કરવાને રજા માગીશ. પરંતુ એક વાત આપને કહેવા માગું છું, કે તે એ કે આપનો પક્ષ એટલો બધો પ્રબળ છે કે આપે ખૂબ સાવધાનીથી આપની વાતો કંઈક ઘટાડીને લખવી, વધારીને નહિ.

મિ. એન્ડ્રૂઝે હાર્ડિંજ સાહેબના કહેવા પ્રમાણે સાવધાનીપૂર્વક પોતાનો રિપોર્ટ લખ્યો. પરિણામ એ આવ્યું કે આજસુધીમાં કોઈ

પણ એ રિપોર્ટની વાત ખોટી છે એમ સાબિત કરી શક્યું નથી.

બીજું તો શું ? પરંતુ ફિજી સરકારના અનેક અમલદારોને સુદ્ધાં એ રિપોર્ટની સચ્ચાઈ સ્વીકારવી પડી હતી. જ્યારે રિપોર્ટ છપાઈ ગયો, ત્યારે લોર્ડ હાર્ડિંજે એનો સારી રીતે ઉપયોગ કર્યો.

મિ. એન્ડ્રૂઝ કહે છે: "એ રિપોર્ટ અમે 'સ્વ. મહાત્મા ગોખલેને અર્પણ કર્યો હતો; કેમ કે પોતાનું સારુંય જીવન પ્રવાસી હિંદીઓ માટે અર્પણ કોઈએ કર્યું હોય તો તે મિ. ગોખલે એક જ હતા, એમ અમારા દિલની ખાત્રી હતી.

તા. ૨૧ માર્ચ ૧૯૧૬ ને દિવસે વાઇસરોયની કાઉન્સિલમાં કુલીપ્રથા બંધ કરવાનો નિર્ણય જાહેર થયો; મને એ વખતે પાર વિનાનો આનંદ થયો. લોર્ડ હાર્ડિંજે એ પ્રસંગના પોતાના ભાષણમાં એક વાત એવી કહી દીધી કે જેનો મર્મ અમારી તત્કાલીન આનંદની ધૂનમાં અમારા લક્ષ બહાર જતો રહ્યો. એમણે કહ્યું હતું કે: "કુલીપ્રથાને કાયમની બંધ કરવામાં હજી થોડો વખત લાગશે, પરંતુ એનો અંત આવી જશે એ તો ચોક્કસ." અમને તે વખત એમ લાગેલું કે 'બહુ બહુ તો બે ચાર મહિનાની વાર લાગશે.' પરંતુ પાછળથી મારે એની પાછળ ખૂબ જહેમત ઉઠાવવી પડી. બીજી વખત ફિજી પણ એટલા સારુ જવું પડેલું અને ફરીથી ચળવળ પણ ઉપાડવી પડેલી.

**कविसम्राट साथे जापानयात्रा**

હું મારા મનમાં ખૂબખૂબ મલકાવા લાગ્યો કે ચાલો હવે શરતબંધી ગુલામીનો અંત આવી ગયો. એ ખુશીની ખુમારીમાં હું ગુરુદેવ અને પિયર્સનની સાથે જાપાન ગયો. હજારો જાપાનીઓએ કવિવર રવીન્દ્રનાથનું ભારે સ્વાગત કર્યું. હજારો જાપાનીઓ એમનાં દર્શન કરવાને ઉત્સુક હતા. એમના આ

સ્વાગતના દિવસોમાં મને ફિજીથી એક પત્ર મળ્યો. એમાં લખ્યું હતું કે : 'સંસ્થાનિક ઓફિસ અને હિંદી ઓફિસ વચ્ચે એવી સમજૂત થઈ છે કે હાલમાં પાંચ વરસ સુધી તો મજૂરોની ભરતી કરવાનું કામ જેમનું તેમ ચાલુ જ રહેશે. એ પાંચ વરસ પછી શરતબંધી પ્રથાનો અંત આવશે.'

એ પત્ર વાંચીને મને જે થયું એ તો હું જ જાણું. મેં એ પત્ર કવિવરને અને મિ. પિયર્સનને બતાવ્યો, બંનેએ કહ્યું : "હવે થઈ પણ શું શકે? અમારી સમજમા નથી આવતુ કે હવે તમે શું કરી શકશો?"

પરંતુ મારા મનમાં તો વારંવાર એમ જ થયા કરતું કે જરૂર કંઈક તો કરવું જ જોઈએ. આમ તટે આવેલા વહાણને બૂડવા તો ન જ દેવાય. દુર્ભાગ્યે જાપાનમાં હું માંદો પડી ગયો. મારે હૉસ્પિટાલમાં રહેવું પડ્યું. તબિયત સુધરતાં હું હિંદ પાછો ફર્યો. ગુરુદેવ અને મિ. પિયર્સન અમેરિકા ગયા.

हिंदमां कुलीप्रथा विरुद्ध भारे चळवळ

જાપાનથી પાછા ફરીને સૌથી પ્રથમ કામ મિ. એન્ડ્રૂઝ સાહેબે એ કર્યું કે, એક પત્ર શ્રીમાન લૉર્ડ ચેમ્સફર્ડને લખ્યો. એમાં એમણે સંસ્થાનિક અને હિંદી ઓફિસોની ગુપ્ત ગોઠવણ કે જેમાં કુલીપ્રથા ઈ. સ. ૧૯૨૧ સુધી ચાલુ રાખવાની હતી તે સામે વાંધો ઉઠાવ્યો. વાઇસરૉય સાહેબનો જવાબ આવ્યો કે "આ બાબતમાં યોગ્ય વિચાર થશે."

મિ. એન્ડ્રૂઝે સરકાર કંઈક કરશે, કંઈક કરશે એ આશાએ ત્રણ મહિના સુધી રાહ જોઈ. તે પછી એક પત્ર 'પાયોનિયર' માં છપાવ્યો. આ પત્રમાં એમણે સરકારના જવાબનાં વાક્યો ટાંકીને સરકારને ખુલ્લી ચૅલેન્જ ફેંકવામાં આવી.

એ પત્ર છપાયા પછી બે ચાર દિવસમાં જ હિંદ સરકારે એક જાહેરનામુ પ્રગટ કર્યું. એમાં જણાવવામાં આવ્યું કે, "હિંદીઓએ ધીરજ રાખવી જોઈએ. લૉર્ડ હાર્ડિંજે કુલીપ્રથાનો અંત આણવાની વાત કરતી વખતે સ્પષ્ટ જણાવ્યું જ હતું કે કુલીપ્રથાનો અંત લાવવામાં હજી થોડો વખત લાગશે." એ જાહેરનામા પરથી મિ. એન્ડ્રૂઝ સાહેબ કળી ગયા કે દાળમાં કંઈક કાળું છે. આવી રીતે કુલીપ્રથાને ઘણા દહાડા સુધી હજી જીવતી રાખવાનો સરકારનો ઇરાદો છે. એટલે પછી એન્ડ્રૂઝ સાહેબે સમગ્ર હિંદવ્યાપી જોરદાર ચળવળ ઉપાડવાનો નિશ્ચય કર્યો.

શાન્તિનિકેતનના શિક્ષકોને એમણે કહ્યુ : "સરકાર પાંચ વરસ સુધી શરતબંધી મજૂરોની ગુલામીની પ્રથાને ચાલુ રાખવા માગે છે. મારાથી એ વાત સહન થતી નથી. તમે બધા મને આજ્ઞા અને આશીર્વાદ આપો કે જેથી હું એ બાબત લોકમત જાગૃત કરી મારા કર્તવ્યનું પાલન કરું." શિક્ષકોએ ઘણી ખુશીથી એમની એ દરખાસ્તને વધાવી લીધી. આ વખતે ગુરુદેવ મિ પિયર્સનને લઈ અમેરિકા ગયા હતા એટલે મિ એન્ડ્રૂઝને આશ્રમમાં રહેવાની ખાસ જરૂર હતી, છતાં પણ શિક્ષકોએ એમને આ નવી ચળવળ માટે જવાની રજા આપી દીધી.

**પ્રયાગમાં ચળવળનો પ્રારંભ અને મિ એન્ડ્રૂઝની જીવલેણ માંદગી**

પ્રયાગથી એમણે એમની ચળવળ શરૂ કેરી. પરંતુ દુર્ભાગ્યવશાત્ ત્યાં પહોંચતાં જ એ માંદગીથી પટકાઈ પડ્યા જાણે ફરી પાછો કૉલેરાનો હુમલો ન થયો હોય એમ લાગવા માંડ્યું. પ્રયાગમાં એમનો મુકામ ડૉ૦ તેજ બહાદુર સપ્રુને ત્યાં હતો. એક વૃદ્ધ હિંદી ડૉ૦ કે જેમનું નામ એનજી હતું એ એમનો ઇલાજ કરતા હતા રાતમાં

કેટલીયે વાર એ ડૉકટર મિ. ઍન્ડ્રૂઝને તપાસવા આવતા રહ્યા, પછી જ્યારે એમની ખાતરી થઈ કે હવે જીવનું જોખમ નથી ત્યારે જ એ સૂઈ ગયા. મિ પોલક-પણ એ વખતે એ જ મકાનમાં ઊતર્યા હતા. એ પણ મિ. ઍન્ડ્રૂઝની ચાકરી કરવા લાગ્યા. રાત ઘણી વીતી ગયા પછી મિ. ઍન્ડ્રૂઝની તબિયત જરા જરા સુધારા પર આવવા લાગી. સવારે પુષ્કળ અશક્તિ હતી. મિ. ઍન્ડ્રૂઝ કહે છે કે : "મને ખૂબ જ અશક્તિ હતી છતાં મને આશા હતી કે હું ચળવળના સમારંભ વખતે હાજર રહી શકીશ; પણ જ્યારે મેં આ વાત ડૉક્ટરને કરી ત્યારે એમણે ચોખ્ખીચટ ના પાડી. ઈશ્વરકૃપાથી એક અત્યુત્તમ સુયોગ સાંપડ્યો. શ્રીમતી સરોજિની નાયડૂ એ દિવસે પ્રયાગ પધાર્યાં હતાં. મેં તરત જ તેમને સંદેશો મોકલ્યો કે, 'આપ હિંદી સ્ત્રીઓ તરફથી કુલીપ્રથા ઉપર ભાષણ કરજો.' મારી એ વિનંતીને માન્ય રાખી શ્રી. સરોજિનીદેવીએ જે ભાષણ કર્યું તે ખૂબ મહત્ત્વનું હતું. એનો એકેએક શબ્દ હૃદયાગ્નિથી પ્રજ્વલિત હતો. હું એ સભામાં જઈ શક્યો નહિ. છતાં પથારીમાં પડ્યે પડ્યે ફિજીની શરતબંધી સ્ત્રીઓની મુક્તિ માટે એક પ્રાર્થના હિંદી સ્ત્રીઓ માટે મેં લખી કાઢી. જુદી જુદી ભાષામાં એ છપાઈ ગઈ. એકલા પ્રયાગમાં જ એની ૫૦ હજાર નકલો વહેંચાઈ. એ વખતે માઘી મેળાનો અવસર હતો. એટલે પ્રયાગમાં ઘણા સ્વયંસેવકો પણ આવ્યા હતા. એ સ્વયંસેવકોએ ખૂબ મદદ કરી. જેટલી અસર આ દેશી ભાષાની પ્રાર્થનાની થઈ એટલી બીજા કશાની ન થઈ. થોડા જ દહાડામાં સંયુક્ત પ્રાન્ત કુલીપ્રથા વિરુદ્ધ ખળભળી ઊઠ્યો.

શરતબંધી પ્રથા બંધ કરાવવા પ્રયાગમાં એક 'એન્ટી ઇંડેન્ચર લીગ' સ્થાપવામાં આવી. પ્રાન્તનાં બીજાં શહેરોમાં પણ આ જાતની સભાઓ સ્થપાઈ. અમારા ફિજી પ્રવાસના રિપોર્ટની હજારો પ્રતો છપાઈ અને છૂટે હાથે વહેંચાઈ. આથી ચળવળમાં અમને ભારે મદ

મળ્યો. કલકત્તાના વર્તમાનપત્ર 'ભારતમિત્ર' અને એના સંપાદક શ્રી. અંબિકાપ્રસાદ વાજપેયીએ અમને સૌથી વધારે મદદ કરી. અહીં મારે એ વાત કબૂલ કરવી જોઈએ કે, પ્રયાગના ' લીડર ' પત્રે જે મદદ કરી એવી મદદ બીજા કોઈ અંગ્રેજી પત્રે કરી નહોતી. શરૂઆતથી તે અંત સુધી એણે ફિજી માટે અંગ્રેજી પત્રોમાં ઠીક ઠીક ઊહાપોહ ચાલુ રાખ્યો હતો."

મિ. એન્ડ્રૂઝ જો કે માંદગીને લીધે સભામાં હાજર રહી શક્યા નહોતા, છતાં પોતાનું વ્યાખ્યાન એમણે ત્યાં વાંચવા મોકલી આપ્યું હતું. એ વ્યાખ્યાનમાં એમણે એક હૃદયભેદક વાત જણાવી હતી.

એમણે લખ્યું હતું કે, "આજે હું આપને એક સાચી વાત સંભળાવું છું. એક ઊંચી જાતિની ને સારા ઘરની હિંદી સ્ત્રીને સંધ્યા સમયે એક તાર મળ્યો કે તમારા પતિ બહુ બીમાર છે. પેલી સ્ત્રી એકદમ સ્ટેશન તરફ ચાલી નીકળી. રસ્તામાં લુચ્ચાઓએ એને ફસાવીને કલકત્તાની મજૂર પેઢી ઉપર મોકલી આપી. એ બિચારી એટલી બધી ડરી ગઈ હતી કે એને જે પ્રશ્ન પૂછવામાં આવે એના જવાબ પણ તે ચોકસાઈથી આપી શકતી નહોતી. પરિણામ એ થયું કે એને જહાજ ઉપર ચઢાવવામાં આવી. એ જહાજમાંના મજૂરોની ગીરદીમાં એનું ચારિત્ર ભ્રષ્ટ કરવાના પ્રયત્નો થયા, એટલે એ અનાથ સ્ત્રી એક બંગાળી ગૃહસ્થને શરણે ગઈ. એ ગૃહસ્થ ફિજીમાં જ કારકુની કરવા જતા હતા. એ બાબુ સાહેબને એ અનાથ સ્ત્રીએ પોતાની વીતક વાત કહી સંભળાવી. એ બંગાળી બાબુએ એ સ્ત્રીને એક ભલા સ્વભાવના વિવાહિત મજૂરને ખાસ ભલામણ કરીને સોંપી દીધી. ત્યારે જ પછી એ સ્ત્રી આખે રસ્તે છેડતીથી બચી ગઈ. પરંતુ દરિયાઈ સફર પૂરી થઈ કે તરત જ એને એના રક્ષકોથી જુદા પડવું પડ્યું.

પેલા બંગાળી બાબુને ટાપુની ઉત્તરે નોકરી માટે જવાનું હતું; અને એ સ્થળ એટલું દૂર હતું કે ત્યાં જવા માટે દરિયાઈ મુસાફરી

પણ કરવી પડતી હતી. આ દરમિયાન પેલી સ્ત્રીને કુલી લાઈનોમાં રાખવામાં આવી. અહીં પણ એને ભ્રષ્ટ કરવાના પ્રયત્નો થવા લાગ્યા. કેટલાય દહાડા સુધી પેલી અનાથ સ્ત્રીને દારુણ દુઃખ સહન કરવું પડ્યું. દૈવયોગે એક દિવસ પેલો જ બંગાળી બંદર પર તપાસ કરવાને આવી ચઢ્યો કે સુવાથી વહાણ આવી ગયું કે નહિ? એ દરિયાકાંઠે આંટા મારી રહ્યો હતો તેવામાં એકાએક કોઈ સ્ત્રી દોડી આવીને એના પગ આગળ આળોટી પડી. એ પેલી જહાજવાળી જ હિંદી યુવતી હતી. એણે પોતાના ચારિત્ર–રક્ષણ માટે નાસાનાસ કરી રહી હતી. પેલા બંગાળી યુવકે હવે એને પોતાની સાથે લઈ લીધી; અને એની સાથે વિવાહ કરી નાખ્યો, કેમ કે એને બચાવવાનો એ એક જ ઉપાય હતો. એ સ્ત્રીના શરતબંધીના દેવા પેટે જેટલા રૂપિયા આપવાના હતા એટલા રૂપિયા એ બંગાળીએ પોતાના ખિસ્સામાંથી ગણી દીધા. આ જ એક નિકાલ એના ચારિત્ર–રક્ષણ માટેનો હતો.

બંગાળી યુવકનું આ કાર્ય સાચે જ ઉદારતાભર્યું હતું. પરંતુ પેલી સ્ત્રીના ફૂટેલા નસીબ તરફ તો જરા નિહાળો. અત્યાર સુધી એ બિચારી રાતદિન પોતાના દુર્ભાગ્ય ઉપર આંસુ સાર્યા કરે છે. એને પોતાનો દેશ કે જેનાં ફરી વાર દર્શન કરવાની જરાય આશા રહી નથી એ ભુલાવ્યો નથી ભુલાતો."

**મદ્રાસમાં કાર્ય**

કુલીઓની ભરતી ઘણુંખરું બે જ પ્રાંતોમાંથી થતી હતી. એક તો સંયુક્ત પ્રાંત અને બીજો મદ્રાસ પ્રાંત. એટલા માટે સંયુક્ત પ્રાંતોમાં ચળવળ ઉપાડી પછી એન્ડ્રૂઝ સાહેબ મદ્રાસ ઊપડ્યા.

બીમારીને લીધે એમનામાં હજી ઘણી અશક્તિ હતી તો પણ એમણે મદ્રાસનું કામ એવી દશામાં પણ હાથ ધર્યું. આ સંબંધમાં મિ. એન્ડ્રૂઝ કહે છે કેઃ "મદ્રાસમાં મને શ્રી. એની બિસેન્ટની ભારે

મદદ મળી. એમનું સાહસ અને શક્તિ જોઈને મને આશ્ચર્ય ઊપજ્યું હતું. મદ્રાસનું એ દિવસનું પ્રભાત હજુ મને સાંભરે છે. મારી તબિયત બહુ જ ખરાબ હતી. મારાથી વાતચીત પણ મહા મુશ્કેલીએ થઈ શકતી હતી. ફિજીમાં હિંદી સ્ત્રીઓ સાથે જે જાતનું વર્તન ચલાવવામાં આવે છે એમાંની કેટલીક વાતો મેં એની બિસેન્ટને કહી. એ સાંભળીને એ ક્રોધથી રાતાપીળાં થઈ કંપવા લાગ્યાં; પરંતુ એમણે આત્મસંયમપૂર્વક આંસુને અટકાવ્યાં. એમને લાગ્યું કે જાણે એ પથ્થરની મૂર્તિની જેમ સ્થિર બેઠાં છે. જ્યારે મેં મારી વાત પૂરી કરી ત્યારે શ્રી. એની બિસેન્ટ દૃઢતાપૂર્વક બોલ્યાં કે : મિ. એન્ડ્રૂઝે જે કહ્યું છે તે જો સાચું જ હોય તો આપણ સૌને જેલમાં પુરાવું પડે તો તે બહેતર છે, પણ એ શરતબંધનવાળી કુલીપ્રથાને–એ ગિરમિટિયા-ગીરીને તો કોઈ પણ પ્રકારે નાબૂદ કરાવ્યે જ છૂટકો."

શ્રી. એની બિસેન્ટે તરત જ શ્રી. કસ્તૂરંગ આયરની મદદથી "શરતબંધી વિરુદ્ધ સભા" સ્થાપી. મારા અને મિ. પિયર્સનના રિપોર્ટની તેલુગૂ, તામિલ અને અંગ્રેજી ભાષામાં અનેક નકલો છાપી વહેંચવામાં આવી. થોડા વખતમાં મદ્રાસ પ્રાંતમાં પણ કુલીપ્રથા-વિરુદ્ધ ભારે ચળવળ શરૂ થઈ ગઈ.

**પૂનામાં મહાત્મા તિલક સાથે વાતચીત**

તે પછી હું પૂના ગયો. ત્યાં જઈને સર આર. જી. ભંડારકરને બધી વાતો સંભળાવી. એ વાતો સાંભળીને એ તો ગળગળા થઈ ગયા. મહાત્મા તિલકનાં દર્શન કરવા પણ ગયો. મિ. કેલકરને પણ મળ્યો. મહાત્મા તિલકનું અદ્‌ભુત તેજ ભાળતાં જ 'લોકમાન્ય' શબ્દનો સાચો અર્થ મને સમજાયો. એમણે મારી વાતો શાંતિથી સાંભળી લીધી. અને મારી ઉપાડેલી ચળવળમાં પૂરેપૂરી મદદ આપવાનું કબૂલ કર્યું. પૂનામાં સભા મળી. જેમાં

મુખ્ય વક્તા તરીકે લોકમાન્ય તિલક હતા અને પ્રમુખસ્થાને શ્રી. ભાંડારકર બિરાજ્યા હતા. હજારો માણસો ત્યાં આવ્યાં હતાં, પુનામાં પણ શરતબંધન મજૂરો વિરુદ્ધની એક સભા સ્થપાઈ ગઈ. લોકમાન્ય તિલક એ સભાના મુખ્ય સંચાલકોમાંના એક હતા."

**અમદાવાદમાં મહાત્મા ગાંધીજીની સાથે**

પૂનાથી મિ. એન્ડ્રૂઝ સીધા અમદાવાદ ગયા. ત્યાં જઈને મહાત્માજીને તમામ વાત સમજાવી. મહાત્માજીએ એમને કહ્યું: "બીજાં બધાં કામ પડતાં મૂકીને હું તમારી આ ચળવળ ઉપાડી લઈશ." પ્રેમાભાઈ હોલમાં મહાત્માજીના પ્રમુખપદે એક સભા ભરાઈ. મિ. પોલક પણ તે વખતે ત્યાં હતા. મિ. એન્ડ્રૂઝે એ સભામાં નીચે પ્રમાણેનું એક જોરદાર શૈલીમાં વ્યાખ્યાન આપ્યું હતું.

"આજ સંધ્યા સમયે હું તમને ફક્ત એક જ સંદેશો સંભળાવવા આવ્યો છું. એ સંદેશને હું પૂર્ણ દૃઢતા અને વિશ્વાસપૂર્વક રજૂ કરીશ. હું જે કંઈ કહું તે આપ ધ્યાનપૂર્વક સાંભળવા કૃપા કરશો. ફિજીમાં મેં મારી આંખો વડે ઊંચા કુટુંબની ગૃહસ્થી હિંદી સ્ત્રીઓને શરતબંધી પ્રથાને લીધે અસહ્ય નિર્લજ્જતાભર્યું જીવન ગુજારતાં જોઈ છે, ફિજીમાં મેં મારી નજરોનજર અપવિત્ર અને પાપપૂર્ણ સ્થળોમાં ભોળાંભટાક નાનાં નાનાં હિંદી બાળકોને આથડતાં જોયાં છે. મેં મારી સગી આંખોએ ફિજીના હિન્દી પુરુષોને પશુઓ કરતાં પણ નીચ જીવન ગાળતા જોયા છે. એટલા માટે હું આપ સૌને—અમદાવાદના ભાઈઓને અને માતાઓને મનુષ્યતાને નામે અપીલ ગુજારું છું. આગ્રહભર્યો અનુરોધ કરું છું કે આપ આપનો અવાજ આ શરતબંધી પ્રથા વિરુદ્ધ એટલો જોરથી ઉઠાવો કે, હિંદની સરકારને તરત જ એ ગુલામી પ્રથા બંધ પાડવાની ફરજ પડે. કુલીપ્રથાનો આ સવાલ ફક્ત વ્યાપારી સ્વાર્થનો જ

સવાલ નથી, આર્થિક લાભ યા રોટાનો જ સવાલ નથી, બલ્કે આ પ્રશ્ન સ્ત્રીઓના સતીત્વપણાનો છે. સ્ત્રીઓની ઇજ્જતનો છે, ભોળાં ભોળાં નાનાં બાળકોની રક્ષાનો છે, મનુષ્યોની સ્વતંત્રતાનો છે. આ દુરાચારભરી મજૂર ગુલામોની પ્રથાની કમકમાટી ઉપજાવનારી બધી વાતો જાણ્યા પછી પણ આપણે હિંદવાસીઓ આપણા ફિજી પ્રવાસી ભાઈઓ અને બહેનોના આર્તનાદને ન સાંભળીએ, એમને મદદ કરવાને બહાર ન પડીએ, તો આપણે પણ એ પાપોના ભાગીદાર જરૂર થવું પડશે. એટલું જ નહિ, પણ બીજી પણ એક વાત હું કહું છું.

અને તે એ કે જો ભારત સરકાર ફિજીના હિંદી કુલીઓની દુર્દશા જાણવા છતાં હિંદીજનોના પોકારને ન સાંભળે, કુલીપ્રથાને બંધ ન કરે, તો ભારત સરકાર પોતે પણ ગુનેહગાર બનશે, જરૂર નીતિભ્રષ્ટ થશે. એ વાત મેં મદ્રાસમાં કરી હતી; અને એ વાતને હું અહીં પાછો ખેવડાવું છું. હું સારી પેઠે જાણું છું કે મારા આ શબ્દો સરકારને કાને પહોંચશે; હું પણ ઇચ્છું છું કે એ શબ્દો સરકારને કાને જાય જ. હું ફરીથી કહું છું કે જો સરકાર કુલીપ્રથા જલદીથી બંધ નહિ કરે, તો એ આ દુરાચાર અને પાપની ભાગીદાર બનશે.

ગૂજરાતની માતાઓ અને અમદાવાદના સજ્જનો! આજ હું આપના આ શહેરમાં એ વાત સ્પષ્ટ કરી દેવા માગું છું કે મેં જે નિવેદન આપની આગળ રજૂ કર્યું છે એ બિલકુલ પ્રમાણયુક્ત અને વિશ્વાસયોગ્ય છે. દુરાચારોને મેં મારી નજરે જોયા છે. મારો આત્મા એ કુલીપ્રથા જોઈને કકળી ઊઠ્યો છે.

માતાઓ અને સજ્જનો!

'આ દુરાચારની વાતો જાણી લીધા પછી એક પણ હિંદી સ્ત્રીને ફિજીમાં વ્યભિચારપૂર્ણ જીવન જીવવા મોકલવામાં આવે તો એની

જવાબદારી હિંદ સરકાર અને હિંદવાસીઓની રહેશે; એની નિર્લજ્જતા એને માથે રહેશે. એનો ગુનો એને માથે રહેશે. રાજકારણમાં એક વખત એવો પણ આવે છે કે, જ્યારે રાજનૈતિક સિદ્ધાંત અથવા તો સુલેહ સમજૂતની વાતને ઊંચે અભરાઈએ મૂકી દેવી પડે છે, અને પરમાત્માના સત્યને અનુસરીને કામ લેવું રહે છે, અને પરમાત્માની આજ્ઞા જ માનવી પડે છે. હિંદી રાજકારણમાં એવો સમય અત્યારે જ આવી પહોંચ્યો છે—રે !એ ત્રાંણી બાણીનો પ્રસંગ આજે જ ઊભો થયો છે.

ભારત સરકારને પણ મારી આ વાત કબૂલ રાખવી પડી છે. સાંભળો, સરકાર પોતાના તા. ૧૫ ઑક્ટોબર ૧૯૧૫ ના ઢંઢેરામાં પણ જણાવે છે કે:—

હિંદીઓનો એ દૃઢ વિશ્વાસ છે અને એમનો એ વિશ્વાસ પાકે પાયે બંધાવા પામ્યો છે કે ગિરમિટિયા સ્ત્રીઓને મોટે ભાગે દુરાચરણી જીવન વિતાવવું પડે છે. એમનાં શરીર આર્થિક લાલચોથી અથવા અમલદારોના દબાણથી, સોબતી મજૂરો પણ નાના નાના અધિકારીઓના કબજામાં પૂરેપૂરાં આવી જાય છે.'

અમદાવાદના સજ્જનો અને નગરની માતાઓ ! એ ગિરમિટિયા હિંદી સ્ત્રીઓ કે જેમના સંબંધમાં હિંદી સરકારે આવા ભયંકર શબ્દો લખ્યા છે. ઢંઢેરામાં આમેજ કર્યાં છે, તે કોણ છે? એ આપણી જ બહેનો છે, શું આપ એ શબ્દોનો અર્થ જાણો છો? શું આપ એનો ભાવાર્થ જાણો છો? સાંભળો, એની મતલબ એ છે છે કે, આપણી પ્રવાસી હિંદી બહેનોનાં શરીર મજૂર પેઢીઓ પર નિમાયલા વ્યવસ્થાપકોના પૂર્ણ રીતે કબજામાં રહેશે ! એ શબ્દોનો માયનો એ છે કે થોડા ચાંદીના ટુકડાઓ માટે તમારી બહેનોનાં સતીત્વ જોખમમાં આવી પડવાનો સંભવ છે. શું આપ એ વાતને સહન કરી શકો છો? બીજી એક સાચી વાત હું આપને

કહી સંભળાવું છું. મારા ફિજી પહોંચતા પહેલાં ત્યાં એક દુર્ઘટના બની ગઈ હતી. વખારોના એક ઓવરસિયરે એક હિંદી સ્ત્રી ઉપર બળાત્કાર ગુજાર્યો હતો. સરકારી જાહેરાતમાં જે જાતના બનાવોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે; એવા જ પ્રકારની આ દુર્ઘટના હતી. એ ઓવરસિયર આ પહેલાં પણ આવી જાતનાં કેટલાંય દુષ્કૃત્યો કરી ચૂકયો હતો. અને એને કંઈ જ સજા કરવામાં આવી નહોતી. આ દુર્ઘટનાની વાત હિંદી ભાઈઓએ જ્યારે સાંભળી ત્યારે એમણે કાયદો પોતાના હાથમાં લઈને એ લંપટ ઓવરસિયરને શિક્ષા કરવાનો નિર્ણય કર્યો. ૧૯ હિંદીઓ એ ઓવરસિયરને પકડીને એક ઝાડીમાં ઉઠાવી ગયા. ત્યાં લઈ જઈને શેરડી કાપવાની છરીઓ વડે એના ટુકડે ટુકડા કરી નાખ્યા. ત્યારપછી એ ૧૯ માણસો પોતાની મેળે જ થાણામાં હાજર થઈ ગયા. સરકાર તરફથી મુકદ્દમો ચલાવવામાં આવ્યો. સરકારી વકીલોએ એ વાત જાણવાને ખૂબ પ્રયાસ કર્યો, કે ઓવરસિયરનું મોત કયા માણસના મારવાથી થયું? પરંતુ એ ઓગણીસેય જણ કહેવા લાગ્યા કે, મેં એ લફંગાને મારી નાખ્યો છે. દરેકને એમ કર્યાનું ગૌરવ હતું.

મારા અનુભવનો એક બીજો કિસ્સો પણ સંભળાવું છું. ફિજીથી જે દિવસે હું નીકળવાનો હતો, એ દિવસે હું શ્રી. પિયર્સનની સાથે એક રજપૂતને મળવા ગયો. એ રજપૂત સારા કુળનો હતો. એને એક દગાબાજ આરકાટિયાએ 'તમને ફિજીમાં એક લશ્કરી ટુકડીમાં સિપાઈની નોકરી મળશે.' એવી લાલચ આપીને ફિજી મોકલ્યો જ્યારે અમે એને મળ્યા ત્યારે એ એક કેદખાનાની કોટડીમાં પુરાએલો હતો. એને ફાંસીની સજાનો હુકમ થઈ ચૂક્યો હતો. કેમ કે એણે એક સ્ત્રીની હત્યા કરી હતી એણે સ્ત્રીના ખૂનનો અપરાધ તો કર્યો હતો જ, એના હાથ લોહીથી ખરડાયેલા હતા એ સાચું, પરંતુ હું કહી શકું છું કે મેં એવો કોઈ ચહેરો જોયો નથી કે એ

રજપૂતના જેવો ધૈર્યપૂર્ણ અને શૌર્યપૂર્ણ હોય ! એણે મને પોતાની બધી હકીકત કહી સંભળાવી. એણે જણાવ્યું કે મેં પહેલાં હિંદી ફોજમાં નોકરી કરી હતી; પરંતુ થોડા દિવસો માટે ખેતીનું કામ કરતા મારા ભાઈને મદદ કરવા સારુ મેં સિપાઈગીરી છોડી દીધી. એ દરમ્યાન એક લુચ્ચો દલાલ મારી પાસે આવ્યો. એણે મને વચન આપ્યું કે 'હું તમને ફિજીમાં એક બારે લશ્કરી નોકરી અપાવીશ.' બીજી વાર સિપાઈની નોકરીમાં જોડાવાના વિચારમાં હું હતો. એથી મેં એ દલાલની વાત મંજૂર રાખી. પરંતુ જ્યારે હું ફિજીમાં આવ્યો, ત્યારે મને કહેવામાં આવ્યું કે, તમારે મજૂરોની ચાલીઓમાં રહેવું પડશે. પેઢીઓમાં પાંચ વરસ સુધી સામાન્ય ગુલામોની પેઠે કામ કરવું પડશે. મે એનો પ્રચંડ વિરોધ કર્યો, પરંતુ બળજોરીથી મારે એમની આજ્ઞા માનવી પડી અને ગિરમિટિયા તરીકે કામ કરવું પડ્યું; મારું સખત અપમાન કરવામાં આવ્યું. એ લોકો મારી મૂછો ખેંચતા હતા, મારી દાઢીના વાળ તોડતા હતા. આ કહેતાં કહેતાં એ રજપૂતની આંખો ફાટી રહી હતી. એણે હાવભાવ દ્વારા પોતાના હાથો વડે દાઢી અને મૂછો ખેંચી કેમ કેમ કરીને એનું અપમાન કરવામાં આવ્યું હતું તે બતાવ્યું. આ અવર્ણનીય દુઃખદ અપમાનજનક સ્થિતિમાં રહેતાં રહેતાં એ રજપૂતની નૈતિક લાગણીઓ બીજા શરતબંધી કુલીઓની માફક બહેર મારી જાય અને એ પણ બીજા અધમ મજૂરોની પેઠે પરસ્ત્રીને પોતાની ઘરવાળી બનાવવા સારુ લડાઈ કરી બેઠો, તો તેમાં નવાઈ પામવા જેવુ પણ શું છે? જે સ્ત્રી માટે એ રજપૂતે ઝઘડો કર્યો હતો એ સ્ત્રી એને પણ છોડીને બીજા મજૂરના ઘરમાં પેઠી. પરિણામે એ લઈ જનારા અને એ રજપૂત વચ્ચે મારામારી થવા લાગી, એટલામાં એ સ્ત્રીએ નફટાઇથી વચ્ચે પડીને રજપૂતને તમાચો ચોડી દીધો.

એ છેવટના અપમાનથી એ રજપૂતનું લોહી એવું ઊકળી

લીધું કે શેરડી કાપવાની છરીથી એણે તરત જ સ્ત્રીનાં ધડ અને માથું જુદાં કરી દીધાં. આ આખી દુર્ઘટના આ પ્રકારની હતી. એથી જ એને ખૂનીઓની કોટડીમાં પૂરવામાં આવ્યો હતો. એ કોટડીમાં સળિયાની જાળીવાળી બારી હતી, એની બહાર ઊભો ઊભો હું એને જોતો હતો. જો કે એ માણસ ખરેખર ખૂની હતો, તોપણ મારા હૃદયમાં એના તરફ દયાની અને માનની લાગણી પેદા થઈ. એ વખતે મારા મગજમાં સૌથી પહેલો એ વિચાર આવ્યો કે આ બિચારા રજપૂતને કેવી ભયંકર દશામાં રહેવું પડે છે! એ રજપૂતનો ચહેરો આવી દશામાં પણ વીરત્વભર્યો અને ઉદાર જણાતો હતો. ખરેખર! આ દોષ કુલીપ્રથાનો હતો, બિચારા ઇન્સાનનો નહિ. એને જેલની કોટડીમાં પુરાયલા જોતાં મારા હૃદયમાં એ તિરસ્કારભરી મજૂર પ્રથા પ્રત્યે પુષ્કળ ક્રોધ આવ્યો તેની સાથે જ મારા મનમાં નિર્ધાર કરી લીધો કે, 'આ કુલીપ્રથાને નાબૂદ કર્યા વગર ઝંપીને હું નહિ બેસું.' એ પછી એ રજપૂતે મને એનું ગામ, કે જે રજપૂતાનામાં હતું તેના સંબંધી વાત કરી. અત્યારસુધી તે રજપુત અભરાયેલા જેવો જણાતો હતો. એનો ચહેરો ફિક્કો જણાતો હતો. પણ એના મોં ઉપર અશક્તિનું કોઈ નિશાન જણાતું નહતું પરંતુ મેં જ્યારે એની સાથે એના ગામ સંબંધી વાત કરી, ને પૂછ્યું: 'હું હિંદમાં જઈને તારા કુટુંબીજનોને મળું?' ત્યારે તો એ રજપૂતની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યો. આંખોમાંથી આંસુ વહેવડાવતો વહેવડાવતો જ એ કહેવા લાગ્યો કે, 'સાહેબ! આપ એમને શું કહેશો? તેમને આપ મારી આ અવદશાની વાત કહેશો! અરેરે! બળ્યું આ જીવતર!'

એ સાંભળી મારી આંખોમાંથી પણ આંસુની ધારા વહેવા લાગી. બારીમાં હાથ નાખીને મેં એની સાથે મારા હાથ મેળવ્યા.

નમસ્કાર કરીને એક ક્ષણ પણ થોભ્યા વગર હું ત્યાંથી સીધો ન્યાયાધીશ અને ગવર્નર પાસે પહોંચી ગયો. એમની આગળ એ રજપૂત સંબંધે મેં જે કંઈ કહ્યું તે એમણે ખૂબ ધ્યાનપૂર્વક સાંભળ્યું. એ પહેલાં ન્યાયાધીશ અને ગવર્નર સાહેબને આ રજપૂતના સંબંધમાં જોઈએ તેવી સાચી માહિતી મળી જ નહોતી.

પરિણામે ફિજીથી મારા ઊપડી ગયા બાદ આગળના બંદરે મને ગવર્નર સાહેબનો તાર મળ્યો કે 'એ રજપૂતનો ફાંસીનો હુકમ રદ કર્યો છે.' એ વાંચીને મારું અંતર આનંદથી થનગની ઊઠ્યું. પરંતુ તેની સાથે સાથે જ વિચાર આવ્યો કે, પાંચ વરસને પટે રહેવાને કારણે એના ચારિત્ર ઉપર કેવી માઠી અસર નીપજવા પામી છે! એનો આત્મા કેવો કલંકિત થયો છે! એ શરતબંધી કુલીપ્રથાએ —એ જૂઠ અને દગાબાજીભરી ગુલામીએ એના સચ્ચરિત્રને કેવું ભ્રષ્ટ કરી નાખ્યું છે! ઈશ્વરકૃપાથી એને હવે જીવતદાન તો મળી ગયું છે, તો પણ એનું ચારિત્ર નષ્ટભ્રષ્ટ બનેલું હવે કેવી રીતે પાછું સુધરી શકશે?'

ફિજીમાં જે બાળકો જન્મે છે તેમની દશા છેક ભૂંડી થાય છે. મેં એમની અવદશાને મારી આંખે જોઈ છે; એ બાળકો ખરાબ વાતાવરણમાં ઊછરે છે. એમની આગળ એવા નઠારા બનાવો બને છે કે, જે એમના ચારિત્રને હાનિકર્તા થઈ પડે છે. એ ભોળાંભલાં બાળકોને કાને રાતદિવસ એવા અપવિત્ર શબ્દો પડે છે કે જે એમણે કદી પણ સાંભળવા જેવા હોતા નથી. એ બાળપણથી જ નઠારી વાતો શીખે છે. નથી કોઈ એમને કેળવણી આપનારું કે નથી કોઈ એમના ઘરનું વાતાવરણ સુધારનારું! ધર્મની વાતો પણ એમને કોણ સંભળાવે? ઘણી વાર તો એવુંય બને છે કે બાળકો પોતાનાં માબાપ કોણ તે પણ જાણતાં નથી હોતાં. આનું કારણ એ કે મોટે ભાગે એમની માતાઓ એમને એક બોજારૂપ ગણીને રખડતાં મૂકી દે છે.

આ બચ્ચાંની માતાઓ આજ એક ધણી સાથે તો કાલે બીજા ધણી સાથે વ્યભિચાર કરતી ફરે છે. ફરી વાર હું પૂછું છું કે એમાં વાંક કોનો ? એ સ્ત્રીઓનો વાંક એમાં નથી જ નથી. એ પુરુષોનો પણ વાંક એમાં નથી. બાળકોનો પણ એમાં અપરાધ નથી તો પછી વાંક કોનો–દોષ કોનો ? તો કે બધો જ દોષ શરતબંધનમાં બાંધનારી કુલીપ્રથાનો–કુલીપ્રથાનો જ.

ફિજીથી મારા પર પત્રો અને તારો આવ્યા કે, આ દુરિત કુલીપ્રથા હજી પાંચ વર્ષ ચાલુ રહેવાની છે. લંડનથી મળેલી ખબર મુજબ પણ એ વાતમાં કંઈક કાળુંધોળું હોવાનું જણાય છે. એટલે મને લાગ્યું છે કે 'હવે છાનામાના બેસી રહેવામાં સાર નથી, હવે મારે માટે તમામ વાતો જાહેરમાં મૂકી દેવાનો વખત આવી પહોંચ્યો છે. તા. ૧૫ ઑક્ટોબર ૧૯૧૫ના ઢંઢેરામાં હિંદની સરકારે એ દુરાચાર, આત્મઘાત અને ખૂનોને માન્ય રાખ્યાં છે. એ વાતને બહુ વખત થઈ ગયો છે, આજે તો ૧૯૧૭નો ફેબ્રુઆરી આવ્યો છે.

હાજર રહેલા સજ્જનો અને માતાઓ ! આપણી ખામોશની હવે હદ આવી પહોંચી છે. એ દુષ્ટ ગુલામપ્રથાને હવે વો આપણે હરગીજ સહન ન કરી શકીએ. આપણા ધૈર્યનો હવે તો અંત આવવો જોઈએ. ઑક્ટોબર ૧૯૧૫થી ફેબ્રુઆરી ૧૯૧૭ થઈ તો પણ હજી નવીન હિંદી બહેનોને વ્યભિચારમય જીવન જીવવાને મોકલવામાં આવે છે, નવાં બાળકો અશિષ્ટ વાતાવરણમાં પેદા થયાં કરે છે. હિંદી માનવોની માનવતા અને સ્વાભિમાન નષ્ટ થયાં જ કરે છે. એટલા માટે આજ આપણે સૌ ભેગાં મળીને એકી અવાજે ભીષણ ઘોષણા કરીએ છીએ કે : "એ ગુલામી રિવાજનો તરતમાં જ અંત આવી જવો જોઈએ."

મુંબાઈના 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' પત્રે મિ. ઍન્ડ્રૂઝના આ વ્યાખ્યાનની વિરુદ્ધ ખૂબ બખાળા કાઢ્યા. એણે લખ્યું કે : " મિ.

એન્ડ્રૂઝે આવી રીતે હિંદી જનતાને બહેકાવી મૂકવી ન જ જોઈએ."

હિંદની સરકાર પણ હિંદમાં મજૂરપ્રથાનું ગંભીર વાતાવરણ જોઈ ગભરાઈ ઊઠી. સર જ્યૉર્જ બાર્નસે એક તાર દિલ્હીથી મિ. એન્ડ્રૂઝના નામે કર્યો કે, "તરત દિલ્હી આવો."

મિ. એન્ડ્રૂઝ કહે છે કે : 'દિલ્હી જતાં જ, મને સમજાઈ ગયું કે સરકાર મારા ઉપર હિંદરક્ષણ કાયદાના બહાના હેઠળ મુકદ્દમો ચલાવવા માગે છે. અગર તો પછી બીજી કોઈ પણ રીતે મારાં ભાષણો અટકાવવાનો ઇરાદો રાખે છે. સર જ્યૉર્જ બાર્નસની મુલાકાતથી મને સમજાયું કે સરકાર મારાં કામોથી ખૂબ જ નાખુશ થઈ ગઈ છે. સરકારની માન્યતા હતી કે હું ચાલુ મહાયુદ્ધ વખતે જાતીય દ્વેષ ફેલાવી રહ્યો છું. મેં સર જ્યૉર્જ બાર્નસનો ધ્યાન પર આણ્યું કે ઑક્ટોમ્બર ૧૯૧૫ ના ઢંઢેરામાં સરકારે સ્વીકાર્યું છે કે, હિંદી સ્ત્રીઓને મજૂરચાલીઓમાં ઘણું જ દુષ્ટ જીવન ગાળવું પડે છે. તો પછી સરકાર કેવી રીતે સંસ્થાનિક કચેરી સાથે બંધાઈ શકે કે અમારી હિંદી બહેનોને એવું દુષ્ટ જીવન જીવવાને હજી પાંચ વર્ષ લગી મોકલવાનું જારી રાખશે?' ગૃહમંત્રી સર જેમ્સ ડ્લ્યુસને પણ હું મળ્યો. એમણે પણ મને કહ્યું કે, 'તમારા આ કાર્યથી સરકાર ખરેખર નાખુશ થઈ છે.' એ જ દિવસે સાંજે મારે વાઇસરૉયને પણ મળવાનું થયું. એ પ્રસંગે હું વાઇસરૉય સાહેબના ઓરડામાં ગયો ત્યારે મેં સર જૉર્જ બાર્નસ સાહેબને પણ ત્યાં બેઠેલા જોયા. શરૂઆતમાં તો વાઇસરૉય સાહેબે મારા આ પ્રચારકાર્ય માટે, અમેનોષ જ પ્રગટ કર્યો. પણ જ્યારે મેં એમને સઘળી હકીકત સમજાવી ત્યારે એમને ખાતરી થઈ કે ખરેખર મજૂરપ્રથા નાબૂદ થવી જ જોઈએ. અને તેની સાથે જ એમણે મને કોલ આપ્યો કે પ્રસંગ પ્રાપ્ત થતાં જ અમે તે બંધ કરી દઈશું.' આ પછી મેં પૂજ્ય મહાત્મા

ગાંધીજી વાઇસરૉયને મળીને આના સંબંધમાં ચર્ચા કરે એવી ગોઠવણ કરી.

મજૂરપ્રથા વિરોધનો પ્રચાર સારી રીતે થયો હતો. હું એનો નેતા બનવાની ઇચ્છા રાખતો નહોતો, કારણ નેતા થવું એ મારું કામ નહોતું. મહાત્મા ગાંધીજી અને વાઇસરૉય વચ્ચેની વાટાઘાટ કંઈક આશાજનક હતી. છતાં અમે અમારું કાર્ય ક્ષણ માટે પણ ઢીલું મૂક્યું ન હતું. અમે સરકારને જણાવી દીધું કે '૩૧ માર્ચ ૧૯૧૭ સુધીમાં મજૂરપ્રથા બિલકુલ નાબૂદ થવી જોઈએ. આ દિવસ પછી જો એક દિવસનો પણ વિલંબ થશે તો અમારે સત્યાગ્રહ આદરવો પડશે.' આજ અરસામાં દિલ્હીમાં એક મજેદાર વાત સાંભળી અને તે એ કે મેં દેશી ભાષાઓમાં જે પ્રાર્થના (પ્રચાર) કરી હતી અને એ રીતે એનો બહોળો પ્રચાર કર્યો હતો એથી સરકાર ખૂબ ગભરાટમાં પડી ગઈ હતી. માત્ર અંગ્રેજીમાં જ જો મેં મારું કાર્ય ચાલુ રાખ્યું હોત તો કદાચ સરકાર મને દિલ્હી બોલાવત પણ નહિ. કારણ 'માઘીમેળા' પ્રસંગે દેશી ભાષામાં વ્યાખ્યાન આપ્યું એ સરકારને ધાસ્તીભર્યું લાગ્યું હતું."

**फिजीमां बीजी वार जवुं**

ફિજીમાં મિ. ઍન્ડ્રૂઝ જ્યારે પહેલી વાર ગયા હતા ત્યારે ત્યાંથી પાછા ફરતાં એમણે એક યોજના ઘડી કાઢી હતી. સમગ્ર કુટુંબોને ફિજીમાં મોકલવાની એ યોજના હતી. એ કુટુંબો ગમે તે પેઢીમાં બે વરસ સુધી કામ કરે. એક એક મહિનો એમણે દરેક પેઢી ઉપર રહેવું જોઈએ. બે વરસ પછી એ મજૂરો સ્વતંત્ર બની પોતાની ખેતીવાડી સ્વતંત્ર રીતે કરી શકે. પરંતુ મિ. ઍન્ડ્રૂઝે સને ૧૯૧૭ના ફેબ્રુઆરીમાં મજૂરપ્રથાની વિરુદ્ધ ચળવળ શરૂ કરી. એ વખતે એ યોજના સંબંધમાં પોતાની ભૂલો એમને

સમજાઈ ગઈ, અને એમની ખાત્રી થવા પામી કે, 'ફિજીમાં આ રીતે પણ મજૂરો મોકલવાથી પણ શરતબંધનની ગુલામી પ્રથા તો ચાલુ રહેવાની જ. એથી ફિજી પ્રવાસી હિંદીઓ સ્વતંત્ર તો ન જ બની શકે. મિ. ઍન્ડ્રૂઝે પોતાની એ ભૂલ છાપાંમાં જાહેર' કરી દીધી. આ પહેલાં અમે લખી જ ગયા છીએ કે મિ. ઍન્ડ્રૂઝ પોતાનો મત ફેરવવામાં નાનમ સમજતા નથી. એમને પોતાની ભૂલ સમજાતી કે તરત જ એ કબૂલ કરી લેતા હતા, એ વખતે મિ ઍન્ડ્રૂઝે બીજી વાર ફિજી જવાનું નક્કી કર્યું.

મિ. ઍન્ડ્રૂઝ કહે છે કે: "આ વખતે મારા મનથી મેં નક્કી કર્યું કે ફિજી જઈને તરત જ હું મારી આ વિચારક્રાન્તિ પ્લાન્ટરોને એટલે જમીનદારોને જણાવી દઈશ. એટલું જ નહિ પણ આ પ્રશ્નનો વધુ ઊંડો અભ્યાસ કરીશ. શરતબંધીના રિવાજ સંબંધે હજી પણ ઝીણવટભરી તપાસ કરીશ. આ બીજી સફરને મેં મારી પહેલી સફરની ભૂલોના પ્રાયશ્ચિતરૂપ માનીશ.

એ વખતે કવિવર રવીન્દ્રનાથ જાપાનથી તરતમાં જ દેશ પાછા ફર્યા હતા. હું ફક્ત બે જ દિવસ એમની સાથે રહી શક્યો. આ વખતે હિંદનો કિનારો છોડતાં મને ભારે ઉચાટ થયો. મારી તંદુરસ્તી ખૂબ કથળી ગયેલી હતી. મારી હાર્દિક ઇચ્છા હતી કે હું ગુરુદેવ સાથે શાન્તિનિકેતનમાં રહી થોડા દિવસ એમના સહવાસમાં શાન્તિ મેળવું. પરંતુ એમના પાછા ફર્યા પછી બે જ દિવસમાં મારે ફિજી જવું પડતું હોવાથી મને ભારે ખેદ થતો હતો તનમનની આવી દશામાં હું ઊપડ્યો તો ખરો પણ કોલંબો પહોંચ્યો ત્યારે મને ભારે ઇજા થઈ ગઈ, પાણીનો ભરેલો મોટો ઘડો હાથમાં લઈને હું દાદરેથી ઊતરતો હતો તે વખતે મારો પગ લપસ્યો, ને ઘડો નીચે અથડાઈ પડ્યો, એના આંચકાથી હું પણ નીચે લથડી પડ્યો. પાંચ

મિનિટ સુધી તો મને એવું કળતર થયું કે ન પૂછો વાત! એવું થવા લાગ્યું કે, મારા શરીરનું એક અંગ જાણે લકવાથી સાવ બહેર મારી ગયું છે. પણ પછડામણની લાગેલી ચોટ કરોડના હાડકા ઉપર નહોતી, માત્ર કુલા ઉપર જ હતી, એટલું ઠીક હતું. કોલંબોમાં અમારું જહાજ બે દિવસ રોકાવાનું હતું. વાગ્યું તે વખતે તો મેં ધારેલું કે કોલંબોના દવાખાનામાં જ મારે પથારીવશ રહેવું પડશે. પણ થોડી વારે કળ વળી અને મને ઠીક જણાવા લાગ્યું. હું એ જ જહાજમાં ફિજી જવા આગળ આવ્યો. જહાજના ડૉક્ટરે મારી દવા કરી. આખે રસ્તે આવી રીતે મારે પથારીવશ રહેવું પડ્યું.

આ પડવાના ધમસારાએ આખું વરસ મારો કેડો ન છોડ્યો. પહેલાં તો મેં એમ ધારેલું કે, આ આફત મને કાયમની જ વળગી ગઈ. પણ સારા નસીબે એમ ન થયું. એકાદ વરસે એ દર્દ મટયું

હું બીજી વાર ફિજી પહોંચ્યો ત્યારે ત્યાંનો બધો જ મામલો બદલાઈ ગયો હતો.

સર બિકહમ સ્વીટ એસકોટ સાહેબ ગવર્નર હતા. પહેલાં તો એમણે મારી સાથે ગાઢી દોસ્તી જેવો સંબંધ રાખ્યો. પરંતુ જ્યારે એમને ખબર પડી કે મારા કામથી એમના કારભારમાં વિક્ષેપ પડે એમ છે, ત્યારે એ મારાથી ખૂબ નાખુશ બની ગયા એટલું જ નહિ પણ મને ફિજીમાંથી ગાંસડાં પોટલાં બંધાવવાની ધમકી આપવાને પણ ન ચૂક્યા. એમણે 'દેશનિકાલ' શબ્દનો ઉપયોગ તો નહોતો કર્યો, પણ મારી આગળ જે જે વાતો એમણે કરી હતી તેનું તાત્પર્ય તો એ જ હતું. સર બિકહમ સ્વીટ એસકોટ બહુ તેજ મિજાજના હતા. ઘડી ઘડીમાં એમને વાંકુ પડી જતું હતું એથી એમની પાસે રહેનાર દરેક અમલદાર એમનાથી બીતા રહેતા.

આ વેળા હું કેટલાક દહાડા સુધી તો નયોજનં સૂચિત કે જે

હિંદી ખ્રિસ્તી હતા તેમને ત્યાં રહ્યો હતો. એમના બે દીકરા જેફરે અને માર્જરી મને ખૂબ વહાલા લાગતા હતા. સુવાના હિંદીઓએ મારે માટે એક ઘર ભાડે રાખ્યું હતું. હું એમાં રહેતો હતો, પરંતુ મારું જમવાનું તો જ્યૉર્જ સુચિતને ત્યાંથી જ આવતું હતું. સ્વામી રામમનોહરાનંદે પણ મારી સાથે બે ચાર દિવસ કામ કર્યું હતું, પરંતુ પાછળથી મને પોતાને એમ લાગ્યું કે મારે એકલે હાથે કામ કરવું ઠીક પડશે. મારી સફરના છેલ્લા દિવસોમાં સ્વામીજી મારા સામા પક્ષમાં ભળી ગયા હતા. એમણે મારા સંબંધે ઘણા ગપ-ગોળા ઉડાવવા માંડ્યા હતા. છતાં મેં એમની સાથે દોસ્તીનો સંબંધ ચાલુ રાખ્યો હતો, કેમ કે કોઈ પણ ફિજી પ્રવાસી ભાઈની સાથે કજીઓ કરવાને હું ખુશી નહોતો. મારો ઉદ્દેશ તો પ્રવાસી ભાઈ-ઓની બને તેટલી સેવા કરવાનો હતો, નહિ કે કોઈની સાથે ટંટા-ફિસાદ કરવાનો. હું ઘણુંખરું પ્રવાસી હિંદીઓનાં ઝૂંપડાંમાં જ રહ્યો અને એમને ત્યાં જ જમતો રહ્યો. સરકારી દુભાષિયાઓ સાથે પણ હું રહ્યો હતો. કેમ કે તેઓ તો સારા માણસો હતા. એમની પાસેથી મને હિંદી પ્રવાસીઓના સંબંધમાં ઘણું જ જાણવાનું મળ્યું, એ નિઃસંદેહ. પ્રવાસી હિંદી સ્ત્રીઓ અને પુરુષો હવે ઘણી છૂટથી એમની સ્થિતિનું સર્વ વૃત્તાંત મને કહેવા લાગ્યાં. આમતેમ ખૂબ રખડવાથી અને હિંદી મજૂરોને ત્યાં જે મળ્યું તે ખાતા રહેવાથી મારી તબિયત વળી પાછી બગડી આવી. મને ખૂબ ચિંતા થવા લાગી. હિંદમાં હું સને ૧૯૧૧–૧૨ માં ટાઢીઆ તાવથી પીડાતો હતો. ત્યારથી જ મારું શરીર એક રીતે લથડી ગયું હતું. તેથી હું સહેજ વધારે માંદો થાઉં છું કે મને ઘણી ફિકર પેસી જાય છે, પણ મારી એ ફિકર પોતા માટે થતી નથી હોતી પણ બીજાઓને માટે હોય છે. ફિજીમાં પણ એમ જ થયું. અંતે મારે દવાખાનામાં જવું પડ્યું. તે પછી હું ઑસ્ટ્રેલિયા ગયો. ત્યાંનાં મોટાં મોટાં શહેરોમાં મેં ફિજીની હિંદી બહેનોની દુર્દશાનું વર્ણન કર્યું. જેથી

ઓસ્ટ્રેલિયાની સ્ત્રીઓના હૈયામાં હિંદી બહેનો પ્રત્યે સહાનુભૂતિ પેદા થઈ. આ બહેનોએ મને ખૂબ મદદ કરી.

ઓસ્ટ્રેલિયામાં વધુ મુદત રહેવાથી બે લાભ થયા. એક તો (૧) મિસ પ્રીસ્ટ અને મિસ ડિક્સન સ્વખરચીથી ફિજી ગયાં, અને બીજો એ કે (૨) ઓસ્ટ્રેલિયાના સ્ત્રીમંડળ તરફથી મિસ ગાર્નહમને ફિજીનાં હિંદી ભાઈ બહેનોની દશાની સ્વતંત્ર તપાસ, કરવા માટે મોકલવામાં આવ્યાં. મિસ ગાર્નહમની સ્વતંત્ર તપાસના નિવેદનથી બહુ સારો લાભ થયો. મેં મારા નિવેદનોમાં જે વાતો લખી હતી, તેને મિસ ગાર્નહમની સ્વતંત્ર તપાસના નિવેદનથી ખાસ ટેકો મળ્યો. આ ઓસ્ટ્રેલિયન બહેનોની પરોપકાર વૃત્તિનો મને જે અનુભવ મળ્યો તે બ્રિટિશ સામ્રાજ્યના મારા સઘળા અનુભવોમાં સર્વશ્રેષ્ઠ હતો.

બ્રિસબેન બંદરેથી હું હિંદ આવવા માટે ઊપડ્યો. રસ્તે એક આવાડિયું જાવામાં રહી પડ્યો. મેં ત્યાંનું સુપ્રસિદ્ધ મંદિર જોયું. મલાયા સ્ટેટ્સમાં પણ ત્રણેક અઠવાડિયાં ગાળ્યાં, ત્યાં પણ મેં પ્રવાસી હિંદી મજૂરોની હાલત તપાસી.

फेडरेटेड मलाया स्टेट्समें हिन्दी मजूरोंकी दुर्दशा

મલાયાના હિન્દી મજૂરો સંબંધીની ત્રણ વાતોએ મારું ખાસ ધ્યાન ખેંચ્યું. (૧) એક જ વખાર ઉપર મદ્રાસી મજૂરો સાથે કરારબંધી ચીના મજૂરોને પણ કામે લગાડવામાં આવતા હતા. ચીનાઓ પોતાની બૈરીઓને સાથે લઈ જતા નથી. એથી એમના દુષ્ટ આચરણને લીધે મદ્રાસી મજૂરોની સ્ત્રીઓની ઇજ્જત ધાસ્તીમાં રહેતી હતી. (૨) તામિલી મજૂરોને મેલેરિયા ચાલતો હોય એવા ભાગમાં મોકલવાને લલચાવવામાં આવ્યા હતા. આ ટાપુઓમાં કોઈ વખત તો મરણ

સંખ્યાનું પ્રમાણ હજારે દોઢસો સુધીનું થઈ જતું હતું. એને લઈ એ તામિલી મજૂરો ત્યાંથી બીજે લઈ જવાની ઇચ્છા કરે છે ત્યારે તેમને બળાત્કારે ત્યાં જ રાખવાની ફરજ પાડવામાં, આવે છે. (૩) જે જહાજોમાં એમને મદ્રાસ મોકલવામાં આવે છે અગર મલાયા સ્ટેટ્સમાંથી પાછા ફેરવવામાં આવે છે, એ બહુ જ ગંદા હોય છે. હું પોતે એવા જ એક જહાજમાં પાછો ફર્યો હતો, અને મારી સગી આંખે એ જહાજની વર્ણવી ન શકાય એવી ગંદકી અનુભવી હતી.

૯

## ઍન્ડ્રૂઝે કુલીપ્રથા કેવી રીતે બંધ કરાવી?

એ જણાવવાની જરૂર નથી કે મિ. એન્ડ્રૂઝ તનતોડીને કુલી-પ્રથા વિરુદ્ધ ચળવળ ન કરત તો ઇ. સ. ૧૯૨૧ સુધી તો મજૂરોની ભરતી ચાલુ જ રહી હોત; અને વસાહતોમાં મજૂર ગુલામોની ગુલામી ઇ. સ. ૧૯૨૬ સુધી તો પૂરી ન જ થઈ હોત.

મિ. એન્ડ્રૂઝે કેવી રીતે એ કામ પાર પાડ્યું તે જાણવાની જરૂર છે. એમણે સફળતા મેળવી તેમાં કઈ કઈ વાતોથી ખૂબ સહાયતા મળી તે તપાસીશું તો, પહેલી વાત એ જણાઈ આવશે કે એઓ કામ કરનારને સારી રીતે ઓળખી લેતા. શરતબંધનમાં મોટે ભાગે ગામડિયાઓ ઝડપાઈ જતા હતા. બીજી વાત એ જણાઈ આવે છે કે મિ. એન્ડ્રૂઝ હિંદી ભાષા સહેલાઈથી બોલી શકતા હતા. હિંદી ભાષાનું જ્ઞાન જો એમને ન હોત, તો એમની તપાસનું કામ મુશ્કેલ થઈ પડત. ત્રીજી વાત એ કે મિ. એન્ડ્રૂઝે કુલીપ્રથા સંબંધી જે કંઈ લખ્યું છે તે પોતાની નજરે જોયેલું જ લખ્યું છે. બીજાઓને મોઢેથી સાંભળેલી, પણ પોતાના જાતઅનુભવ વગરની કોઈ વાત તે લખતા નહિ. એને લઈને જ એમનાં જને નિવેદનો-માંથી એક પણ વાત એવી ન નીકળી કે જેને હિંદ સરકાર અગર પ્લાન્ટરો ખોટી પાડી શક્યા નહિ. ખાસ, ફિજીના પ્લાન્ટરોએ એમને

ગાળો સંભળાવવામાં તો કંઈ જ બાકી રાખ્યું નહોતું. છતાં એમનાં નિવેદનોમાં કંઈ જ ખોડ કાઢી શકાઈ નહિ. એમને ફિજીના મજૂરોની દુર્દશા સંબંધી સાચી માહિતી જેટલી એમને બીજી સફરમાં મળી શકી, તેટલી પહેલી સફરમાં મળેલી નહિ. ફિજીના મજૂરોની દુર્દશાનાં બે ત્રણ ઉદાહરણ અહીં આપવા જેવાં છે: વાચનારને એથી ખ્યાલ આવશે કે કુલીપ્રથા કેટલી દુષ્ટ હતી! મિ. એન્ડ્રૂઝે એને બંધ કરાવવા મહાભારત પ્રયત્નો કરીને હિંદની ભારે સેવા કરી હતી, એમાં શક નહિ.

*

શરતબંધી હિંદીઓના દુરાચારી જીવનનું વર્ણન કરતાં એ એમના બીજા નિવેદનમાં જણાવે છે કે: "એ પાપકર્મ ફિજીમાં એટલું બધું વ્યાપક બન્યું છે કે જાણે દુરાચારનો કોઈ કોલેરા ફાટી નીકળ્યો ન હોય! કેટલાંક સ્થળો એવાં છે કે જ્યાંથી દુરાચારનો આ પ્લેગ ફેલાય છે, અને એના સંસર્ગમાં આવનારને ઝીણી પાડી કલંકિત બનાવે છે. મોટી મોટી મજૂર વસાહતોની પાપપૂર્ણ પરિસ્થિતિએ તો છેક જ હદ મૂકી દીધી છે. પ્રત્યેક નવીન કુટુંબ જે હિંદમાંથી આવે છે, તે ફિજીની મજૂર વસાહતોના વંટોળમાં ઝડપાય છે તે પણ જોતજોતામાં એ રોમ તાં રોમ બની જાય છે. પતિને કહેવામાં આવે છે કે તારે તારી અર્ધાંગનાને બીજા પુરુષ સાથે દુષ્ટ જીવન ગાળવા મોકલવી પડશે; કેમ કે અહીં કેટલાય પુરુષો ઘણિયાણીઓ વગરના છે. ફિજીમાં એવો રિવાજ છે. શરૂઆતમાં જે માણસો આ વાતમાં 'હા, ના' કરે છે તેમને કહેવામાં આવે છે કે આ હિંદુસ્તાન નથી, ફિજી છે ફિજી! ભાઈ ફિજીમાં તો એમ જ કરવું પડશે. વાંઢાઓનો પરણેલી સ્ત્રીઓ સાથેનો આવા પ્રકારનો જે સંબંધ એને 'દોસ્તી' કહેવામાં આવે છે. ફિજીમાં 'દોસ્તી' એટલે એ શબ્દનો પ્રયોગ ખરાબ અર્થમાં જ થાય છે. ફિજી પ્રવાસી હિંદીઓની અંદર જે ઘોર અપરાધ અને જુલમો થતા જણાય છે એ બધા

લગભગ આ 'દોસ્તી'ના સંબંધને લીધે જ હોય છે. બિચારી સ્ત્રીઓને એમના બેલગામ હવસના ભોગ બનવું પડે છે.'

આ ઉતારાથી વાચકને સહજે કલ્પના આવી શકશે કે, મજૂરોની ભરતી ઈ. સ. ૧૯૨૧ સુધી જો ચાલુ રહી હોત, ૧૯૨૬ સુધી ગિરમિટિયા હિંદી સ્ત્રીપુરુષોને ગુલામીમાં ચાલુ રહેવું પડ્યું હોત, તો તો હજી કોણ જાણે કેટલીય હિંદી બહેનોનાં સતીત્વ વ્યભિચારથી બદબદતી આ પ્રથાના ઓઠા નીચે નષ્ટ થયાં હોત!

વિલાયતની સંસ્થાનિક કચેરીએ તો પોતાનો કક્કો ખરો કરાવવા માટે કચાશ નહોતી રાખી. અને આ તરફ હિંદી સરકાર પણ એના રુઆબમાં અંજાઈ જવાની અણીપર હતી તેવામાં જ મિ. ઍન્ડ્રૂઝ જ્યારે જાપાનમાં હતા ત્યારે સદ્ભાગ્યે ફિજીના પત્રો ઉપરથી એમને આ ખબર અચાનક મળી ગઈ, અને તાબડતોબ તે હિંદ દોડી આવ્યા. ત્યાર પછી એમણે જે જંગ જમાવ્યો તેનું વર્ણન આગળ આવી જ ગયું છે.

મિ. ઍન્ડ્રૂઝે એ વખતે મહાત્મા ગાંધીજી સાથે મળીને નક્કી કરી દીધું હતું કે, 'જેલમાં જઈશું પણ આ વ્યભિચારભરી કુલીપ્રથાને તો ચાલુ રહેવા દઈશું જ નહિ.' વાઇસરૉયે કોલ આપ્યો કે કુલીપ્રથા બંધ કરવામાં આવશે. છતાં એથી ભોળવાયા વગર મિ. ઍન્ડ્રૂઝ સાહેબે પોતાની ચળવળને જરાય મોળી પડવા દીધા વગર ચાલુ જ રાખી. પોતે ફરી એક વાર ફિજી જઈ આવ્યા બાદ સંગ્રામ માટે બહાર પડવું અને ત્યાં સુધી મહાત્મા ગાંધીજી એ ચળવળને ચાલુ રાખે. એવું એમણે એ વખત ઠરાવ્યું હતું. પણ મહાત્માજીએ તો સંગ્રામના મંડાણ માંડવા માટે તા. ૩૧ મે ૧૯૧૭ નો દિવસ નક્કી કરી દીધો હતો. મિ. ઍન્ડ્રૂઝને એ વાત ન રુચી કેમ કે, તા. ૩૧ મે સુધીમાં તો આડતિયા એક હજાર ઉપરાંત સ્ત્રી પુરુષોને ફિજીના દુષ્ટ વાતાવરણમાં ધકેલી દેશે એ બાબતમાં એમને જરા પ

શક નહોતો. પરંતુ ઇશ્વરેચ્છાએ કુલીઓનું બીજું કોઈ જહાજ ફિજી ગયું નહિ. એટલે એન્ડ્રૂઝ સાહેબના આત્માને પરમ આનંદ થયો.

ફિજી ગયા પછી એન્ડ્રૂઝ સાહેબને પાછો ભારે શ્રમ કરવો પડ્યો. મળસ્કેથી માંડીને તે મોડી રાત સુધી એમને ખેતરોમાં અને મજૂર ચાલોમાં રઝળવું પડ્યું. હિંદી મજૂરોની દુર્દશા જોઈને એમની આંખમાંથી આંસુ નીકળતાં હતાં. ફિજીની એક ગિરમીટિયણ હિંદી બહેને તો એન્ડ્રૂઝ સાહેબની પ્રવૃત્તિ વિષે નીચેની મતલબનું એક જોડકણું જોડી કાઢ્યું હતું. એ પરથી એમના પરિશ્રમનો સાચો ખ્યાલ મળે છેઃ—

ધન્ય છે માતાને આપના જેવા પનોતા પુત્રની,
જાગી પડો છો પોતે. ત્રણ વાગે પથારીમાંથી.
ઝાડે જંગલ જઈ આવી, સ્નાનાદિથી પરવારીને,
પ્રભુભજનમાં બનો છો લીન! પ્રાર્થના પૂરી કરીને.
ચાહ નાસ્તો કરી લઈ પરોપકારાર્થે નીકળી પડો છો,
સ્વભાવે છો દયાળુ, દીન દુઃખિયાં સાથે વાતો કરો છો.
માયાળુ દિલે દુઃખો એમનાં પોતાનાં જ કરી લો છો,
કરી વાતો સુખદુઃખની, ધીરજ એમને દેતા જ રહો છો.
વીર મળવા આપશા દુર્લભ, આ સ્વાર્થી દુનિયામાં,
જે સમર્પી દે નિજ તન, મન, ધન પરાર્થે સર્વથા,
જીવન વ્રત છે આપનું, દીન દુઃખિયાનાં દુઃખદર્દ ટાળવાનું,
વેઠી કષ્ટો ને ઊંઘ ઉજાગરા જીવન આપનું ગાળવાનું.
નિદ્રા તો જાણે છે જ નહિ આપને, પરદુઃખભંજન ઓ રે,
એન્ડ્રૂઝ સાહેબ! માનું છું હું મારા ધર્મના બાપુ તમોને.
આપની આ ધર્મપુત્રીની આપ પણ ખબર લેતા રહો છો,
કહું છું ખચિત આપને પ્રતાપે જ ઊગરી જઈ શક્યાં છીએ.
દુભાગી અમો ફિજીના શરતબંધી હિંદી મજૂરો,

આ ભગ્નતી દેવી સ્વીકારે છે 'આપનું જ શરણું.
આપની મંગળમૂર્તિ તથા આપનાં પરોપકારી કૃત્યોનું,
સ્મરણુ નિજ અંતરમાં ભાવપૂર્વક સદાય કરતી.

ફિજીમાંની હિંદી બહેનોની દુર્દશા જોઈને એન્ડ્રુઝ સાહેબને બેહદ આઘાત પહોંચ્યો હતો. તા. ૪ થી મે ૧૯૧૮ નો દિવસ કે જે દિવસે શ્રી. એન્ડ્રુઝ સાહેબે ગિરમીટિયા હિંદી બહેનોની કરુણ કથની કહી સંભળાવી હતી તે દિવસને આ લેખક તો હરગીજ નહિ ભૂલી શકે. એ કથની કહેતી વેળા એમના મુખ ઉપર ક્રોધ, કરુણા, અને દયાના ભાવ તરી રહ્યા હતા. આંખોમાં આંસુ વહેતાં હતાં. એ વખતનો એમનો અશ્રુપૂર્ણ ચહેરો જ્યારે જ્યારે મને યાદ આવે છે ત્યારે ત્યારે મને 'રાષ્ટ્રીય પથિક'નું નીચેનું પદ્ય યાદ આવી જાય છે :—

" सवा, गर ' हिन्द ' से गुजरे, न हमको, तू भुला देना
हमारे गम, अलमकी याद भी उनको दिला देना
नशेमें जो बडप्पनके बने मदहोश फिरते हो
उन्हें " ॲन्ड्रूझ के आँसू पिला देना पिला देना "

ફિજીની બીજી સફરમાં ફિજી સરકારની કાઉન્સિલનો ૫૪ મા નંબરનો પત્ર એન્ડ્રુઝ સાહેબને મળ્યો. એ પત્રમાં એવી મતલબનું એક મહાન ભયંકર વાક્ય હતું કે " એક શર્તબંદી હિંદી સ્ત્રીને ત્રણ ત્રણ શર્તબંધી મરદોનો અને તે ઉપરાંત બીજા કેટલાય બદા-રનાઓનો હવસ પૂરો કરતાં કરતાં ચાંદી અને પરમા જેવા અનેક રોગોના ભોગ બનવું પડે એ તો સહેજે સમજી શકાય એવું છે. " સરકારની વ્યવસ્થાપક સભાના પોતાના નિવેદનમાંનું એ ખાસ ધ્યાનમાં લેવાનું છે. બ્રિટિશ સામ્રાજ્યમાં રહેવા છતાં અને સુધરેલી મણાતી આ વીસમી સદીમાં પણ અમારી માતૃભૂમિને કેવી શુંનામી દશામાં સડવું પડે છે, અને સરકાર હસ્ત માલની આ શર્ત-બંદી મજૂરી યાને ગિરમીટિયાગીરીથી લલનાઓનાં જીવન કેવાં ભ્રષ્ટ કરી દેવામાં છે, એનું જીવતુંજાગતું ઉદાહરણ વાચકને ઉપરના વાક્ય-

માંથી મળી રહેશે. જ્યારે સ્વતંત્ર ભારતનો સાચો ઇતિહાસ આલેખાશે ત્યારે જ આપણને ખરેખરો ખ્યાલ આવી શકશે કે આપણી પરાધીનતાને કારણે આપણી માતાઓનું તેમ જ માતૃભૂમિનું કેવું હડહડતું અપમાન કરવામાં આવ્યું છે.

આ ઉપરનું વાક્ય મિ. ઍન્ડ્રૂઝને કુલીપ્રથાનો અંત લાવવામાં ખૂબ સહાયભૂત થઈ પડ્યું. ફિજીથી પાછા ફરતાં જ એ દિલ્હી ગયા અને શ્રીમાન વાઇસરૉય અને હિંદી પ્રધાન મિ. મૉન્ટેગ્યુની એમણે મુલાકાત લીધી. બંનેને ફિજી કાઉન્સિલ પેપર '૫૪'નું એ વાક્ય બતાવ્યું. આ વાંચી મિ. મૉન્ટેગ્યુએ ઍન્ડ્રૂઝ સાહેબને કહ્યું કે 'આટલું એક વાક્ય જ બસ છે. મારે બીજા કશા વધારાની જરૂર નથી.' આ પ્રસંગે ઍન્ડ્રૂઝ સાહેબે હિંદી પ્રધાનને ફિજીની સ્થિતિ સુધારવા સંબંધી કેટલીક સૂચનાઓવાળો એક પત્ર આપ્યો. મિ. મૉન્ટેગ્યુએ વચન આપ્યું કે સુધારો કરવા પ્રયત્ન આદરવામાં આવશે. ત્યારપછી ઍન્ડ્રૂઝ સાહેબ શાન્તિનિકેતન ગયા. ત્યાં રહ્યાં રહ્યાં એમણે ફિજીના વિષયમાં બીજો એક રિપોર્ટ લખ્યો. 'મૉડર્ન રિવ્યૂ'માં એ આખો રિપોર્ટ લેખરૂપે છપાયો. હિંદના મુખ્ય મુખ્ય પત્રોએ પણ એના ઊતારા પોતાની કટારોમાં લીધા હતા.

શર્તબંધી દાસત્વની પ્રથા નાબૂદ કરાવવામાં ઍન્ડ્રૂઝ સાહેબને કેટલો પરિશ્રમ કરવો પડ્યો, ને કેવો આત્મભોગ આપવો પડ્યો તેનો સાચો ખ્યાલ તો બહુ થોડાંને જ હશે. લડાઈના યુગમાં સમુદ્રમાં મુસાફરી કરવી એ લાડુ જમવાની વાત નહોતી. જર્મન જહાજોને વિનાશિકાઓ સમુદ્રમાં જ્યાં ત્યાં ધૂમાધૂમ કરી રહી હતી, જાનનું ખરેખરું જોખમ હતું, મોતને હથેળીમાં લઈને જ પ્રવાસ કરવાનો હતો. આવા વખતમાં જહાજ પરના દીવાઓ પણ ભયને લીધે બુઝાવી નાખવામાં આવતા હતા. મુસાફરોને પણ માર્ગમાં ફરજિયાત તાલીમ (કવાયત) અપાતી. ભય પ્રસંગે પોતાનો જાન કેવા પ્રકારે

બચાવવો એની તાલીમ દરેકને ખાસ લેવી પડતી. ફિજીની નજીકમાં જ એક નાનકડી સ્ટીમરમાં બેસી ઍન્ડ્રૂઝ સાહેબ કંઈ જતા હતા તેવામાં એક જર્મન જહાજે નજીકમાં જ દર્શન દીધાં. આ વખતે સમુદ્ર પણ તોફાને ચડ્યો હતો એટલે સદ્‌ભાગ્યે આ સ્ટીમર જર્મનોની નજરે ચડી નહિ નીકર તો ખુદા જાણે એમની કેવી ભયપ્રદ દશા થઈ હોત! બીજે જ દિવસે એ જર્મન જહાજ પકડાઈ ગયું.

મિ. ઍન્ડ્રૂઝ પોતે કોઈના જ દાસ નહોતા. એ વાત એમને શર્તબંધીની પ્રથા નાબૂદ કરાવવામાં ઘણી જ મદદગાર થઈ પડી. એઓ પૂર્ણ સ્વતંત્ર હતા. જો તેઓ કોઈ મહાવિદ્યાલયના મુખ્ય અધ્યાપક હોત, તો ભાગ્યે જ આવા કાર્યમાં આટલી છૂટથી જોડાઈ શક્યા હોત. પોતાના સમયનો સદુપયોગ કરવા એ સાવ સ્વતંત્ર હતા. અવિવાહિત હોવાથી ગૃહસ્થાશ્રમની પણ એમને કશી જ જંજાળ ન હતી. પૈસાટકા સંબંધમાં પણ ઈશ્વરકૃપાથી ફિકર કરવા જેવું ખાસ નહોતું. પોતાનો ખર્ચ અને અંગત જરૂરિયાતો એમણે એટલી હદે ઘટાડી દીધાં હતાં કે તેમને આર્થિક મુશ્કેલીમાં કદાપિ મૂંઝાવું પણું નહોતું. વળી, જ્યારે જ્યારે તેમને પૈસાની તંગી પડી ત્યારે ત્યારે રામભરોસે તે મળી પણ આવ્યા. પોતે નિર્ધન રહેવા માગતા હતા તેથી જ તેઓ નિર્ધન હતા. બાકી લક્ષ્મી તો એમનું ઘર શોધતી આવે એમ હતું. પોતાની જાત પાછળ તેઓ ઝાઝું ખર્ચ કરતા નહિ. પોતાની ચળવળ, મુસાફરી, પૉસ્ટેજ, તાર તથા ઇતર સાર્વજનિક કામે હજારો રૂપિયા પ્રતિવર્ષે તે ખર્ચતા હતા, અને તે એમને મળી પણ રહેતા.

ઘણુંખરું તો સભાઓમાંથી જ તેમને મદદ મળી જતી. એક બે પ્રસંગો બાદ કરતા તેમને પોતાના ચળવળના કાર્યમાં પૈસાની તંગી પડી નથી પોતાનુ બધું કામ પોતે જાતે જ કરતા હોવાથી એમને કોઈનું પણ મોઢું તાકતાં બેસી રહેવા વારો આવતો નહિ

વાચકોને આ સાંભળીને આશ્ચર્ય થશે કે કોક કોક વાર તો એન્ડ્રૂઝ સાહેબે પોતાના લેખની આઠ આઠ નકલો પણ જાતે જ કરી લીધેલી! એમણે કોઈ મદદનીશ કદાપિ રાખ્યો નહોતો. 'ટાઈપ રાઈટર' પણ છેક છેવટના ભાગમાં જ રાખેલું. પોતાના સાથીદારો પાસે પણ કામ ન લેતાં સ્વયં કરી લેતા.

બીમારીમાં પણ એઓ પોતાના લેખ અમર પત્ર જાતે જ લખવા પ્રયત્ન કરતા. પરિણામે તબિયત સુધરતાં વિલંબ થતો. માંદગીથી છેક જ અશક્ત બની જાય અને પથારીવશ બનવું પડે ત્યારે જ બીજા પાસે પત્ર લખાવતા. અસાધારણ પરિશ્રમ કરવાની એમની શક્તિ કુલીપ્રથા બંધ કરાવવામાં ઘણી મદદરૂપ નીવડેલી. વળી, એમની ખાસ ખૂબી તો એ હતી કે તેઓ કોઈ પણ રાજદ્વારી પક્ષ સાથે એને લગતો સંબંધ રાખતા નહિ. આવો પ્રસંગ પડયે નરમ-ગરમ બંને પક્ષો એમને યથાશક્તિ મદદ અવશ્ય કરતા, તેઓ પોતે નેતા બનવાની વિરુદ્ધ હતા. છતાં કુલીપ્રથા વિરુદ્ધની ચળવળ ચલાવવા માટે તેમણે નેતાગીરી પણ સ્વીકારી હતી. અને એનું કારણ ખાસ એ હતું કે આ પ્રશ્ન પર ભારતના અન્ય નેતાઓ ઝાઝું ધ્યાન આપતા નહોતા. ગોખલેજીએ સૌથી પહેલાં જ આની વિરુદ્ધ ઝુંબેશ ઉઠાવી હતી એ ખરું પણ એમને ખાસ સફળતા મળી નહોતી. ઈ. સ. ૧૯૧૨માં આ પ્રથા વિરુદ્ધ કાઉન્સિલમાં એમણે જે પ્રસ્તાવ રજૂ કર્યો હતો તે સરકારે માન્ય રાખેલો નહિ અને ત્યારથી જ એ કોકડા પર ટોપલો ઢંકાઈ ગયો હતો. મિ. મૅરનીલ અને લાલા ચિમનલાલે તો એ પ્રસંગે ઘૃણાજનક પ્રથા ચિરંજીવી રહેવા બદલ પોતાના આશીર્વાદ પણ વરસાવ્યા હતા આવી દશામાં મિ. એન્ડ્રૂઝને આ ટોપલો ઉઘાડવો પડેલો ને નેતાગીરી સ્વીકારવી પડેલી એ પોતે અંગ્રેજ હોવાને લીધે કાંઈ સરળતા પણ મળી ગઈ. બાકી કોઈ ભારતીય નેતા માટે તો ઑસ્ટ્રેલિયામાં ફિજીની કુલીપ્રથા

વિરુદ્ધ લોકમત જાગૃત કરવાનું સંભવિત જ નહોતું. આ કારણે આટલું ધ્યાન રાખવા જેવું છે કેઃ—

કુલીપ્રથા બંધ કરાવવી એ કાંઈ નાનીસૂની વાત નહતી. સ્વાર્થી ગોરા પ્લાન્ટરોને–જમીનદારોને આ ગુલામી પ્રથાથી ઘણો લાભ હતો. એટલે આ દુષ્ટ પ્રથાને ચાલુ રખાવવા એ લોકોયે તનતોડ મહેનત કરી છૂટયા હતા. હિંદી સરકારની પણ એ સમયે સંસ્થાનિક જમીનદારોને હાનિ પહોંચાડવાની મરજી નહોતી. યુદ્ધના કટોકટીભર્યા સમયમાં ફિજીના બબ્બે વાર પ્રવાસ ખેડવા, હિંદના લોકમતને જાગૃત કરવો અને સરકાર પર પ્રભાવ પાડીને આ વિષયમાં એનો દૃષ્ટિકોણ જ પલટાવી નાખવો એ કાંઈ રમત વાત નહોતી. એન્ડ્રૂઝ સાહેબ બીજી વાર ફિજી ગયા ત્યારે એક કપ્તાન ઉશ્કેરાઈ જઈને કહી નાખેલું કે મિ એન્ડ્રૂઝ જો મારા જિલ્લામાં આવે તો હું એને ગોળીથી ઠાર મારું.' આ ધમકીની લેશ પણ પરવા કર્યા વગર એઓ એ જિલ્લામાં પણ ગયા હતા જ. 'સ્વતંત્ર હિંદ'નો ઇતિહાસ જ્યારે લખાશે ત્યારે ઇતિહાસ-લેખકોએ નિષ્પક્ષપાતપણે લખવું જ રહેશે કે આ ગુલામી શૃંખલાઓને તોડવામાં એન્ડ્રૂઝનો પ્રબલ અથાગ હતો. દક્ષિણ ઓસ્ટ્રેલિયાના એક અપરિચિત ડૉક્ટર મિ. ફ્રાન્સિસ એલ. હાર્ડિંન એમ. ડી. એ તો પોતાના તા. ૧૨–૧–૨૧ના પત્રમાં મિ. એન્ડ્રૂઝને લખેલું પણ હતું કેઃ—

"આપણને બધાંને આપણાં કાર્યોમાં સફળતા મેળવવાનું સદ્‌ભાગ્ય નથી સાંપડતું. જ્યાં તો આપના જીવનમાં ખૂબખૂબ મોટી સફળતાઓ મળી છે એ નિઃશંક. આપનું એ સૌભાગ્ય છે કે આપ આપના કાર્યોની સંપૂર્ણ સફળતા સ્વનજરે જોઈ શકો છો. ફિજીમાંથી ગુલામીની પ્રથા નાબૂદ આપે જ કરી છે. એ કાંઈ નજીવી વાત નથી. હે પ્રભુ! મને પણ આપના દર્શનની તક મળે! હું મારી બાલ્યાવસ્થામાં ગેરીસન, વીલ્બર ફોર્સ અને ઇબ્રાહિમ લિંકનનાં નામોનું

પરમેશ્વરના નામ માફક સ્મરણ કર્યા કરતો હતો. ભવિષ્યના નિષ્પક્ષ ઇતિહાસ લેખકો આપના કાર્યને પણ એવી જ ઊંચી કક્ષાનું માનશે, એ નિઃસંદેહ છે."

વાંચકોના મનોરંજન માટે આ ઠેકાણે એક વિચિત્ર ઘટના ટાંકવી ઉચિત લાગે છે. તા. ૨૫ મે ૧૯૧૭ના રોજ એન્ડ્રુઝ સાહેબ ઓસ્ટ્રેલિયામાં પોતાની માતાની વર્ષગાંઠ ઊજવી રહ્યા હતા તે જ દિવસે ત્યાંના એક પત્રમાં રોયટરનો તાર એમના વાંચવામાં આવ્યો કે 'ભારતની સરકારે શર્તબંધીની પ્રથા હંમેશને માટે બંધ કરી છે.' મિ. એન્ડ્રુઝ કહે છે કે 'એ તકે હું એકલો જ હતો. મારે માટે અત્યંત હર્ષની વાત હતી કે મારી માતાની વર્ષગાંઠને દિવસે જ મને આ માંગલિક સમાચાર સાંભળવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. મારી માતાએ પોતાની બીમારીમાં પણ મને દક્ષિણ આફ્રિકાના પ્રવાસીઓની સેવા કરવાની અનુમતિ આપેલી એટલે આ વખતે જો મારી મા હયાત હોત તો તો તેને આનંદનો અવધિ જ ન રહેત તેની મને ખાત્રી છે. આ દાસત્વની બેડીઓ તોડવામાં મારી માતાની પ્રેરણા કાંઈ ઓછી મદદગાર નીવડી નથી."

ઇંગ્લંડના ગુલામોનો વેપાર નાબૂદ કરનારા બક્સટન સાહેબના જીવનમાં પણ એક એવી જ ઘટના બની ગઈ હતી. એમણે વરસો સુધી ગુલામોની સ્વતંત્રતા માટે પ્રયત્નો કર્યા હતા. પ્રિસિલા નામની એક વિદુષી બાઈએ એમને એ કામમાં ભારે મદદ કરી હતી. મરતી વખતે પણ એ બાઈએ બક્સટન સાહેબને કહેલું હતું કે, "ભાઈ! ગુલામોને સ્વતંત્રતા મળે એ માટે તમારાથી બનતું બધું જ કરી છૂટજો!" અને બક્સટન સાહેબે પણ એની મૃત્યુ વખતની એ પ્રાર્થનાને હૈયામાં કોતરી રાખીને, એની યાદગીરી ખાતર પોતાની પુત્રીનું નામ પ્રિસિલા પાડ્યું હતું. ઈ. સ. ૧૮૩૪માં જ્યારે એ પુત્રીને

સાસરે વળાવી તે જ દિવસે ઇંગ્લંડના બધા ગુલામોને સ્વતંત્રતા મળી ગયાની જાહેરાત નીકળી હતી. એ વખતે બક્સ્ટન સાહેબે પોતાના એક મિત્રને પત્ર લખ્યો. તેમાં લખ્યું હતું કે : " ભાઈ! પુત્રી આજ સાસરે ગઈ; અને તેની સાથે મારી બધી મુરાદો પણ ઇશ્વરેચ્છાએ પાર પડી ગઈ છે. આજે ઇંગ્લંડમાં એક પણ ગુલામ બાકી રહ્યો નથી." આમ બક્સ્ટન અને એન્ડ્રૂઝ સાહેબોની માફક બધાં જ કંઈ નસીબદાર નથી હોતાં; અને એમની માફક સૌને ફત્તેહચંદી પણ નથી મળતી; છતાં પોતાની ફરજ અદા કરવાનું ધ્યેય તો આપણુ સૌનું જ હોવું જોઈએ. અંગ્રેજીમાં એક કહેવત છે કે: " We cannot all command success but we will do better, we will deserve it." અર્થાત્ કે—સફળતા મેળવવી એ આપણા હાથની વાત નથી, પરંતુ આપણે એના કરતાં પણ વિશેષ ઉત્તમ કાર્ય કરી શકીએ તેમ છીએ. અને તે એ કે આપણે આપણુને પોતાને સફળતાના અધિકારી બનાવી લઈએ." આ આદર્શને સન્મુખ રાખીને આપણે સૌ માતૃભૂમિની પરતંત્રતાની બેડીઓ તોડવાનો પ્રયત્ન કરીએ, એ જ પરમકૃપાળુ પ્રભુ પાસે અમારી પ્રાર્થના છે.

**માનનીય માલવીયાજીની સહાય**

આ વૃત્તાન્તની પૂર્ણાહુતિ કરતાં પહેલાં અમારે એ જણાવવું જ રહ્યું કે માનનીય માલવીયાજીએ ગુલામી રિવાજ બંધ કરવાના કાર્યમાં મિ. એન્ડ્રૂઝને સારી સહાય કરી હતી. એવા તો કેટલાયે હિંદી મિત્રો એન્ડ્રૂઝ સાહેબને છે. પરંતુ માલવીયાજી જેવો ગાઢ પરિચય એમને થોડા જ લોકો સાથે છે. એમ થવું તે પણ સ્વાભાવિક છે, કારણ કે સ્વ૦ મહાત્મા ગોખલેજી પછી કોઈ પણ હિંદી નેતાએ પ્રવાસી હિંદીઓ માટે કાંઈ પણ કર્યું હોય તો તે માલવીયાજીએ જ. પ્રવાસી હિંદીઓનું કામ કરતાં અને

આગળ વધીને પંજાબી ભાઈઓની સેવા કરતી વખતે કેટલીયે વાર એન્ડ્રૂઝ સાહેબને માલવીયાજીના સત્સંગનો લાભ મળ્યો હતો. માલવીયાજી માટે એમના હૃદયમાં પૂજ્ય લાગણી અને શ્રદ્ધા ભરપટ્ટે હતાં.

**पिताजीनुं मृत्यु**

ફિજીથી પાછા ફર્યા પછી એન્ડ્રૂઝ સાહેબ દિલ્હી થઈને કલકત્તા ગયા હતા, અને ત્યાંથી તે કવિવર રવીન્દ્રનાથ સાથે શાન્તિનિકેતનમાં રોકાયા હતા. ત્યાં વિલાયતથી એક તાર આવ્યો. એ તાર એમના પિતાના મૃત્યુ સમાચારનો હતો. આ સંબંધમાં એન્ડ્રૂઝ સાહેબ કહે છે કે, "પિતાના મોતના દુઃખદ સમાચાર મારે માટે નવાઈ ઉપજાવનારા હતા કારણ કે તેઓ બીમાર તો ઘણા લાંબા સમયથી હતા. એમનું મૃત્યુ આટલું નજીક હશે એવી તો મને સ્વપ્નમાં ય શંકા નહોતી. રવીન્દ્રનાથજીએ પોતે મને એ માઠા સમાચાર સુણાવ્યા અને જે સાંત્વન એમણે મને આપ્યું તે તો હું જીંદગીભર ભૂલી શકીશ નહિ. પિતાની ઉંમર આ વખતે ૮૫ વર્ષની હતી. મારી માતાના મરણ પછી એમને જીવન બોજારૂપ લાગતું હતું. તબિયત પણ ઠીક લથડી ગઈ હતી, છતાં છેલ્લા દિવસોમાં તેઓ કાવ્યો લખીને શાંતિ મેળવતા રહ્યા, તેમાંનાં કેટલાંક કાવ્યો મેં છપાવ્યાં છે ને બાકીનાં છપાવવાનો પ્રયત્ન કરીશ."

**महायुद्धना संबंधमां केटलाक विचारो**

પિતાના મૃત્યુના સમાચાર સાંભળ્યા પછી મિ. એન્ડ્રૂઝે શાન્તિનિકેતનમાં રહી પોતાના સમયનો મોટો ભાગ ફિજી સંબંધે લેખો લખવામાં અને હિંદ સરકાર સાથે ફિજી સંબંધી પત્રવ્યવહાર કરવામાં ગાળ્યો. મે ૧૯૧૮માં એઓ ફરી દિલ્હી ગયા. મહાત્મા ગાંધીજી પણ એ વખતે યુદ્ધ સમિતિના કાર્ય માટે દિલ્હી રોકાયા હતા. મિ. એન્ડ્રૂઝ કહે છે કે : " આ પહેલાં થોડા દિવસ

અમારુ જ ઇંગ્લંડ અને ઇટાલીની ગુપ્ત સલાહના કરારોની શરતોની ખબર મારે કાને આવી ગઈ હતી. સમાજવાદીઓએ એ ગુપ્ત સંધિ જાહેરમાં મૂકી દીધી હતી. આ સંધિ લંડનની સંધિને નામે ઓળખાય છે. આ કરારોમાં તુર્કીને પૂરેપૂરું પાંગળું બનાવી દેવાનો નિરધાર કરવામાં આવ્યો હતો. અધમમાં અધમ સામ્રાજ્યનો આ જીવતોજાગતો દાખલો હતો. આ સંબંધમાં મહાત્માજીને મેં કહ્યું: “ ઇંગ્લંડ પ્રત્યે સહાનુભૂતિ તે આપણે શી રીતે ધરાવી શકીએ? ઇંગ્લંડ પોતાની હિંદી ઇસ્લામી પ્રજાની સાથે આવો નફ્ફટ વિશ્વાસઘાત રમી રહ્યું છે; ત્યારે આપણે એની સાથે કેવી રીતે સહાનુભૂતિ રાખી શકીએ? ઇંગ્લંડે મુસલમાનોને એવો વાયદો કર્યો છે કે એઓ ખિલાફતમાં ડખલ કરશે નહિ. પરંતુ એણે આ ગુપ્ત કરારો કરીને પોતે લીધેલી પ્રતિજ્ઞાના ચૂરેચૂરા કરી નાખ્યા છે, અને ખિલાફતનાં મૂળ તો છેક ઊંડેથી કાપી નાખ્યાં છે.”

યુદ્ધ દરમિયાન મારા હૃદયને ઇંગ્લંડની આ કુટિલનીતિએ ભારે ધક્કો પહોંચાડ્યો, મને ઇંગ્લંડની સચ્ચાઈમાં વહેમ પડવા લાગ્યો. આ પહેલાં એણે ફ્રાન્સના ભાગલા પાડી દઈને એની સાથે જે સલાહ કરી હતી, તેનાથી પણ મારા હૃદયમાં અનેક જાતની શંકાઓ ઉત્પન્ન થઈ હતી.

રશિયા સાથે ઇંગ્લંડની આ સંધિ થવાને કારણે મારું મન ઇંગ્લંડનો પક્ષ ન્યાયી છે અને જર્મનીનો અન્યાયી છે એ બાબતમાં ડગુમગુ બની ગયું. હું તો શરૂઆતથી જ મિ. રામ્સે મૅકડોનલ્ડના મતને મળતો હતો, કે રશિયા પણ યુદ્ધ કરવાને માટે એટલું જ તત્પર હતું; કે જેટલું જર્મની. એટલે ઇંગ્લંડે કોઈ પણ સંજોગોમાં રશિયાના ઝાર સાથે સંધિ કરવી જ નહોતી જોઈતી. છતાં તેણે એમ કર્યું. એટલે ઇંગ્લંડનું કાર્ય મને પ્રજાપક્ષને માટે અત્યંત

ઘાતક જણાવા લાગ્યું. બીજી બાજુ જર્મનીનું બેલ્જિયમ ઉપરનું આક્રમણ એને પણ હું અત્યંત અન્યાયી સમજતો હતો. આવી રીતે યુદ્ધ સંબંધી મારા વિચારો મસ મોટા ગોટાળામાં પડી ગયા હતા. આમ છતાં મને હજીયે આશા હતી કે, જર્મની કરતાં, ઇંગ્લંડનો પક્ષ કંઈક ઓછો અન્યાયી હશે. પરંતુ ઇટાલી સાથેની એ અન્યાયભરી ગુપ્ત સંધિની વાત સાંભળ્યા પછી તો મારો એ રહ્યોસહ્યો વિશ્વાસ પણ મિત્રદળ ઉપરથી ઊડી ગયો. હવે તો મને એ જર્મની જેટલું જ અન્યાયી લાગવા માંડ્યું.

આ બધી વાતોનો ખૂબખૂબ વિચાર કરી જોયા પછી મહાત્માજીને મેં એ ગુપ્ત સંધિના કરારો બતાવ્યા અને કહ્યું : "મહેરબાનીથી આના ઉપર નજર ફેરવી જાઓ. સરકારની નીતિમાં મને હવે તો જરાય વિશ્વાસ નથી. છતાં આપ સરકાર ઉપર આટલો બધો વિશ્વાસ ધરાવો છો અને એના પ્રત્યે આટલી બધી સહાનુભૂતિ રાખો છો, તે કેવી રીતે એની સમજ મને નથી પડતી. મારા આ ઉદ્ગારો સાંભળીને મહાત્માજીના હૈયામાં ભારે મંથન જાગ્યું. એ વખત લડાઈનો હતો; અને ઇંગ્લંડ ઉપર આફતનું વાદળ ઘેરાયેલું હતું. વાઇસરૉયે હિંદીઓ આમળ મદદ માટે વિનંતી ગુજારી હતી. ગાંધીજી મદદ કરવાનો નિશ્ચય કરીને જ દિલ્હીથી આવ્યા હતા. પરંતુ આ ગુપ્ત સંધિની વાત સાંભળ્યા પછી એમને ભારે તિરસ્કાર આવ્યો. વાઇસરૉય સાથેની મુલાકાતમાં ગાંધીજીએ પૂછ્યું ત્યારે વાઇસરૉયે એમને આ બાબતમાં સમજાવી દીધું કે, "ઇંગ્લંડની વિરુદ્ધ આપ જે વાત કહો છો તે માનવામાં આવે એવી નથી. સમાજવાદીઓએ કદાચ એ ગુપ્ત સંધિની વાત ઉપજાવી કાઢી હશે પણ તે જૂઠી છે. સમાજવાદીઓ એવું કરે તો નવાઈ જેવું નથી."

મહાત્માજીએ વાઇસરૉયનો આ ખુલાસો સાચો માની લીધો.

અને દિલ્હીથી પાછા ફરીને એમણે ગામડાંઓમાંથી-(રંગરૂટ)-લશ્કર માટે ભરતીના માણસો એકઠા કરવા માંડ્યા. મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે અહિંસાના પક્ષપાતી મહાત્માજી પોતે રંગરૂટોની ભરતી કરાવીને લડાઈમાં ધકેલશે. મેં આ બાબતમાં કંઈ નહિ તો યે વીસેક કાગળો મહાત્માજીને લખ્યા હશે. પચાસ વાર એમને-પ્રાર્થના કરી હશે કે, " આપ રંગરૂટોની ભરતી ન કરશો; પરંતુ મહાત્માજીએ મારી એ વાત ન માની તે ન જ માની. આખું વરસ હું શાન્તિનિકેતનમાં રહ્યો. ઑક્ટોબરમાં મને તાર મળ્યો : ' મહાત્માજી અત્યંત બીમાર છે. ' તરત જ હું અમદાવાદ ગયો. ત્યાં એમને મેં મરણ પથારીએ જોયા. કેટલાંય અઠવાડિયાં સુધી હું એમની સાથે રહ્યો. એમને બરાબર આરામ થયા પછી જ હું શાન્તિનિકેતન પાછો ફર્યો.

## ૧૦

## પંજાબમાં મિ. ઍન્ડ્રૂઝનું કાર્ય

**મ**હાત્મા ગાંધીજીએ પંજાબથી પોતાના વર્તમાનપત્ર 'નવજીવન'ના તા. ૨-૧૧-૧૯ના અંકમાં લખ્યું હતું કે: મિ. ઍન્ડ્રૂઝે પંજાબની જે સેવા કરી છે તેનું અનુમાન કાઢવું અસંભવિત છે. તેમણે પોતાનું કાર્ય કોઈ પણ જાતનો દેખાડો કર્યા વગર કર્યું છે. 'જમણા હાથે કરેલું કામ, ડાબો હાથ જાણવા ન પામે' એ કહેવત ઍન્ડ્રૂઝ સાહેબની બાબતમાં બિલકુલ સાચી ઠરી છે મિ. ઍન્ડ્રૂઝની સેવા શુદ્ધ હોઈ ગુપ્ત રીતે કરેલા દાન જેવી છે એ વિષે મને મુદ્દલ શંકા રહી નથી. જે ઠેકાણે જતાં બીજા આંચકો ખાય એવે ઠેકાણે પણ એ પહોંચી ગયા છે." પંજાબના આપત્તિકાળમાં મિ. ઍન્ડ્રૂઝે જે સેવા કરી છે એ હિંદના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકાઈ રહેશે એમાં મને જરાયે શક નથી.

પંજાબમાં અત્યાચારનો આરંભ થતાં જ મિ. ઍન્ડ્રૂઝ શાંતિનિકેતનનું પોતાનું શાંતિભર્યું જીવન ફગાવી દઈને તત્કાળ પંજાબની વહારે દોડી ગયા હતા.

પંજાબ તરફ તેઓ જતા હતા તેવામાં જ દિલ્હીના લોકોએ એમને અધવચ્ચે જ રોકી લીધા. એ વખતે દિલ્હીની સ્થિતિ ઘણી સંકટગ્રસ્ત હતી.

**દિલ્હીમાં કાર્ય**

એટલા માટે એમણે દિલ્હીવાસીઓની આજ્ઞા માનીને પ્રથમ ત્યાંથી જ કામનો આરંભ કર્યો. હકીમ અજમલખાં, ડૉ. અનસારી અને સ્વામી શ્રદ્ધાનંદજી સાથે મળીને રાતદિન એઓ તનતોડ પરિશ્રમ કરવા લાગ્યા. ઍંગ્લો ઇન્ડિયન વર્તમાનપત્રો એ વખતે સરકારને લશ્કરી કાયદો (માર્શલ લૉ) અમલમાં આણવાની સલાહ આપતાં હતાં. ઍંગ્લો ઇન્ડિયન પત્રોમાં જે હકીકત આ વખતે છપાતી હતી તેને લખાવનારો કોઈ બીજો જ હતો. એટલું તો નક્કી જ હતું કે પંજાબના કોઈ ઉચ્ચ અમલદારની પ્રેરણાથી આ કારસ્થાન ચાલતું હતું. લાહોરના 'સિવિલ અને મિલિટરી ગેઝેટ'ની કટારો પણ એવી જ વાતોથી ભરચક રહેતી, પ્રયાગના સરકારી દલાલસમું 'પાયોનિયર' પણ 'સિવિલ અને મિલિટરી ગેઝેટ'ના લેખોને જ અપનાવી લેતું હતું, આ સિવાય મોટા અમલદારોની પ્રેરણાથી બીજાં પત્રો પણ આવી જ મતલબના લેખો છાપતાં હતાં. ઍંગ્લો ઇન્ડિયન પત્રોનું માનવું એવું હતું કે દિલ્હીમાં 'માર્શલ લૉ' લાગુ કર્યા વિના પંજાબમાં એની ચોક્કસ અસર થશે નહિ.

આ બધાનું પરિણામ એ આવ્યું કે દિલ્હીના વડા કમિશનર મિ. બેરોનની કને દિલ્હીમાં માર્શલ લૉ શરૂ કરવાનો રૂક્કો આવી પહોંચ્યો અને તેઓ મરજીમાં ફાવે ત્યારે તેનો અમલ કરી શકે એમ હતું. આ સંબંધમાં એન્ડ્રૂઝ સાહેબ કહે છે કે "દિલ્હીવાસીઓ મને ખૂબ ક્રોધે ભરાયલા જણાયા. દિલ્હીમાં જે દુર્ઘટનાઓ બની હતી તેનાથી તો લોકો રોષે ભરાયા હતા જ, તેવામાં વળી પંજાબથી અત્યાચારોના જે સમાચાર આવી પહોંચ્યા તેનાથી તો એ ઉકેક જ ઉશ્કેરાઈ ગયા હતા. મારો વિચાર દિલ્હીથી લાહોર અને અમૃતસર જવાનો હતો. પણ દિલ્હીમાં બધાએ મને આગ્રહ કર્યો કે 'આપ દિલ્હીમાં જ રહી પડો અને અહીંની પ્રજા તથા અમલદારો વચ્ચેનું વૈમનસ્ય ટાળી આપો.' વસ્તુસ્થિતિનો વિચાર કરી જોતાં મારી પણ

ખાતરી થઈ કે હું દિલ્હીમાં રહીને દિલ્હીવાસીઓની કંઈક સેવા અવશ્ય કરી શકીશ. એટલે મેં પહેલાં દિલ્હીમાં જ રોકાવાનું યોગ્ય ગણ્યું. અહીં મારે આખો જ દિવસ અને રાત્રે પણ એક એક બે એ વાગ્યા સુધી જાગતા રહીને કામ કરવું પડતું. ઇશ્વરેચ્છાથી મારો પરિશ્રમ સફળ બન્યો. દિલ્હીમાં માર્શલ લૉ લાગુ ન થયો.

**સંધિ માટે સિમલા પ્રયાણ**

દિલ્હીના આગેવાનોનો મત એવો થયો કે 'મારે સિમલા જઈ વાઇસરૉયને મળવું. એટલે મારે સિમલા જવું પડ્યું પણ વાઇસરૉયે મને મુલાકાત ન આપી. છતાં હિંદી સરકારના અમલદારોને તો મેં સાફ બજાવી સુણાવી દીધું કે મુસલમાનોના પ્રશ્નનું સમાધાન કોઈ પણ હિસાબે થઈ જવું જોઈએ, અને ટર્કી સાથે સંધિ કરવામાં નરમાશભર્યું વર્તન રખાવું જોઈએ. ખિલાફતનો સવાલ એ વખતે મારા મગજમાં ખાસ તરવરી રહ્યો હતો, અને તેને માટે જ હું ખાસ દિલ્હી દોડી આવ્યો હતો. પરંતુ ત્યાં મને છેક જ નિરાશ થવું પડ્યું. સિમલાના મારા ફેરાને જરાય સફળતા ન મળી. એ પછી થોડેક દહાડે અફગાન યુદ્ધનો આરંભ થયો. એ વખતે હકીમ અજમલખાન અને સ્વામી શ્રદ્ધાનંદજીએ ફરી પાછું દિલ્હી જઈ વાઇસરૉયને મળવાનું સૂચવ્યું. અને વાઇસરૉયને એવી ખાતરી આપવાનું જણાવ્યું કે માર્શલ લૉ જો મોકૂફ રખાશે તો ડૉ. અનસારી અને સ્વામી શ્રદ્ધાનંદ–એ બેઉ હિંદુ—મુસ્લિમ આગેવાનો પંજાબ પ્રાંતની શાંતિ માટે બંધાય છે. આ વખતે એ હકીકત વાઇસરૉય આગળ જાહેર કરવાની તક તો મને મળી; પરંતુ વાતચીત દરમ્યાન એ બાબતમાં વાઇસરૉયની બિલકુલ લાપરવાઈ જણાઈ. ગૃહખાતાના પ્રધાન સર વિલિયમ વિન્સેન્ટ પણ આ બાબતમાં એટલા જ નીરસ અને બેદરકાર લાગ્યા. સર વિલિયમ વિન્સેન્ટ મને મળ્યા નહિ; પણ ગૃહમંત્રી સર વિલિયમ મોરિસ સાથે પેટ ભરીને વાતો કરવાનો પ્રસંગ મને મળી ગયો. એમણે પોતે

તો મારી સાથે ખૂબ સહાનુભૂતિથી વાતો કરી; પરંતુ તેમની વાતચીતના સાર રૂપે મને સમજાઈ ગયું કે સર વિલિયમ વિન્સેન્ટની ઇચ્છા પંજાબમાંથી માર્શલ લૉ બંધ કરવાની બિલકુલ નથી."

**अमृतसर यात्रा**

લૉર્ડ ચેમ્સફર્ડ સાથેની વાતચીતમાં એન્ડ્રૂઝ સાહેબે પોતાની પંજાબ જવાની ઇચ્છા પ્રગટ કરીને પરવાનગી માગી, 'લીડર, ઇન્ડીપેન્ડન્ટ, પત્રિકા, ન્યૂ ઇન્ડિયા, હિંદુ' અને 'બંગાળી' પત્રોએ તો પંજાબની સાચી ખબરો મેળવવા માટે મિ. એન્ડ્રૂઝને પોતાના પ્રતિનિધિ તરીકે પણ નીમ્યા હતા; અને એ મતલબનો તાર પણ એમણે વાઇસરૉય સાહેબને મોકલી આપ્યો હતો અને તેમાં એન્ડ્રૂઝને પંજાબ જવા દેવા માટે પરવાનગી આપવાની વિનંતિ કરી હતી. રૂબરૂ વાતચીત દરમ્યાન એ બાબતમાં વાઇસરૉયે જે જાતના શબ્દો ઉચ્ચાર્યા તેનો ભાવ મિ. એન્ડ્રૂઝ એવો સમજ્યા કે એમણે પોતાને પંજાબ જવાની રજા મળી ગઈ છે. વાઇસરૉયે એમને એમ પણ કહેલું કે, "લાહોર જઈને સર એડવર્ડ મેકલિગન તથા સર માઇકલ ઓડવાયરને પણ મળવું."

એટલે હવે પંજાબ પ્રાંતના મુખ્ય મંત્રીને તારથી ખબર કરી દઈને બીજી જ ગાડીમાં એન્ડ્રૂઝ સાહેબ પંજાબ જવા ઊપડી ગયા. અમૃતસર સ્ટેશન ઉપર પહોંચતાં જ એન્ડ્રૂઝ સાહેબને જનરલ ડાયરની ફોજના માણસોએ અટકમાં લીધા. મિલિટરી પોલીસના માણસોએ એમને પકડી જઈને જનરલ ડાયરના ઑફિસરને હવાલે કર્યા. એ અધિકારીએ મિ. એન્ડ્રૂઝને કહ્યું કે-તમારે જનરલ ડાયરની હજૂરમાં હાજર થવું પડશે. આખો દિવસ એમને સાચવવા સરકારી પહેરો રહ્યો. બંદૂકોથી સજ્જ બનેલા બે યુરોપિયનોનો ખડો પહેરો એમના પર મૂક્યો. સંધ્યાકાળે મિ. એન્ડ્રૂઝ સાહેબના હાથમાં પંજાબ પ્રાંત છોડી જવાનો હુકમ મૂકવામાં આવ્યો.

આવી રીતની ધરપકડ થવામાં અને પંજાબ પ્રાંતમાંથી હકાલપટી થવામાં એન્ડ્રૂઝ સાહેબનું ભારે અપમાન થયું હતું, છતાં પણ એની એમણે કાંઈ જ પરવા કરી નહિ. માતૃભૂમિની સેવા બજાવતાં કદાચ જેલજાત્રા જવું પડે તો તેને માટે પણ તેમની ઉમળકાભેર તૈયારી હતી.

ત્યાંથી દિલ્હી પાછા ફરતાં એમને મહાત્મા ગાંધીજીનો તાર મળ્યો કે, "પંજાબ જશો નહિ." પંજાબ પ્રાંતના મુખ્ય મંત્રીનો પણ તાર આવ્યો કે 'એ તો દેખીતું જ છે કે આપે અહીં દોડી આવવામાં ભૂલ કરી છે. માર્શલ લૉ ચાલતો હોય તેવા પ્રદેશમાં પ્રવેશ કરવા માટે લશ્કરી કાયદા પ્રમાણે જેને લશ્કરી અમલદારોની જ પરવાનગી મેળવવી રહે છે. પંજાબ સરકાર માને છે કે જો આપ પંજાબમાં વગર રજાએ પ્રવેશવાનો પ્રયત્ન કરશો તો લશ્કરી કાયદા પ્રમાણે આપની ધરપકડ થશે અને મુકર્દમો પણ લશ્કરી કાયદા પ્રમાણે ચાલશે."

ગૃહખાતા તરફથી તાર મળ્યો કે, "આપે માની લીધુ છે કે વાઇસરોય સાહેબે આપને પંજાબમાં પ્રવેશ કરવાની પરવાનગી આપી છે, પણ એ વાત બરાબર નથી. શ્રીમાન વાઇસરોય સાહેબે આપ પંજાબ જવાના છો જાણીને સલાહ આપી હતી કે પંજાબના લેફ્ટેન્ટ ગવર્નર તથા સર એડવર્ડ મૅકલેગનને પણ મળજો પરંતુ મહેરબાન વાઇસરોય સાહેબને એ વાત માલૂમ નહોતી કે, આપે પંજાબમાં પ્રવેશ કરવાની રીતસરની પરવાનગી મેળવી નહોતી. પંજાબ સરકાર તરફથી જે હુકમ આપને પહોંચાડ્યો છે તેમાં કશો ફેરફાર કરવાને વાઇસરોય સાહેબ અશક્ત છે."

આ ભાંજગડમાં નવાઈ જેવી વાત તો એ છે કે, "તેમને પંજાબ જવાની પરવાનગી નથી, એવો હુકમ એન્ડ્રૂઝ સાહેબને પકડતાં પહેલાં કે પકડીને મુક્ત કર્યા પછી પણ કોઈ તરફથી પહોંચાડાયો નહોતો.

તો પછી ગૃહમંત્રીએ કેવી રીતે ગૃહિતં ગણી લીધું કે, એન્ડ્રૂઝ સાહેબને પંજાબ જવાની મનાઈ ફરમાવાઈ ચૂકી છે:

મારી વતી મદનમોહન માલવીયાજીએ એ સંબંધીમાં કાઉન્સિલમાં ચર્ચા ઉપાડી તે વખતના એમના વ્યાખ્યાનમાં એમનાથી 'મિ. એન્ડ્રૂઝને બદલે 'મિ. હ્યૂમ' એમ બોલાઈ ગયું. આ ચર્ચા દરમ્યાન માનનીય માલવીયાજીને એ માટે કેવું લાંબુચોડું ભાષણ કરવું પડ્યું હતું, કેટલી બધી જુદી જુદી વાતો સમજાવવી પડી હતી, કેવી વિકટ પરિસ્થિતિમાં એમને બોલવાનું થયું હતું. એમના ભાષણમાં વચ્ચે વચ્ચે ગોરા અધિકારીઓએ કેટલાં બધાં વિઘ્નો નાખ્યાં હતાં! આવી પરિસ્થિતિમાં માલવીયાજીના મુખમાંથી એન્ડ્રૂઝને બદલે ભૂલથી 'હ્યૂમ' નીકળી પડ્યું હોય તો એમાં ખાસ નવાઈ પામવા જેવું નહોતું. છતાં ચર્ચાનો જવાબ આપતાં ઓનરેબલ મિ. થોમ્સને એ ભૂલ પર તો ભર કાઉન્સિલમાં માલવીયાજીની ઠેકડી ઉડાવી કે, "માનનીય પંડિતજીએ સૌથી પહેલાં પંજાબમાંથી હાંકી કાઢવામાં આવેલા જે એક ગૃહસ્થના નામનો ઉલ્લેખ કર્યો છે, તે ગૃહસ્થ એટલા બધા જાણીતા છે કે પંડિતજી એમનું ચોક્કસ નામ પણ અમને બતાવી શક્યા નથી. પંડિતજીએ એનું નામ મિ. હ્યૂમ હોવાનું જણાવ્યું છે!"

મિ. થોમ્સનના કટાક્ષનો માયનો એ હતો કે 'મિ. એન્ડ્રૂઝ હિંદમાં એટલા બધા જાણીતા નથી,' એના ઉપર નોંધ લખતાં 'ટ્રિબ્યૂને લખ્યું હતું કે, 'મિ. થોમ્સનને એ સાંભળી કદાચ આશ્ચર્ય થશે કે મિ. એન્ડ્રૂઝનું નામ આખાએ હિંદને ખૂણે ખૂણે જગજાહેર થઈ ગયું છે, એટલું જ નહિ પણ ઇંગ્લંડમાંએ એમનું નામ એટલું બધું જાણીતું થઈ ગયું છે કે મિ. થોમસનના કોઈ આઈ.સી. એસ. મિત્રનું નામ પણ એટલું બધું જાણીતું થયું નહિ હોય! સંસ્થાનોમાં પણ એમના જેટલું કોઈ ઇન્ડિયન સિવિલ સર્વીસવાળાનું નામ પણ ભાગ્યે જ જાણીતું હશે. અમે આગળ વધીને કહીશું-

કે, મિ. એન્ડ્રૂઝનું નામ હિંદ સાથે એવા નિકટ સંબંધથી જોડાયેલું છે કે જેને માટે બ્રિટિશ પ્રજાએ ગૌરવ લેવું જોઈએ. અને 'પૂર્વ તે પૂર્વ અને પશ્ચિમ તે પશ્ચિમ : એ બંનેનો સંયોગ કદાપિ શક્ય નથી, એ જાતના પાશ્ચાત્યોના સિદ્ધાંતોના ખંડનનું જ્વલંત દૃષ્ટાંત આપણને મિ. એન્ડ્રૂઝમાં મળી આવે છે."

આ સંબંધમાં જે વાતચીત વાઇસરૉય અને એન્ડ્રૂઝ સાહેબ વચ્ચે થઈ હતી તે આ ઠેકાણે જણાવી દેવી ઠીક લાગે છે. એન્ડ્રૂઝ સાહેબે એ ગુપ્ત વાતો કોઈ વર્તમાનપત્રના અધિપતિને કે કોઈ ખબરપત્રીને જણાવી નહોતી, પણ બંગાળાના એક સુપ્રસિદ્ધ આગેવાન સાથેની વાતચીતમાં થોડીઘણી વાત કરી હતી ખરી. અને એ આગેવાને 'નાયક' પત્રના સંપાદકને તે કહી સંભળાવી હતી તે પર 'નાયક' પત્રના સંપાદકે પોતાના કરારોમાં પ્રગટ કર્યું હતું કે: "શ્રીમાન વાઇસરૉય સાહેબે કટાક્ષમાં મિ. એન્ડ્રૂઝને જણાવ્યું કે "**હિંદમાં અંગ્રેજ નામધારી સર્વ કોઈનું જીવન પવિત્ર મનાય છે તેથી કોઈ પણ અંગ્રેજ ઉપર હિંદુસ્તાનીએ હાથ ઉઠાવવો એ ભયંકર ગુનો છે :** એટલે હિંદમાંનાં અંગ્રેજજનોના રક્ષણ માટે મારાથી બનતું કરી છૂટીશ. પંજાબમાં ૯ અંગ્રેજો માર્યા ગયા છે. આપ પણ એક અંગ્રેજ છો, છતાં આપ એ વાતને કેમ ભૂલી જાઓ છો તેની સમજ મને નથી પડી શકતી."

એના જવાબમાં મિ. એન્ડ્રૂઝે કહેલું કે: "પરંતુ અમારી તરફથી—અંગ્રેજોની તરફથી—પણ ઘણા ગુન્હા થયા છે."

વાઇસરૉયે પૂછ્યું : "કયા ગુન્હા આપણા લોકે કર્યા છે?"

એન્ડ્રૂઝ સાહેબે ફટ દેતુકને જણાવી દીધું કે : "સૌથી પ્રથમ દોષ તો તમારે પોતાના હાથે જ થયો છે."

વાઇસરૉયે પૂછ્યું : "શો?"

એન્ડ્રૂઝે કહ્યું : "બધા હિંદી મેંબરોની વિરુદ્ધ જઈને આપે રૉલેટ બીલ—કાળો કાયદો પસાર કર્યો."

ચીત કરો કે ન કરો તેની મને પરવા નથી. પણ એ સભા સાથેનો મારો સંબંધ તો કદાપિ–હરગીજ–નહિ છોડી શકું. અહીંના હિંદી મજૂરવર્ગ સંબંધેની મારી તપાસમાં તમે લોકો મને મદદ નહિ કરો, તો હું સ્વતંત્ર રીતે મારી તપાસ ચાલુ રાખીશ."

જમીનદારોની ખાત્રી થઈ ગઈ કે મિ. એન્ડ્રુઝ પોતાના સિદ્ધાંતોમાંથી ચળે એમ નથી. એટલે તેઓ નરમ પડી ગયા અને જણાવ્યું કે "ભલે અમારાં કારખાનાંના મજૂરોની પણ તપાસ કરવાની આપને છૂટ છે."

સીલોની મજૂરોની સ્થિતિ સંબંધી જરૂરી તપાસ કર્યા પછી એન્ડ્રુઝ સાહેબે જે નિર્ણયો બાંધ્યા તે નીચે પ્રમાણે:—

(૧) મજૂરો ઉપર જે દેવું ચડેલું છે તે બધું રદ ગણાવું જોઈએ. એટલું જ નહિ પણ ભવિષ્યમાં કોઈ મજૂર દેવાના બોજાને લીધે કારખાનાંની નોકરીના કાયમી બંધનમાં ફસાઈ ન પડે એવી વ્યવસ્થા રહેવી જોઈએ. એ પણ એક જાતની ગુલામી જેવી પરિસ્થિતિ છે.

(૨) મજૂરી બાબતના કોઈ ગુન્હા બદલ મજૂરો ઉપર ફોજદારી મુકર્દમો ચલાવી એમને જેલ ભેગા કરવાનો શિરસ્તો બંધ પડવો જોઈએ.

(૩) મજૂરોના પગાર વધારવામાં આવે. પગાર વધારવાને બદલે ચોખા આપવાનો જે રિવાજ છે તે બિલકુલ બંધ કરવામાં આવે.

એન્ડ્રુઝ સાહેબને ફિજીયાત્રાઓમાં જે જે અનુભવ મળ્યો હતો તે એમના સીલોન સંબંધી કાર્યમાં મદદરૂપ થઈ પડ્યો. સીલોનના ગવર્નરે પણ એમને એ સંબંધી ઘણી જ વાતો પૂછી હતી.

સીલોનથી પાછા ફર્યા બાદ એન્ડ્રુઝ સાહેબે રવીન્દ્રનાથજી

पंजावमां तपासनुं काम

આગળ પોતાની ઇચ્છા પ્રગટ કરી કે, "મારા પંજાબી ભાઈઓની સેવા કરવા હું ફરી વાર પંજાબ જવા માગું છું. કૃપા કરીને આપના આશીર્વાદ મને આપો કે જેથી મારો હેતુ હું સાધી શકું." આજ્ઞા મેળવીને તરત જ એ પંજાબ જવા ઊપડી ગયા અને સીધા લાહોર પહોંચી ગયા. એ વાત ધ્યાનમાં લેવા જેવી છે કે પંજાબી ભાઈઓની સેવા માટે સૌથી પ્રથમ મે મહિનામાં જો કોઈ પણ હિંદના આગેવાન પંજાબ પહોંચી ગયા હોય તો તે એન્ડ્રૂઝ સાહેબ જ હતા.

પંજાબમાં એમણે બે મહિના વસવાટ કરીને જે સેવા કરી તે અમૂલ્ય હતી. એન્ડ્રૂઝ સાહેબના પંજાબ જવાથી પંજાબી ભાઈઓને ભારે શાંતિ મળી; આપણાથી જુદી જાતના માણસોને સાચી શાંતિ આપવી એ કંઈ જેવું તેવું સરળ કાર્ય નથી. મિ. એન્ડ્રૂઝને આ કામમાં અજોડ સફળતા મળી એનું કારણ એ છે કે, એમનું હૈયું પવિત્ર અને સાચી સહાનુભૂતિથી નીતરતું હતું. દુઃખી માણસોનાં દુઃખને તેઓ પોતાનાં જ દુઃખ સમજી લેતા હતા. અત્યાચાર પીડિતોના કરુણાજનક અવાજથી એન્ડ્રૂઝ સાહેબનું હૃદય વિંધાઈ જતું હતું. દુઃખીઓનાં દુઃખ-દર્દ દૂર કરવાને માટે એઓ પોતે હજારો માઈલ દૂર ફિજી, દક્ષિણ આફ્રિકા, સીલોન, પૂર્વ આફ્રિકા સુધી પહોંચી ગયા હતા. આટલે આટલે દૂર જનારને પંજાબ એ તો ઘર આંગણા જેવું હતું. તેમાં વળી પોતાના હિંદી વસવાટનાં પ્રથમ દશ વર્ષ એમનાં પંજાબની ભૂમિ ઉપર પંજાબમાં ગુજર્યાં હોવાને કારણે પંજાબની ભૂમિ ઉપર તો એમનો પ્રેમ પણ ભારે હતો.

૧૮ મી જુલાઈ સુધી તો માર્શલ લોને લીધે એમને પંજાબમાં જવાની મનાઈ ચાલુ રહી. તે પછી એમને સીલોન જવું પડ્યું એટલે સીલોનથી પાછા ફરતાં બારોબાર તેઓ પંજાબ ઊપડી ગયા.

૨૩મી ડિસેમ્બરે લાહોર પહોંચી ગયા, ત્યાં શરૂઆતમાં તો એમણે લાહોરના વિદ્યાર્થી વર્ગ સંબંધમાં લેખો લખવા માંડયા. કર્નલ ફ્રાંક જોનસનને પ્રતાપે કેટલાય વિદ્યાર્થીઓને સ્કૂલો અને કૉલેજોમાંથી કાઢી મૂકવામાં આવ્યા હતા. આ વિદ્યાર્થીઓને માફી અપાવવાનું કામ સૌથી પહેલું ઍન્ડ્રૂઝ સાહેબે હાથ ઉપર લીધું. તે પછી એ અમૃતસર ગયા. ત્યાં જઈને એમણે જલિયાનવાલા બાગનાં દર્શન કર્યાં; અને પેલી નાની ગલી પણ જોઈ કે જ્યાં ઓમળ થઈને હિંદીઓને પેટ પર ચલાવવામાં આવ્યા હતા. એ બધું જોઈને મિ. ઍન્ડ્રૂઝ સાહેબના દિલને જે, આઘાત પહોંચ્યો એની વેદનાને એ પોતે જ જાણે. અમૃતસરમાં અનેક દહાડા કામ કર્યા પછી એઓ ગુજરાનવાલા ગયા. ગુજરાનવાલાના રહેવાસીઓ ઉપર જે દંડ લદાયો હતો, તે એમણે બહુ ઓછો કરાવ્યો. વિધવાઓ અને અશક્તો પાસેથી પણ જે કર દંડ તરીકે વસૂલ કરવાનો હતો તે એમણે સમૂળો રદ કરાવી દીધો. આ મહેરબાનીને લીધે એ શહેરનાં હજારો કુટુંબો એમનો પાડ માનવા લાગ્યાં.

તે પછી એઓ વજીરાબાદ, રામનગર, સાંગલા, લાયલપુર વગેરે અનેક શહેરોમાં હજારોમાં ફર્યા. ત્યાં જઈને લશ્કરી કાયદા અંગે ગુજરેલા અત્યાચારોની તપાસ ચલાવી.

દૂર દૂરના ગામોમાંથી સંદેશા આવવા લાગ્યા કે "પાદરી સાહેબને અમારા ગામમાં મોકલો; અમે એમની આગળ અમારાં બધાં દુઃખ રડી અમારાં હૈયાં હળવાં કરી દઈએ." ગામડાના ભોળાં ભલાં પંજાબી સ્ત્રીપુરુષોએ ઍન્ડ્રૂઝ સાહેબ ઉપર પૂરેપૂરો વિશ્વાસ મૂકી દીધો. પંજાબમાં ઍન્ડ્રૂઝ સાહેબ સાથે કામ કરનારા, મારા એક પ્રતિષ્ઠિત મિત્રનું કહેવું છે કે "જલિયાનવાલા અને રામનગરમાં અનેક સ્ત્રીઓ એમની પાસે આવતી હતી. એમના ચરણમાં

ભાવભેર માથું નમાવતી તથા ત્યાંથી વિદાય થતી વખતે એમનાં વસ્ત્રોને સ્પર્શ કરી; આંખમાં આંસુ સાથે બોલતી કે "તું અમારો પ્રભુ છે." એ સ્ત્રીઓની આવી ભાવભરી ભક્તિનું કારણ માત્ર એ હતું કે, ઍન્ડ્રૂઝ સાહેબના મુખમંડળ ઉપર ગંભીર શાંતિ અને આકર્ષક ધાર્મિકતાની પ્રભા ઝળહળી રહી હતી."

ઍન્ડ્રૂઝ સાહેબની પંજાબ યાત્રાની અનેક વાતો ઘણી ચિત્તાકર્ષક અને હૃદયવેધક છે. નમૂના દાખલ એકાદ બે વાતોને અમે અહીં ટપકાવીએ છીએ.

જ્યારે એ ગુજરાનવાલામાં હતા, ત્યારે એમણે સાંભળ્યું કે જે વખતે માર્શલ લૉ ( લશ્કરી કાયદો ચાલતો હતો; તે વખતે લાહોર નજીક એક ગામડિયા શીખ જમીનદાર સાથે લશ્કરી ગોરાઓએ અત્યંત નીચ અને નિર્દયતાભર્યો વ્યવહાર આચર્યો છે. તરત જ એ પેલા શીખ જમીનદારને ત્યાં પહોંચી ગયા, અને એની તમામ હકીકત સાંભળી લીધી. હકીકતમાં જમીનદારે જણાવ્યું કે : "મારા ગામથી છએક માઈલ છેટે કોઈકે તાર કાપી નાખ્યા હતા. કોણે એ કામ કર્યું હતું તેની મને મુદ્દલ ખબર નહોતી! બીજે દિવસે લાહોરથી લશ્કરી સરંજામ ભરેલી એક ગાડી આવી પહોંચી. સવાર થતાં પહેલાં જ ગોરા સિપાઈઓએ મારા ગામને ઘેરી લીધું. એ સિપાઈઓએ મને પકડી લીધો. પછી મને એક ઝાડ સાથે બાંધી દીધો. મારા પગ, કેડ અને હાથ કસકસીને બાંધી દીધાં. એ પછી એમણે કોરડાઓનો નિર્દય માર મારવા માંડ્યો. એ કોરડાઓના અસહ્ય મારથી હું બેભાન બની ગયો. મને બાંધવામાં આવેલાં દોરડાં ક્યારે ખોલવામાં આવ્યાં તેની મને કાંઈ જ ખબર નથી ! જ્યારે મને ભાન આવ્યું ત્યારે ગોરા સિપાઈઓએ મને હુકમ કર્યો કે ; 'જા ગામમાંથી બસો રૂપિયા દંડના એકઠા કરી લાવ !' સાહેબ !

આપ કલ્પના કરી જુઓ કે આ નાનકડા ગામમાંથી બસો રૂપિયા એકઠા કરવા એ કંઈ હાંસીખેલનું કામ છે? છતાં પરાણે પરાણે પણ ગામલોકોએ રૂપિયા બસોની ગાંસડી એકઠી કરીને પેલા ગોરા સિપાઈઓને આપી દીધી. જુઓ, સાહેબ ! મારી પીઠ ઉપર અને એની નીચે પણ કોરડાની નિશાનીઓનાં ચાઠાં દેખાય છે. સરકાર તરફથી હું કેટલીયે વાર લડાઈઓમાં લડવા ગયો છું; અને મારી બહાદુરી માટે મને કેટલાંય પ્રમાણપત્રો મળ્યાં છે. મારી રાજભક્તિનું સરકારે મને આ ઇનામ આપ્યું છે. જુઓ સાહેબ ! જુઓ આ કોરડાનાં નિશાન તો જુઓ ! કેવું ફક્કડ ઇનામ આપ્યું મને સરકારે મારી રાજભક્તિનું !"

એન્ડ્રૂઝ સાહેબે પોતાની આંખે એ ચાઠાં જોયાં, એ પછી પેલો શીખ એની ભોળી ભલી પંજાબી ભાષામાં બોલ્યો : "સા'બ અગર જો કોઈ મને જહાજનું ભાડું આપે તો વિલાયત જાઉં, અને બાદશાહના મહેલમાં જઈ ધા નાખું કે, "ઉઘાડ, તારી આંખો અને જોઈ લે તારા અમલદારોનાં કરતૂકો !"

અત્યાચારની આ વાત સાંભળીને એન્ડ્રૂઝ સાહેબનું હૈયું નરમ બની ગયું, આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. કેટલીય વાર સુધી તો એમનાથી બોલાયું સરખું નહિ ત્યાર પછી એ જરા ખોંખારો ખાઈને બોલ્યા : "જુઓ ભાઈ ! ગુરુ નાનકે 'ગ્રંથસાહેબ' માં કહ્યું છે કે "ફરીદ, જો કોઈ તમને તમાચો મારે તો તમે એને નમી પડજો અને એનાં ચરણની રજ ' લઈ નિજ મસ્તકે ચઢાવજો. આ રીતે જ તમે પરમેશ્વરના મંદિરમાં પ્રવેશ કરી શકશો."

માટે જુઓ ભાઈ સંભરદારજી ! તમે મને માફ કરો. તમારા

ઉપર જે અત્યાચાર ગુજાર્યો છે. અંગ્રેજોએ ગુજાર્યો છે. હું પણ એક અંગ્રેજ છું, અને અત્યાચાર ગુજારનારા અંગ્રેજો મારા ભાઈ છે. એટલે મારા ભાઈઓના પાપનો બોજો મારે માથે પણ છે. મારા દેશબાંધવોએ કરેલી કસૂર એ મારી પણ કસૂર જ છે. ગુરુ નાનકે માફી આપવાની આજ્ઞા કરી છે, એટલા માટે હે ભાઈ! તમે મારો ગુન્હો માફ કરો !"

એવું કહીને એન્ડ્રૂઝ સાહેબે પોતાનું માથું જમીનદારના ચરણોમાં ઝુકાવી દીધું. અને એના પગની રજ માથે ચઢાવી ખરા દિલથી એની માફી ચાહી. આ જોઈને જમીનદાર પહેલાં તો અવાક થઈ ગયો; અને ઝટ પાછો હઠી ગયો. અને એન્ડ્રૂઝ સાહેબને કહેવા લાગ્યો કે 'નહિ સાહેબ! એવું ન કરો આપ. આમ કરો એ ઠીક નહિ.'

એના જવાબમાં એન્ડ્રૂઝ સાહેબે આગ્રહપૂર્વક જણાવ્યું: "હું તો બસ એમ જ કરીશ. એમ કરવાની મારી ફરજ છે. મારા ભાઈઓએ ઘણું પાપી કામ કર્યું છે. તેનું પ્રાયશ્ચિત મારે કરવું જ રહ્યું."

એ સાંભળીને પેલો ભલો ભોળો ગામડિયો રડવા લાગ્યો, એન્ડ્રૂઝ સાહેબે એને પોતાને ગળે વળગાડી દીધો. પેલો જમીનદાર ડૂસકાં ખાઈ ખાઈને રડી રહ્યો હતો; અને એનાં આંસુ એન્ડ્રૂઝ સાહેબની ખાંધ ઉપર ટપકી રહ્યાં હતાં. બહુ જ વારે એ બોલી શક્યો. એણે કહ્યું: "આટલે મહિને મારા જીવને કંઈક ટાઢક વળી છે. હવે મારે કાંઈ જ જોઈતું નથી. હવે મારા હૈયાને સંતોષ મળી ગયો છે. સાહેબ! હવે મારી કંઈ જ ઈચ્છા બાકી રહી નથી, બસ હવે હું ખુશ છું."

મિ. એન્ડ્રૂઝે કહ્યું: "આપની બધી રીસ શું ખરેખર ઊતરી ગઈ જમીનદાર સાહેબ!"

શીખે જવાબ દીધો : "હાજી, બધી જ રીસ શું ઊતરી ગઈ છે."

એ દિવસથી શીખના દિલમાંથી સળગતો વૈરાગ્નિ સર્વાંશે ઠરી ગયો. અને એ પહેલાંની પેઠે જ ખુશમિજાજમાં રહેવા લાગ્યો.

બીજી વાત આ પ્રમાણે છે :

એન્ડ્રૂઝ સાહેબ લાહોર પહોંચ્યા, કે તરત જ એમના આગમનના સમાચાર આસપાસનાં ગામોમાં ફેલાઈ ગયા. કેટલાય ગામડિયા આમથી તેમથી એમને મળવા દોડી આવવા લાગ્યા. એ લોકોનું કહેવું થતું કે, "પાદરી સાહેબ! ગામડાંના લોકો એટલા બધા ડરી ગયા છે કે બીજો કોઈ જો ગામડાંમાં જશે તો તેની આગળ તેઓ કંઈ જ કહેશે નહિ. એટલા માટે પાદરી સાહેબ, આપ જ ચાલો. આપની આગળ પોતાનાં બધાં વીતકો લોકો બેધડક કહી દેશે.

આવી જ જાતની ઘટનાઓ ફિજીમાં પણ બની હતી. ત્યાં એક દિવસ એન્ડ્રૂઝ સાહેબ પ્રાતઃકાળની ઈશ્વરપ્રાર્થના કરીને બેઠા હતા. એવામાં મદ્રાસી મજૂરોનું એક ટોળું આવી પહોંચ્યું, આવતાં બરાબર એ બધા મદ્રાસીઓ એન્ડ્રૂઝ સાહેબના પગમાં આળોટી પડ્યા, અને વિનંતી કરવા લાગ્યા. આપ નાબુઆની પાસેની મજૂર ચાલમાં આવીને જુઓ તો ખરા!" લતોકામાં પણ એવું જ બનેલું એક હિંદુસ્તાની આખી રાત પગે ચાલીને એન્ડ્રૂઝ સાહેબની પાસે આવી પહોંચ્યો અને એમને કહેવા લાગ્યો : "નદી તરફ જે સડક જાય છે એની નજીકના એક કારખાનામાં ભારે જુલમ ગુજર્યો છે. મહેરબાની કરીને આપ ત્યાં ચાલો!"

ફિજીમાં આવું તો કેટલીય વાર બન્યું હતું. પંજાબમાં પણ હવે એમ જ ચાલવા માંડ્યું. પોતાના એક ઓળખીતાની સાથે એક ગામડિયણ પંજાબી સ્ત્રી આવેલી. એણે બહુ વાર સુધી પોતાના

ઉપર ગુજરેલા સીતમોની વાત કહી સંભળાવી સાંભળીને એન્ડ્રૂઝ સાહેબે એને ગામ જવાનું ઠરાવ્યું. પછી થોડા દિવસ રહીને એ પેલી સ્ત્રીના ગામમાં ગયા, અને ત્યાં પેલી સ્ત્રીને મળ્યા. ગામવાળાએ એમને પોતાના અતિથિ તરીકે રાખ્યા. એન્ડ્રૂઝ સાહેબ ત્યાં રહ્યા, અને તેમને ત્યાં જ જમ્યા. ગામનાં લગભગ તમામ માણસો એમને મળવા આવી ગયાં મોટી સંખ્યામાં તો ગામની સ્ત્રીઓ જ આવેલી, અને એમણે એન્ડ્રૂઝ સાહેબને પોતાનાં કષ્ટ વિગતવાર વર્ણવી બતાવ્યાં, તેનો સાર એવો હતો કે:—

"બોસવર્થ સ્મિથ સાહેબે અમારા ધણીઓને દૂર મોકલી દીધા. પછી અમને બધાંને એક ભીંત આગળ ઊભાં રાખ્યાં. અમે શરમથી અમારો ઘૂમટો નીચો ખેંચી લીધો હતો, અને અમારું મોં ભીંત તરફ ફેરવી નાખ્યું હતું પરંતુ સ્મિથ સાહેબે અમારો ઘૂંઘટ ખોલાવી નંખાવ્યો. અમારામાંથી કેટલીકને સોટીઓ પણ મારી. અમારી આગળ ન કહેવા જેવાં બીભત્સ વેણો પણ કાઢયાં."

આ સંબંધમાં મિ. એન્ડ્રૂઝ સાહેબ કહે છે કે: "એ સ્ત્રીએ અત્યંત દુઃખ અને ક્રોધની સાથે મને એમના ઉપર વીતેલા અત્યાચારોનું વૃત્તાંત સંભળાવી રહી હતી, એ વખતનું દૃશ્ય મારાથી વિસરાવાનું નથી. એમની વાતો સાંભળીને મારી ખાત્રી થઈ ગઈ કે એમણે કહેલી વાતો બિલકુલ સાચી છે. તેથી લોર્ડ હંટર સાથેની મારી મુલાકાત વખતે મેં એમને વિનતિ કરી કે "કોઈ દિવસ મળશે આપ કોઈ ગામમાં, જ્યાં લશ્કરી કાયદા વખતે અત્યાચાર ગુજર્યો છે ત્યાં જઈ ચડજો, અને ગામના લોકોના મોંઢેથી એમનાં વીતકો સાંભળીને સહાનુભૂતિપૂર્વક તપાસ ચલાવશો, તો સાચી જૂઠી વાત જાણવી મુશ્કેલ નહિ પડે."

પંજાબ સરકારના મુખ્ય મંત્રી મિ. થોમ્સનને પણ મેં એ જ

વાત કહી હતી. ગામલોકોના સંબંધી સાચી વાતો જાણવાનો સીધો ને સરળ માર્ગ આ જ છે. પરંતુ ચેમ્સને જવાબ દીધેલો કે "હંટર કમિટીને અહીંથી કોઈ ગામમાં લઈ જવામાં ભારે મુશ્કેલી ઊભી થશે." દુર્ભાગ્યે હંટર કમિટીએ આવી રીતે કોઈ પણ ગામમાં જઈને કશી પણ તપાસ કરી જોઈ નહિ. મેં એ ગામોમાં રહીને જે જાણવા જેવી સાચી વાતો હતી ને સાધારણ તપાસ દ્વારા જાણી લીધી હતી. તે પછી મારા પૂર્વ આફ્રિકા ગયા બાદ શ્રી. લાભસિંહ પણ એ જ ગામમાં ગયા હતા. અને મારી ગેરહાજરીમાં એમણે જે કંઈ તપાસ કરી હતી, એથી મારી તપાસને ટેકો મળ્યો હતો. બનવાજોગ છે કે મારા આગળ કહેવાયથી કોઈ વાતમાં કદાચ થોડુંક મીઠુંમરચું પણ ભભરાવાયું હોય, છતાં પેલી સ્ત્રીઓને ભીંત સાથે ઊભી કરવામાં આવી હતી, તથા એમના ઘૂમટા બળાત્કારે ખોલી નાખવામાં આવ્યા હતા; અને એમને ઘણી ભારે ગંદી ગાળો દેવામાં આવી હતી. એ વાતમાં તો મને લવલેશ સંદેહ નથી."

આ કમનસીબ ઘટનાઓ ભારતના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે. જ્યારે અમે સ્વતંત્ર થઈશું, ત્યારે પણ અમને યાદ આવ્યા વગર નહિ રહે કે પરાધીનતાને કારણે અમારી માતાઓને અને બેનોને કેવાં કેવાં અપમાનો અને અત્યાચારો સહન કરવા પડ્યા હતા."

**भाई परमानंदना छूटकारा माटे प्रयत्न**

થોડા સમય પછી 'આર્ય ગેઝેટ'ના સંપાદક શ્રી. ખુશાલચંદજીએ 'પ્રભા'માં ભાઈ પરમાનંદજીનો જીવનવૃત્તાંત લખતાં જણાવ્યું હતું કે "ભાઈ પરમાનંદના છુટકારાનો યશ મોટે ભાગે તો શ્રી. એન્ડ્રૂઝ સાહેબને ફાળે જાય છે. ભાઈ પરમાનંદના છુટકારા માટે એન્ડ્રૂઝ સાહેબને

કેટલી બધી ચિંતાઓ સેવવી પડી હતી. તેનો ખ્યાલ બહુ થોડાંકને જ હશે.

દુઃખીઓનાં દુઃખ જોઈને એન્ડ્રૂઝ સાહેબનું હૈયું એકદમ ઝણઝણી ઊઠતું હતું. આ સંબંધમાં 'જન્મભૂમિ' છાપામાં શ્રી એસ. વેંકટરમણ નામે મદ્રાસી ગૃહસ્થે લખ્યું હતું કે "મિ. એન્ડ્રૂઝનું હૈયું સંસારના એવા મહાન હૈયાંઓમાંનું એક છે કે જે બીજાં સબળાંઓના દુઃખોનો અનુભવ પોતે જ કરવા માંડે છે એમને ઋષિ જેવી યોગદૃષ્ટિ મળેલી હોઈને જ્ઞાતિજાતિના સંકોચ કે કાળાગોરાના ભેદ વગર ઘણે દૂર સુધી જોઈ શકે છે. આપણી જાતિ, આપણા દેશ અને આપણી ભાવનાઓથી એ એટલા બધા તો ઓતપ્રોત થઈ ગયા છે કે તેઓ આપણા સવાલોના યથાર્થ મીમાંસા કરી શકે છે."

શ્રી. વેંકટરમણે સુંદર અલંકારિક ભાષામાં જે વાતો લખી છે તે મૂળે ખરેખર સાચી છે એમાં જરાય શક નથી. એથી પણ અધિક ખૂબીની વાત તો એ છે કે એન્ડ્રૂઝ સાહેબ એમના હૃદયની મહાન ઉચ્ચ ભાવનાઓને પોતાની વાણીમાં ઉત્તમ રીતે રજૂ કરે છે કે, વાંચકની નજર સામે તેનું ચિત્ર આબેહૂબ ખડું થઈ જાય છે. એનું ઉદાહરણ જોવું હોય તો ભાઈ પરમાનંદના સંબંધમાં એવો જ લખેલો લેખ છે. એ લેખ એમણે પોતે જ્યારે પંજાબમાં હતા ત્યારે ટ્રિબ્યુનને માટે લખ્યો હતો, અને તે હિંદનાં બધાં છાપામાં છપાયો હતો. એ લેખનો ટૂંક સાર અહીં આપીએ છીએ.

એન્ડ્રૂઝ સાહેબ ભાઈ પરમાનંદજીને ઘેર જઈને એમની સ્ત્રીને મળ્યા હતા. એમની હાલત જોઈને એમને ભારે દુઃખ ઊપજ્યું હતું. એ સંબંધમાં એમણે પોતાના લેખમાં લખ્યું હતું કે: "લાહોરમાં એવી કેટલીય નાની નાની ગલીઓ છે કે જેની ભોંયતળિયાની કોટડીઓમાં તો સૂર્યનો પ્રકાશ કદી જ પ્રવેશી શકતો નથી. એવી જ એક નાની ગલીમાં, અને એવી જ એક પ્રકાશ વગરની નાનકડી

ખોલીમાં ભાઈ પરમાનંદજીની સ્ત્રી અને બે બાળકોને મળીને હજી હમણાં જ ચાલ્યો આવું છું; એ ઓરડી બહુ જ નાની હતી. એમાં ગરમીની બાફ મારતી હતી; અને અંધારું તો પૂછવું જ નહિ, એવી એક ઓરડી તે એ બિચારીનું ઘર હતું. ન એ ઘરમાં કોઈ જાતનો શણગાર હતો કે ન કોઈ ખાસ સામાન હતો. નિર્ધનતાનું ત્યાં સામ્રાજ્ય વ્યાપેલું હતું. એ અંધારી ખોલીમાં ભાઈ પરમાનંદની સ્ત્રી ખોળામાં એનું માંદું છોકરું લઈને બેઠી હતી. એની નજીકમાં બીજું છોકરું રખરખતું હતું. એ બીજું બાળક પણ બિલકુલ દુબળું, ચેતનહીણું અને ફિક્કુંફસ હતું. જે બાળક માના ખોળામાં હતું, એ તાવથી તરફડિયાં મારતું હતું. એની માએ મને કહ્યું : "છ મહિના ઉપર મારી મોટી દીકરી તાવથી મરી ગઈ એ અંધકારમયી હવા! અજવાળા વગરની ઓરડી પરથી, અને કુટુંબની નિર્ધનતાભરી ગરીબાઈ પરથી અનુમાન બાંધવાનું અઘરું નહોતું કે એ છોકરીને તાવની માંદગી શાથી આવી અને એ શાથી મરી ગઈ. એ ગરીબડી માતાએ દયા ઉપજાવે એવા સ્વરે મને કહ્યું કે : "જુઓ સાહેબ! મારા આ છોકરાને પણ ઝીણો તાવ આવવા લાગ્યો છે." મારું હૈયું ભરાઈ આવ્યું અને મેં મનમાં વિચાર્યું કે તાવની બીમારીએ આ ઘરમાં કાયમનો પડાવ નાખી દીધો છે. પૂછપરછ કરતાં માલમ પડ્યું કે ભાઈ પરમાનંદની પત્ની મહિને કુલ રૂપિયા ૧૭ માં પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવે છે. એ આર્યસમાજની એક વનૉક્યુલર પ્રાયમરી સ્કૂલમાં માસ્તરગીરી કરે છે. ઘણી હિંમતપૂર્વક એણે પોતાની સ્વાધીનતાનું રક્ષણ કર્યું છે. પરંતુ અનુમાન કરો કે એ અબળાને કેટલો ભારે પરિશ્રમ કરવો પડતો હશે! ચાર વરસ કરતાં વધારે મુદતથી તેણી પોતાના કુટુંબનું પોષણ કરતી રહી છે. દરરોજ એ નિશાળમાં ભણાવવા જાય છે. પોતાનાં છોકરાને પણ સાથે લેતી જાય છે. કેમ કે ઘર આગળ એમની સંભાળ રાખનાર કોઈ જ નથી. ભાઈ પરમાનંદજી પકડાઈ ગયા ત્યારે એમની પત્ની પાસે ન કંઈ

હતું તે બધું જ સરકારે જપ્ત કરી લીધું હતું. ઘરનાં ઝીણાં ઝીણાં વાસણો પણ ખૂંચવી લેવામાં આવ્યાં હતાં. ઘણાં વરસથી પરમાનંદની સ્ત્રી એ વાસણોને માંજતી હતી એટલે એ વાસણો એને ઘણાં વહાલાં હતાં. પરંતુ અન્યાયી કાયદાને લીધે એનાં એ વહાલાં વાસણો એની પાસે રહી શક્યાં નહિ. ઇંડિયન પીનલ કોડ એક જંગલિયાત ભરેલો કાયદો છે, જેને આધારે રાજકીય ગુનેગારોની સ્ત્રી અને બાળબચ્ચાંની તમામ ચીજો જપ્ત કરી લઈ જવામાં આવે છે. બધી મિલકત જપ્ત કરવાનો એ કાયદો એટલો બધો અમાનુષિક છે કે જેને સો વરસ પહેલેથી દફનાવી દેવો જોઈ તો હતો. એ કાયદો રાક્ષસીયુગનો છે; અને એ આજસુધી ઇંડિયન પીનલ કોડ ઉપર કલંક લગાડી રહ્યો છે. ન એમાં કંઈ સુધારો થાય છે, ન એને કોઈ રદ કરે છે. અને એ ઉઘાડેછોગ પોતાના જંગલીપણાની છડી પોકારી રહ્યો છે. પોલીસ રાજ્યની જોહુકમીથી ભાઈ પરમાનંદના મામલામાં આ કાયદાનો પ્રયોગ સવિશેષ કઠોરતાપૂર્વક અજમાવવામાં આવ્યો હતો, એ કહેવાની જરૂર નથી.

આ જાતની શિક્ષાથી સરકારની ખારવૃત્તિ ખુલી થઈ જાય છે. સભ્ય ગણાતી સરકારને માટે આવી જાતની શિક્ષા કરવી એ નામોશીભર્યું છે. પરંતુ મામલો આટલેથી જ અટકી ગયો નહોતો. ભાઈ પરમાનંદની સ્ત્રીએ એની સીધી સાદી વાણીમાં મને જણાવ્યું કે: "સ્વતંત્રતાપૂર્વક જીવન વ્યતીત કરવા માટે હું લાહોરની નોર્મલ ટ્રેનિંગ સ્કૂલમાં દાખલ થવા ઇચ્છતી હતી; પરંતુ મારા પતિના નામની ભડકે મને અમલદારોએ ત્યાં પણ દાખલ થવા ન દીધી." એ નિરાધાર અબળાના દુર્ભાગ્યની તે કંઈ હદ છે?

ભાઈ પરમાનંદની સ્ત્રીની પાસે કેટલાક માનપત્રો છે કે જે ભાઈ પરમાનંદને દક્ષિણ આફ્રિકામાં આપવામાં આવ્યાં હતાં. એ માન-

પત્રોને એણે ઘણા માનપૂર્વક સાચવી રાખ્યાં છે. મેં એ માનપત્રો જોયાં અને તેમાં નાતાલનાં નગરોનાં નામ વાંચ્યાં. હું પોતે દક્ષિણ આફ્રિકામાં જઈ આવ્યો છું એટલે એ માનપત્રોના સમારંભોનાં દશ્યેની કલ્પના મને સહેજે આવી શકે છે. મહાત્મા ગાંધીજીએ પોતે પણ મને કહ્યું હતું કે: "ભાઈ પરમાનંદની દક્ષિણ આફ્રિકાની મુસાફરી ખરેખર બહુ જ ઉત્સાહપ્રેરક હતી અને એમના સંદેશા અત્યંત ઉદારતાભર્યા હતા.

ભાઈ પરમાનંદજીને દીઠે તો હું ઓળખતો નથી, પરંતુ એમના વિષે મેં જે કંઈ જાણ્યું છે એ ઉપરથી મને એમને મળવાની આકાંક્ષા થઈ આવી છે. એમને મળવામાં હું મારું સદ્‌ભાગ્ય સમજીશ. ભાઈ પરમાનંદમાં કાયરતા અને નીચતાનું નામ નિશાન નહિ હોય એની તો મને ખાત્રી છે. એમના વિચાર કદાચ ક્રાન્તિવાદીઓ જેવા હોય પણ ખરા. (એને માટે ન તો મારી પાસે પૂરતા પુરાવા છે કે ન તો એવી કોઈ વાત પુરાવા સાથે એમની બાબતમાં સાબિત કરાઈ છે.) તો પણ મારી એટલી તો ખાત્રી છે જ કે તેમનું ચારિત્ર સદા સચ્ચાઈ અને પ્રામાણિકતાથી પરિપૂર્ણ રહ્યું છે. એમના રાજકીય વિચારો આદર્શવાદીઓ જેવા છે, ક્ષુદ્રતા કે નીચતાભર્યા નથી. ઇતિહાસના અધ્યયન પછી એમણે જે સાર એકઠો કર્યો છે, એમાં કંઈક પક્ષપાત જેવું જણાઈ આવે છે એ ખરું; પરંતુ કોઈ પણ પાકા દેશભક્તના વિચારોમાં આવો પક્ષપાત તો હોય એ બિલકુલ સ્વાભાવિક જ છે. જે કંઈ એમણે લખ્યું છે તે પ્રામાણિકતાપૂર્વક લખ્યું છે; એટલે તેને સારુ એમને આવી કડક સજા ઠોકવાથી શું ઐતિહાસિક અથવા રાજનૈતિક સત્યો બદલાઈ જવાનાં છે?

ભાઈ પરમાનંદજીએ પોર્ટ બ્લેરથી પોતાની પત્ની પર જે પત્રો લખેલા તે મેં જોયા. એ પત્રો પરથી પણ એમના ઉદાર ચરિત્રની સરલતાનો ખ્યાલ આવે છે. એટલું જ નહિ પણ એ પત્રોથી એમની

માનસિક દૃષ્ટિ કેટલી ચોખ્ખી હતી અને એમનું મન કેટલુ બધું ધાર્મિક હતું એની પ્રતીતિ મળી જાય છે એ પત્રોમા નીચતા કે દ્વેષનો એક હરફ સરખો નથી. એનું પ્રત્યેક વાક્ય વીરતા, ઉદારતા અને સચ્ચાઈથી ભરપૂર છે. જેનમાં એમને આતરિક આનંદ અને શાતિ લાધી ગયા છે અને કોઈ પણ જેલના સળિયા એમનાં એ આતરિક આનંદ ને શાતિ એમની કનેથી ઝૂટવી લેવાને કેવળ અસમર્થ છે

એ પત્રોને વાચતા મને રહી રહીને એ જ વિચાર આવતા રહ્યા છે કે, વર્તમાન હિંદના ભાઈ પરમાનંદ જેવા ઉદારહૃદયી ઊંચી કોટિના વિદ્વાનને હલકા ગુનેગારોની સાથે જીવતા સુધી કાળા પાણીએ મોકલી દેવા એ કેટલુ નિરર્થક, કેટલુ મૂર્ખાઈભર્યુ, અને કેટલુ બધુ હલકટ છે? આવા ભણેલાગણેલા માણસ પાસે રાતદહાડો ઘંટી દળાવવી એ કેટલું બેવકૂફીભર્યું છે. આખો દહાડો ઘટી દળો, રાત વીતી કે ફરીથી ઘટીએ દળો, ફરી ઘટીએ દળો—બસ ઘંટી જ ઘટી પીસ્યા કરો! એ ઘંટી પીસવાના વ્યર્થ, નિરર્થક, અને મોમાથા વગરના કામથી કદી પરવાર જ નહિ! પ્રભુએ માણસને ઉચ્ચ કોટિનું મગજ આપ્યુ છે અને માણસો એ મગજનો દુરુપયોગ કરી રહ્યાં છે!

અરદ્ધ, રાજનૈતિક ગુનેગારોને જે સજા ઠોકવાની હોય તે ઠોકી દીધા પછી એની તમામ મિલ્કત જપ્ત કરીને એની નિસહાય સ્ત્રી અને છોકરાને પણ શિક્ષા કરવી એ કઈ માણસાઈભર્યું કામ છે? રાજનૈતિક આદર્શવાદીઓને માટે શુ વર્તમાન સભ્યતા કોઈ બીજો ઉપયોગ નથી વિચારી શકતી?

ભાઈ પરમાનંદ ઉપર હિંદ સંરક્ષણના ધારા પ્રમાણે ઈ સ. ૧૯૧૫માં મુકદ્દમો ચલાવવામા આવ્યો હતો એમની વિરુદ્ધ જે

સાબિતીઓ હતી તે એટલી બધી લૂલી હતી કે સરકારી વકીલ મિ. બેવન પેટમેને પંજાબ સરકારને ભાઈ પરમાનંદ ઉપરનો મુકદ્દમો કાઢી નાખવાની સલાહ આપેલી. મને ખાતરી છે કે ભાઈ પરમાનંદે સચ્ચાઈ અને પ્રામાણિકતાપૂર્વક પોતાની હકીકત જાહેર ન કરી હોત તો, એમને આ સજા કોઈ પણ રીતે થઈ ન શકત. સર અલી ઇમામ, આ મુકદ્દમા સંબંધમાં એટલા બધા ચિંતાતુર હતા કે, તેઓ સરકારને એમને છોડી દેવાની સલાહ આપવા ઇચ્છતા હતા, એની મને પોતાને પણ ખબર છે.

શરૂઆતથી અંત સુધી ભાઈ પરમાનંદ પોતાની અંગત બાબતોમાં બિલકુલ બેપરવાઈભર્યું વર્તન ચલાવતા રહ્યા હતા. એમની એ બેપરવાઈને લઈને જ અમેરિકામાંના હિંદી સરકારના જાસૂસોએ એમને ફસાવી પાડ્યા હતા. મહાયુદ્ધનો હવે અંત આવી ગયો હતો; એટલે મને આશા રહેતી હતી કે પંજાબ સરકાર રાજનૈતિક ગુનેગારો સંબંધી ફેર વિચાર કરવાની તક ઝડપી લેશે. ભાઈ પરમાનંદના છુટકારાથી હિંદીઓને જેટલો સંતોષ થશે એટલો બીજા કોઈના છુટકારાથી નહિ થાય; એ તો નિર્વિવાદ."

ભાઈ પરમાનંદ સંબંધી લેખો તો ઘણા લખાયા હતા, પરંતુ પાછળથી એ બધું શાંત થઈ ગયું હતું. એન્ડ્રૂઝ સાહેબના આ કરુણાજનક લેખના છપાવાથી સમાચાર પત્રોએ ફરી પાછી એ ચર્ચા ઉપાડી લીધી. એ બાબતમાં એન્ડ્રૂઝને એને માટે કેટલીય વાર સરકારી અમલદારોને મળવું પડ્યું હતું. આખરે પંજાબના સરકારી અધિકારી સર એડવર્ડ મેકલીગનની શિફારસથી ભાઈ પરમાનંદ છૂટી ગયા. છૂટ્યા બાદ વખત મળતાં તેઓ શાન્તિનિકેતનમાં એન્ડ્રૂઝ સાહેબનાં દર્શન કરવાને આવ્યા હતા. ગયા એ વખતે એમણે કહ્યું હતું કે : " એન્ડ્રૂઝ ખરેખર તપસ્વી છે; અને એમણે મારા ઉપર બસ મોટો ઉપકાર કર્યો છે;" ટ્રિબ્યુનના સંપાદક બાબુ કાલીનાથરાયને જેલની

સજા ઠોકાઈ ત્યારે પણ એન્ડ્રૂઝ સાહેબે ભારે જહેમત ઉઠાવેલી. એન્ડ્રૂઝના પ્રયત્ન વગર કાલીનાથ બાબુનો છૂટકારો અસંભવ હતો એમાં તો જરાયે શક નહિ. એ સંબંધમાં વર્તમાનપત્રોમાં એમણે છૂટે હાથે લેખો લખવા માંડ્યા. થોડા દહાડા વીત્યા પછી મિ. ઓડવાયરે એમના એક લેખમાં ખાસ ટકોર કરી હતી કે, "એક સંપાદકને માટે જેટલી ચળવળ હિંદુસ્તાનીઓએ કરી એટલી બીજા કોઈને માટે નથી કરી." એમની એ ટકોરમાં સંપાદકનો શબ્દ-પ્રયોગ ખાસ કાલીનાથરાયને ઉદ્દેશીને હતો અને ચળવળ ચલાવનાર એ પ્રયોગ શ્રી. એન્ડ્રૂઝ સાહેબને ઉદ્દેશીને હતો, એ કહેવાની ભાગ્યે જ જરૂર રહેતી હોય.

લાલા લજપતરાયે ન્યૂયોર્કથી તા. ૨૮ જુલાઈએ એક હજાર રૂપિયા કાલીનાથરાયના મુકદ્દમામાં મદદ કરવા માટે મોકલતાં મહાત્મા ગાંધીજીએ લખ્યું હતું કે: "મહેરબાની કરીને મિ. સી. એફ. એન્ડ્રૂઝને લખી દેજો કે, પંજાબીઓ માટે એ જે પ્રશંસનીય કાર્ય કરી રહ્યા છે, એને માટે હું એમનો આભારી છું. એમ કરવું મારા માટે ધૃષ્ટતાભર્યું છે; છતાં ફરી પણ એમ જરૂર ચાહું છું કે મિ. એન્ડ્રૂઝ મારા હૃદયના ભાવોને સમજી જાય. પરમાત્મા કરે ને ઇંગ્લંડની ભૂમિ એમની કોટિની અક્કલવાળા અનેક આત્માઓ પેદા કરે!"

કોણ એવો હિંદી હશે કે જે આ વાતમાં લાલાજીની સાથે "તથાસ્તુ" નહિ કહે?

**પંજાબથી વિદાયગીરી અને આફ્રિકાની મુસાફરી**

જે વખતે મિ. એન્ડ્રૂઝે પંજાબમાં કામ ઉપાડ્યું હતું તે વખતે, દક્ષિણ અને પૂર્વ આફ્રિકાના વસાહતી હિંદીઓની સ્થિતિ તદ્દન ખરાબ થતી જતી હતી. મહાત્મા ગાંધીજીએ મિ. એન્ડ્રૂઝને કહ્યું: "તમારે કે મારે દક્ષિણ આફ્રિકા જવું પડશે." મિ. એન્ડ્રૂઝે જવાબ દીધો "જો આપની એવી જ મરજી હોય તો જવાને માટે મને તૈયાર

સમજો. " મહાત્મા ગાંધીજીને પંજાબમાં પ્રવેશ કરવાની પરવાનગી મળી ગઈ હતી; અને માનનીય પં. માલવીયાજી અને પં. મોતીલાલ નહેરુ પંજાબમાં પહોંચી પણ ગયા હતા. એથી જ મિ. એન્ડ્રૂઝે પંજાબ છોડી આફ્રિકા જવાનું નક્કી કર્યું.

તા. ૧૫ નવેમ્બરે એમને વિદાયમાન આપવા લાહોરના બ્રેડલો હોલમાં એક ઘણી મોટી સભા ભરાઈ. એ સભામાં કેટલાય માણસો ભેગાં થયાં હતાં. આખો હોલ ખીચોખીચ ભરાઈ ગયો હતો. કેટલાંય માણસોને જગાના અભાવે પાછા ફરવું પડ્યું હતું. એ સભામાં ખૂબી એ થઈ હતી કે સેંકડો પંજાબી સ્ત્રીઓ એકઠી થઈ ગઈ હતી. ઉપરની ગેલેરીમાં સ્ત્રીઓની એટલી બધી ઠઠ જામી હતી કે સ્ત્રીઓના ભારથી એ ગેલેરી જાણે તૂટી પડશે. એ સભાના પ્રમુખસ્થાને પં. માલવીયાજી હતા. એમણે પોતાના ભાષણમાં કહ્યું કે : "મિ. એન્ડ્રૂઝ હિંદના સાચા મિત્ર છે. એમણે આપણા આપત્તિ કાળમાં આપણને ઘણી ભારે મદદ કરી છે. "

મિ. એન્ડ્રૂઝની પંજાબની સેવાઓ બદલ એમને ધન્યવાદ આપવાની તથા એમની તરફ કૃતજ્ઞતા દર્શાવવાની દરખાસ્ત સભા સમક્ષ રજૂ કરતાં મહાત્મા ગાંધીજીએ એક બહુ જ મહત્ત્વભર્યું ભાષણ કર્યું.

એ ભાષણ મિ. એન્ડ્રૂઝના ચરિત્ર ઉપર સુંદર પ્રકાશ પાડે છે. મહાત્માજીએ કહ્યું કે : મિ. એન્ડ્રૂઝ મારા સહોદર ભાઈ સરખા છે. એટલે એમને માટે કાંઈ પણ કહેવું એ મારે માટે કઠણ છે. અમારા બંને વચ્ચે જે પવિત્ર સંબંધ છે એ મારા બોલવાના માર્ગમાં અટકાવ કરે છે. છતાં એટલું તો હું કહી શકું છું કે મિ. એન્ડ્રૂઝ એક સાચા અંગ્રેજ હોઈ એમણે એમનું જીવન હિંદને અર્પણ કરી દીધું છે. પોતાનાં કાર્યો દ્વારા આપણને જાણે એમ કહી રહ્યા છે કે :—

" અંગ્રેજો આપના ઉપર જુલમ કરી રહ્યા છે, એમ જાણવા છતાં મારી આપને ભલામણ છે કે આપ એમના ઉપર દ્વેષ ન રાખશો, મારા તરફ જોજો. " એટલે આપણે જો મિ. ઍન્ડ્રૂઝનું સાચું સન્માન કરવા ઇચ્છતાં હોઈએ તો તો આપણે એમના પ્રેમનું અનુકરણ કરવું રહ્યું. આપણો પ્રેમ આંધળો અલબત્ત ન હોવો જોઈએ. આપણો પ્રેમ એવો હોવો જોઈએ કે જેવો પ્રહ્લાદે પોતાના પોતાના પિતા તરફ કર્યો હતો. મિ. ઍન્ડ્રૂઝનું જીવન આપણને એ જ શિખવાડે છે કે અન્યાય અને અત્યાચારનો દૃઢતાપૂર્વક વિરોધ કરવા છતાં પણ અત્યાચારીઓ પ્રત્યે આપણે દ્વેષ ન રાખીએ. ઘણાય હિંદીઓ કરતાં મિ. ઍન્ડ્રૂઝે હિંદની ભારે સેવા બજાવી છે. એમણે પોતાના જાતભાઈઓની નિંદા કરવામાં પણ કાંઈ બાકી નથી રાખી. પરંતુ એનો અર્થ એવો તો ન જ સમજવો જોઈએ કે, અંગ્રેજો પ્રત્યે એમને ઓછો પ્રેમ છે. મિ. ઍન્ડ્રૂઝની પેઠે આપણે પણ **અંગ્રેજો તરફ અથવા સરકારની તરફ દ્વેષ ન કરતાં, ન્યાય અને આત્મગૌરવ માટે સંગ્રામ કરી શકીએ છીએ.**

મિ. ઍન્ડ્રૂઝે પોતાના આત્માને નિચોવીને એનું તત્ત્વ હિંદુસ્તાનને અર્પણ કરી દીધું છે. મિ. ઍન્ડ્રૂઝ કોઈ સાધારણ અંગ્રેજ નથી. તેઓ બહુ મોટા વિદ્વાન છે; ઊંચા કુળમાં એમનો જન્મ થયો છે. તેઓ કવિ છે અને ધર્મશાસ્ત્રી પણ છે. એમની ઇચ્છા હોત તો એ પોતાની જીંદગી એશઆરામમાં ગાળી શકત; અગર જો એમની ઇચ્છા હોત તો કોઈ મોટી કૉલેજના પ્રિન્સિપાલ પણ બની શકત. ઊંચા હોદ્દેદાર પાદરી થવાનું પણ એમને માટે કપરું ન હતું. પરંતુ મિ. ઍન્ડ્રૂઝે ધનવૈભવને નમસ્કાર કરી દીધા છે. પદવીની પણ એમણે કદી પરવા નથી કરી. નિ:સ્વાર્થ વૃત્તિથી હિંદની ભલાઈ માટે જ એ ભ્રમણ કરી રહ્યા છે.

એવા અંગ્રેજ તરફ આપણી શી ફરજ છે? " જ્યાં સુધી અંગ્રેજ જાતિમાં એક પણ એન્ડ્રૂઝ વિદ્યમાન હોય, ત્યાં સુધી આપણે અંગ્રેજ જાતિ સાથે દ્વેષ હરગીજ ન કરી શકીએ. જો આપણે અંગ્રેજો સાથે દ્વેષ કરીશું તો મિ. એન્ડ્રૂઝ તરફ આપણી જે માનવૃત્તિ છે, એ પવિત્ર નથી રહી શકવાની. અંગ્રેજો સામે દ્વેષ કેળવવા જતાં તો મિ. એન્ડ્રૂઝની સેવા સ્વીકારવાનો આપણને અધિકાર જ ન રહે એ વાત તો સાફસાફ સમજી શકાય તેમ છે.

ત્યારે હવે સવાલ એ રહે છે કે જલિયાનવાલામાં જેવી કતલ થઈ છે, અંગ્રેજ સિપાઈ જેવી રીતે આપણને બાંડે-લાતો મારે છે, આગગાડીમાં એમની પાસે બેસવા દેતા નથી, અને અંગ્રેજ અમલદારો બધા અધિકાર પોતે જ વાપરવાની ઇચ્છા રાખે છે તથા અંગ્રેજ વેપારી હિંદનો મુખ્ય વેપાર જે રીતે પોતાના હાથમાં જ રાખે છે; એવી રીતના બનવા છતાંય આપણે એમના ઉપર જરાય ક્રોધ લાવ્યા વગર શી રીતે રહી શકીએ? આ મુશ્કેલી પણ એવી જ સ્પષ્ટ છે. જે જે દિશામાં નજર કરીએ છીએ તે તે દિશામાં દ્વેષ, ક્રોધ, તિરસ્કાર અને અસત્યની જ ભરપટ જણાય છે. હિંદી હિંદી તરફ હરહંમેશ પ્રેમની નજરથી નથી જોતા, તો અંગ્રેજો તરફ પ્રેમની નજરે જોવાની વાત જ કયાંથી કરવાની?

આ બધી શંકાઓમાં નાસ્તિકવાદ ભર્યો છે. બુદ્ધિવાદથી ઈશ્વરનું અસ્તિત્વ સ્વીકારવાથી કોઈ આસ્તિક બની શકતું નથી. જે માણસમાં ઈશ્વર તરફ શ્રદ્ધા છે, તેનામાં પ્રેમ અવશ્ય હોવો જ જોઈએ. ઈશ્વર તરફ શ્રદ્ધા હોવી, અને પ્રેમ ન હોવો; એ બંને વિરોધી વાતો છે. આસ્તિકતાનો અર્થ સત્ય, પ્રેમ વગેરે ગુણો જ છે. જો એ ગુણો આપણામાં એકદમ પૂરેપૂરા પ્રકાશિત થઈ જાય, તો સમજી લેજો આપણે પોતે ઈશ્વર બની ગયા, આ સત્યનો સ્વીકાર કરી એની

તરફ મીટ માંડીને જ આપણે ચાલવું, એવો ઉપદેશ મિ. એન્ડ્રૂઝનું જીવન આપણને આપી રહ્યું છે. મિ. એન્ડ્રૂઝના પ્રાયશ્ચિત્તનો એ જ અર્થ છે, અને એમની ગૂઢ તપશ્ચર્યાનો મર્મ પણ એ જ છે. મિ. એન્ડ્રૂઝને હિંદીઓનાં મકાનોમાં કલાકોના કલાકો સુધી શાંત બેસી રહેતાં મેં જોયા છે. આપણા લોકોએ એમની અવમણના કરી હશે. છતાં એમણે કોઈ પણ વખતે ક્રોધ કર્યો નથી. આપણે ત્યાં એમને જે કંઈ લૂખુંસૂકું મળ્યું છે તે એમણે સંતોષપૂર્વક ખાધું છે. મહાત્મા ગોખલેની ઘડીભરની નોટિસ પરથી એકાએક દક્ષિણ આફ્રિકા જતાં આપણે એમને જોયા છે. કોઈ પણ જાતના બકવાટ કે ધાંધલ વગર એમણે ભારે તપશ્ચર્યા કરી છે. દક્ષિણ આફ્રિકા વગેરે દેશોમાં એમણે આપણે માટે જે કાર્ય કર્યાં છે તેનાથી તેઓ આપણે માટે તપોમૂર્તિ જેવા બની ગયા છે. મિ. એન્ડ્રૂઝનાં આ કામોથી આપણે એમને ઓળખતાં થયા છીએ. પરંતુ બીજી જે તપશ્ચર્યા એમણે ગુપ્ત રીતે કરી છે તે એનાથી પણ વધારે કિંમતી છે.

મિ. એન્ડ્રૂઝની ખાતર પણ આપણે અંગ્રેજોનો દ્વેષ ન કરવો જોઈએ. એટલું જ નહિ, પણ આપણે જો કાર્યસિદ્ધિ મેળવવી હોય તો તો આપણું એ કર્તવ્ય જ ઠરે છે કે, આપણે અંગ્રેજોનો દ્વેષ ન કરવો. જરા પણ ક્રોધ વગર, ધૈર્યપૂર્વક, પરિશ્રમ અને સચ્ચાઈની સાથે જો આપણે આપણા કર્તવ્યનું નિરંતર પાલન કરતા રહીશું તો અંગ્રેજોને એમના દોષોને આપણી ઉપર અજમાવવાનો અવસર જ નહિ મળે. જેવી રીતે મિ. એન્ડ્રૂઝ એકલા હોવા છતાં પણ પોતાનું કાર્ય કરી શકે છે, એવી જ રીતે એક હિંદી પણ એમને માર્ગે ચાલીને અનેક કામો કરી શકે, અને હિંદની ઉન્નતિનો વેગ વધારી શકે."

મહાત્માજીની આ દરખાસ્તને બંગાળાના સુપ્રસિદ્ધ નેતા શ્રી.

સી. આર. દાસ, લાહોરના શ્રી. સત્યપતરાય બેરિસ્ટર, તથા અમૃતસરના લાલા ગિરધારીલાલ વગેરેએ ટેકો આપ્યો હતો.

શ્રી. સત્યપતરાયજીએ કહ્યું હતું કે "મિ. એન્ડ્રૂઝે અત્યાચાર પીડિતોનાં ઘરોમાં જઈને સૌને શાંતિ આપી ઉત્સાહવંતાં બનાવ્યાં છે. મને ભરોસો છે કે, જ્યારે વર્તમાનયુગનો ઇતિહાસ લખાશે ત્યારે ભારતનાં ભાવિ બાળકો મિ. એન્ડ્રૂઝને એક ઋષિની પેઠે યાદ કરશે. હિંદુસ્તાનમાં જો કોઈ અંગ્રેજે ચાલુ જમાનામાં અંગ્રેજ જાતિની આબરૂને ટકાવી રાખી હોય તો તે મિ. એન્ડ્રૂઝ જ છે.

આ પ્રસંગે મિ. એન્ડ્રૂઝે જે ભાષણ કર્યું હતું તે એમના ઉદાર હૃદયની સાક્ષી પૂરે છે. એમણે ગદ્ગદ કંઠે કહ્યું હતું : "ભાઈઓ! કેટલાક મહિનાઓથી આપની સાથે મળીને દિલ્હી તથા પંજાબમાં કામ કર્યા પછી આજ મારા આફ્રિકાપ્રસ્થાનને સમયે આપને અંતિમ નમસ્કાર કરવાનું મને અત્યંત કઠણ થઈ પડ્યું છે. એથી હું બેચાર શબ્દો જ આપની સેવામાં બોલી શકીશ.

જેટલા દિવસો સુધી મેં અહીં કામ કર્યું છે તેટલા દિવસોમાં કેટલા જરૂરી વિષયોને છોડીને મેં પંજાબની વિવાદગ્રસ્ત વાતો સંબંધમાં મારું મો બિલકુલ બંધ રાખ્યું છે, પરંતુ હું હવે દક્ષિણ આફ્રિકા જઈ રહ્યો છું અને ત્યાંથી પાછા ફરતાં ઓછામાં ઓછા ચારેક મહિના લાગશે. એથી હું કંઈ પણ કહ્યા વગર ચાલ્યો જાઉં તો લોકોને ઠીક નહિ લાગે. એટલે આડીઅવળી વાતો કર્યા વગર હું મુખ્ય વાત ઉપર જ આવી જાઉં છું. એ બાબતમાં મારી માન્યતા સંક્ષિપ્તમાં આવી છે :—

મારી દૃઢ માન્યતા છે કે બ્રિગેડિયર જ્વાલાનાં ગમે તેવાં કારણો કેમ ન હોય, છતાં પણ અમૃતસર અને બીજાં સ્થળોએ અંગ્રેજોએ ખૂન કરીને લોકોએ કાયરતા અને જંગલીપણાનું જ પ્રદર્શન કર્યું છે.

એમનાં એ કામોનો બચાવ કોઈ પણ રીતે થઈ શકે એમ નથી. દેવળો સળગાવી મૂકવાની બાબતમાં પણ મારો એવો જ મત છે. પરંતુ સૌથી હલકટ અને ઘાતકી હુમલો મિસ શેરવુડ ઉપર કરવામાં આવ્યો તે છે. મિસ શેરવુડને ઓળખનારા સૌ હિંદીઓ એના ઉપર પ્રેમ રાખતાં હતાં. એ ભલી બાઈ પ્રભુ ઈશુની સાચી અનુયાયિની હતી. એનું ખૂન કરવા માટેનું આક્રમણ એ તો ખરેખાત બાયલાપણું જ હતું. પરંતુ હિંદીઓને હાથે થયેલાં આ પાપોના બચાવમાં એક શબ્દ પણ ઉચ્ચારવાને જેમ હું અસમર્થ છું, તેમ જલિયાનવાલા બાગની ઇરાદાપૂર્વક કરાયલી કતલની પણ હું ઘૃણા કરું છું.

ગ્લાંકોની કતલે મારા દેશના ઇતિહાસમાં જે કાળો ડાઘ પાડ્યો છે. તે અમૃતસરના આ ડાઘ કરતાં જરાય મોટો નથી. લોકોને મોઢેથી સાંભળેલી કોઈ ઉટાંગ વાત હું આપને સંભળાવતો નથી, પરંતુ ખૂબ ખૂબ તપાસ પછી, અને ખૂબ ખૂબ ચોકસી કર્યા પછી જ મારો મત બંધાયો છે તે જ આપની આગળ હું રજૂ કરું છું તે એ છે કે અમૃતસરની કતલ સાથે સંબંધ ધરાવતી સર્વ વાતોનો મેળ મેં ઘણા પ્રયત્નપૂર્વક જોયો છે, અને છેવટે એ નિર્ણય ઉપર હું આવ્યો છું કે, એ કતલ એટલી શરમભરેલી છે કે તેનું વર્ણન કરી શકાય એમ નથી. અમૃતસરની આ કતલનો બચાવ કોઈ પણ પ્રકારે થઈ શકે એમ નથી એ અક્ષમ્ય છે અને એને કોઈ પણ બાને માફ કરી શકાય એમ નથી. આ વાતોની ચર્ચા કરતાં લશ્કરી કાયદા સંબંધે પણ કંઈક કહેવું પડે છે. જે માણસોને પેટે ચલાવવામાં આવ્યા હતા, એમને મેં મારી આંખોએ જોયા છે. બેઆબરૂ કરવાને માટે જેમને નાગા કરવામાં આવ્યા હતા, એમને હું મળી ચૂક્યો છું. જેમને ધૂળમાં પોતાનાં પેટ રગડવાં પડ્યાં હતાં, એમની સાથે હું વાતોચીતો કરી આવ્યો છું; અને જાહેર લોકો વચ્ચે જેમને કોરડા ફટકારવામાં આવ્યા હતા, એમને પણ હું મળી આવ્યો છું. અમારા

ખ્રિસ્તી ધર્મની માન્યતા પ્રમાણે તો માણસને ઇશ્વરની આકૃતિને બનાવવામાં આવ્યો છે. એ માણસોના શરીર ઉપર પંજાબમાં ન કરવા જેવાં સેંકડો કામ કરવામાં આવ્યાં છે. પોલીસ તથા લશ્કરની પશુતાભરી શક્તિ દ્વારા મનુષ્યોની મનુષ્યતાનું સત્યાનાશ કાઢવાને જે નીચતાભર્યાં કૃત્યો જાણીજોઈને કરવામાં આવ્યાં છે, તે પણ મારા દેશના નામને જલિયાનવાલા બાગની કતલ કરતાં જરાય ઓછો બટ્ટો લગાડનારાં નથી, એમ હું માનું છું.

અશાંતિના આખરી દિવસોમાં જે અત્યાચાર થયા હતા, એના સંબંધી અંગ્રેજની નજરે મારા આ વિચાર છે. મારા હિંદી સાથીઓની સાથે કામ કરતી વખતે હંમેશાં મને એ અત્યાચારોની યાદ સતાવતી રહી છે, અને મેં જે કંઈ સેવા કરી છે એ ફક્ત એના પ્રાયશ્ચિત્તરૂપે જ કરી છે.

લાહોરમાંના મારા વસવાટ દરમ્યાન હું દરરોજ પ્રાતઃકાળમાં સૂર્યોદય નિહાળવા બગીચામાં જતો રહ્યો છું. અને ત્યાં એકાન્તમાં બેઠો બેઠો મારાં દૈનિક કામો પર વિચાર કરતો રહ્યો છું. એવી રીતે આજના વિચાર વખતે મને બાઇબલવાળું એક વાક્ય યાદ આવી ગયું છે: "પરમાત્મા ન્યાયી અને અન્યાયી સૌને પોતાના સૂર્યનો પ્રકાશ આપે છે. જેવી રીતે સ્વર્ગમાં પરમાત્મા પૂર્ણ છે એવી રીતે તમે પણ પૂર્ણ બનવાનો પ્રયત્ન કરો!" એ શબ્દો પ્રભુ ઈશુના છે.

એ શબ્દો એમણે પોતાના શિષ્યોને "બદલો લેવો અગર તિરસ્કાર કરવો એ મનુષ્યનું કર્તવ્ય નથી, પરંતુ ક્ષમા કરવી અને પ્રેમ કરવો એ મનુષ્યનું કર્તવ્ય છે" એ ઉપદેશ આપતી વખતે ઉચ્ચાર્યા હતા.

એનાથી ઘણાં વર્ષ પહેલાં હિંદમાં મહાત્મા બુદ્ધ કે જેમણે મનુષ્યસમાજની સેવા અને સહાયતાને માટે અવતાર લીધો હતો,

તેમણે પણ આવો જ ઉપદેશ આપ્યો હતો. આજે લાહોર છોડતી વખતે એ જ ઉપદેશ ઉપર મારી નજર ફરી છે.

ઘાને સારા કરવા માટે અને એની અંદરના સર્વ સડાને મટાડવા માટે અંદરથી ખૂબ ઊંડાઈ સુધી સાફ તો જરૂર કરવો પડે છે. પરંતુ તે સાથે એ વાત અવશ્ય ધ્યાનમાં રાખવી રહે છે કે શસ્ત્રક્રિયાનું અંતિમ ધ્યેય ઘાને ડખોળ્યા કરવાનું નથી પણ મલમપટ્ટી દ્વારા રૂઝવવાનું છે.

ગુજરેલા અત્યાચારોની તપાસ તમે અત્યારે કરી રહ્યા છો. એ વખતે બદલો લેવાની વૃત્તિને તમારા દિલમાં સ્થાન ન આપશો, દ્વેષની અંધકારમય રાત્રિમાં ન ભટકશો, પરંતુ ઈશ્વરીય પ્રેમના પ્રકાશમય માર્ગનું આપ અનુસરણ કરજો; એ જ મારી આપ સૌને નમ્ર પ્રાર્થના છે. "

## ૧૧

# પૂર્વ આફ્રિકામાં મિ. ઍન્ડ્રૂઝનું કામ

**નવેમ્બર** તા. ૨૩ સને ૧૯૧૯ના રોજ ઍન્ડ્રૂઝ સાહેબ પૂર્વ આફ્રિકા જવા સારુ મુંબાઈથી ઊપડયા. તા. ૩૦ મી નવેમ્બરે એ મોમ્બાસા પહોંચ્યા. ત્યાં પહોંચતાં જ એમને આર્થિક કમિશનનો રિપોર્ટ વાંચવા માટે મળ્યો. એ રિપોર્ટમાં હિંદીઓના ચારિત્ર ઉપર ઘણા તિરસ્કારભર્યા આક્ષેપો કરવામાં આવ્યા હતા. એ રિપોર્ટ વાંચીને મિ. ઍન્ડ્રૂઝે કેટલાક દિવસ સુધી પૂર્વ આફ્રિકામાં રહેવાનું નક્કી કર્યું. ત્યાં એ ઘણા સ્થળે ફર્યા; અને અનેક લેખો પૂર્વ આફ્રિકાના વસાહતીઓના હિત માટે લખ્યા. આ લેખોને લીધે હિંદી જનતાનું ધ્યાન પૂર્વ આફ્રિકાના પ્રશ્નો તરફ ખેંચાયું.

ઍન્ડ્રૂઝ સાહેબનું પૂર્વ આફ્રિકા સંબંધીનું કાર્ય એટલું બધું મહત્ત્વભર્યું છે કે આ જીવનકથામાં એને યથોચિત ન્યાય આપી શકાય તેમ નથી. મારો વિચાર પૂર્વ આફ્રિકાના પ્રવાસી હિંદીઓ એ સંબંધમાં એક સ્વતંત્ર પુસ્તક લખવાનો છે. એનાથી વાચકોને પૂર્વ આફ્રિકામાંના ઍન્ડ્રૂઝ સાહેબના કાર્યનો યથાસાંગ ખ્યાલ આવી શકશે.

"અહીં એક વાત બતાવવા જેવી છે. અને તે એ કે ઍન્ડ્રૂઝ સાહેબ જ્યાં પણ વિદેશમાં જાય છે ત્યાં એ પોતે હિંદી મજૂરોને

જરૂર મળે છે, અને એમની દશાની તપાસ કરે છે, પૂર્વ આફ્રિકામાં પણ એમણે રેલવેમાં કામ કરનારા પંજાબી મજૂરોની દુર્દશા સ્વ-નજરે નિહાળી હતી પંજાબમાં પંજાબી ભાઈઓ ઉપર જે અત્યાચાર લશ્કરી કાયદા વખતે થયા હતા એનું તપાસકાર્ય બે માસ સુધી કર્યા પછી મિ એન્ડ્રૂઝને પૂર્વ આફ્રિકા જવું પડયું હતું એટના માટે પૂર્વ આફ્રિકામાં પણ પંજાબી ભાઈઓની ખરાબ દશા જોઈને એમને ખૂબ જ લાગી આવ્યું નૈરોબીમાં પણ તેઓ અત્યંત ગંદાં ઘરોમાં રહેતા હતા એમને માટે દવા વગેરેની કંઈ જ વ્યવસ્થા નહોતી હતા તે દવાખાનાની હાલત બહુ જ ખરાબ હતી કિસુમ કે જે વિક્ટોરિયા ન્યાંઝા સરોવરની પાસે છે, ત્યાંના મજૂરોની સાથે પણ અયોગ્ય વર્તન ચલાવવામાં આવતું જણાયું.

યૂરોપિયન લોકો પોતે તો ઊંચી જમીન ઉપર રહેતા હતા પરંતુ હિંદીઓને નીચી જમીન ઉપર કે જ્યાં મલેરિયાનું જોર કાયમનું રહેતું ત્યાં રહેવું પડતું યૂરોપિયનોને સ્વચ્છ પાણી મળતું ત્યારે હિંદી મજૂરોને સરોવરનું ગંદુ પાણી પીવાને મળતું હતું એન્ડ્રૂઝ સાહેબ પોતે આ અસદાચારથી પિડાતા મજૂરોના ગંદા ઘરોમાં ગયા ત્યાં એમની સાથે બેસીને વાતોચીતો કરી, અને બની તેટલી મદદ એમને કરી. હિંદી મજૂરો ગમે તો હાવરામાં કામ કરતા હોય, કે મદ્રાસમાં, સીલોનમાં કે ફિજીમાં, મલાયામાં કે પૂર્વ આફ્રિકામાં પણ તેઓ બધા જ એન્ડ્રૂઝ સાહેબને ઓળખે છે અને એન્ડ્રૂઝ સાહેબ એમને ઓળખે છે

યુગાન્ડામાં એન્ડ્રૂઝ સાહેબ માંદા પડી ગયા, અને ત્યાં કંપાલાના દવાખાનામાં એમને કેટલાક દિવસ સુધી રહેવું પડયું ૧૩ મી જાન્યુઆરીએ એ બ્રિટિશ પૂર્વ આફ્રિકામાંથી રવાના થયા એક અઠવાડિયું તેઓ પોર્ટુગીઝ પૂર્વ આફ્રિકાના બેરા નામના સ્થાને રહ્યા ત્યાં એઓ સુપ્રસિદ્ધ સિંધી વેપારી આનંદસિંહ સદાનીને ત્યાં ઊતરેલા પોર્ટુગીઝ પૂર્વ આફ્રિકાના હિંદીઓએ એમનું જે ભારે સ્વાગત કર્યું,

એ જોઈને ત્યાંના ગોરા લોકો અચંબામાં પડી ગયા એક વાર એક રેલવે સ્ટેશન ઉપર મેલગાડી અર્ધો કલાક વધારે થોભાવવામાં આવી હતી. કારણ કે મિ. ઍન્ડ્રૂઝ એ ગાડીમાં દક્ષિણ આફ્રિકા જતા હતા અને એ શહેરના લોકોને એમનું સ્વાગત કરવું હતું. સ્ટેશન ખૂબ દબદબાથી શણગારવામાં આવ્યું હતું. શ્રી. આનંદસિંહને અનેક અંગ્રેજોએ પૂછ્યું કે: "આ ગૃહસ્થ કોણ છે કે જેમના સ્વાગતને માટે હિંદીઓ આટલો બધો પ્રયત્ન કરી રહ્યા છે?" ત્યારે આનંદસિંહે એમને એ જવાબ આપેલો કે: "અમારા હિંદના સર્વોત્તમ હિંદી એ જ છે."

આ બનાવ શ્રી. આનંદસિંહ જ્યારે શાન્તિનિકેતન પધારેલા ત્યારે સ્વમુખે કહેલો. વધારામાં તેઓએ એમ પણ કહ્યું કે: "ઍન્ડ્રૂઝ સાહેબ હિંદીઓના ભારે શુભચિંતક હોવાથી કોઈ યુરોપિયન કદાચ તેમની સાથે અયોગ્ય વર્તન ચલાવી બેસે એવો મને ડર હતો. તેથી અમે ચાર જણે એમની સાથે રેલવેમાં દૂર દૂરની મુસાફરી કરી હતી. પરંતુ અમારી આ ધાસ્તીઓ એમને જાણવા દીધી નહોતી."

નવાઈ જેવી વાત તો એ છે કે આવો જ જાતનો બનાવ ફિજીમાં પણ બનેલો ફિજીના એક ગોરાએ ધમકી આપી હતી કે "મિ ઍન્ડ્રૂઝ જો અમારા જિલ્લામાં આવશે તો અમે એમને ગોળીથી જ વીંધી નાખીશું." પરંતુ મિ. ઍન્ડ્રૂઝ એ ધમકીને હસી કાઢીને એ જિલ્લામાં ગયા હતા.

મિ. ઍન્ડ્રૂઝને પોતાની જાત માટે કશી જ ચિંતા નહોતી. પરંતુ 'ભા'ના ભારતવાસીઓ એમને માટે અત્યંત ચિંતાતુર હતા. ફિજીથી પાછા ફરેલા અનેક હિંદીઓએ મને કહ્યું હતું કે: "અમે ઍન્ડ્રૂઝ સાહેબનો સાથ કદી છોડતા નહિ, કેમ કે અમારા મનમાં એ વાતની બીક સદાય રહ્યા કરતી કે એમને ફિજીનો કોઈ ગોરો એમને ક્યાંક નુકસાન કરી બેસે!"

મિ. ઍન્ડ્રૂઝ જ્યારે લંડનના વાસદર્ષ નામના ગરીબ મહોલ્લામાં

કામ કરતા હતા, ત્યારે પણ આવા જ પ્રકારના બનાવો બનેલા. એમના મહોલ્લાને અડીને જ એક એવો મહોલ્લો હતો કે જેમાં ગુંડાઓની જ વસ્તી હતી. ગમે તેની વસ્તુ ઝૂંટવી લેવી એ તો એમને માટે રમત વાત હતી. મિ. એન્ડ્રૂઝ વાલવર્થના એ મહોલ્લામાં રહીને જ્યારે પણ જવા નીકળતા, ત્યારે મિ. એન્ડ્રૂઝને જાણ થવા દીધા વગર એકાદો માણુસ એમની પાછળ પાછળ હમેશાં જતો. મિ. એન્ડ્રૂઝ પાછળ ફરીને જોતા ત્યારે કોઈ ને કોઈ માણુસ એમની પાછળ ચાલતો જણાઈ આવતો. એમ કરવાનું કારણ પૂછતાં એ કહી દેતો કે "મારે એ બાજુ કંઈ કામ છે. એટલા માટે હું પણ એ માર્ગે આવું છું." આવા બનાવો વારંવાર બનવા લાગ્યા એટલે મિ. એન્ડ્રૂઝને કંઈક વહેમ પડ્યો. એમણે એક દિવસે પોતાની પાછળ ચાલનાર માણુસને કહ્યું: "સાચેસાચું કહો કે તમે મારી પાછળ પાછળ કેમ આવો છો?" એ માણુસે જવાબ દીધો: "સાચી વાત તો એ છે કે અમને બધાંને ડર રહ્યા કરે છે કે બદમાસોના આ મહોલ્લામાં કોઈ બદમાસ આપને વખતે હેરાન કરી બેસે. એટલા માટે અમે અંદરોઅંદર ગોઠવણુ કરી રાખી છે કે, આપને એ મહોલ્લામાં એકલા નહિ જવા દેવા. એથી જ આપને કહ્યા વગર અમારામાંથી કોઈને કોઈ આપની પાછળ પાછળ ચાલતો રહે છે."

પ્રસંગોપાત મહાત્મા ગાંધીજીના જીવનની પણ એક એવી જ ઘટના અહીં યાદ આવે છે. મ. ગાંધી દક્ષિણ આફ્રિકામાં હતા ત્યારે કેટલાક દુષ્ટ માણુસો એમને મારી નાખવાને તાકાસના હતા. તે વખતે મિ. કેલનબેક કે જે એક જર્મન હતા, અને જે મહાત્માજીનો મિત્ર હતો એ એક પિસ્તોલ લઈને મહાત્માજીની પાછળ પાછળ ફરતો રહેતો હતો. પિસ્તોલ એ છુપાવીને રાખતો હતો, એની ખબર મહાત્માજીને પડી ગઈ મહાત્માજીએ કેલનબેકને કહ્યું: "મારી રક્ષાને માટે આપ આવું કદી ન કરશો." ત્યારથી મિ. કેલનબેકે પિસ્તોલ રાખવાનું છોડી દીધું.

પોર્ટુગીઝ આફ્રિકાથી રોડેશિયા થઈને મિ. એન્ડ્રૂઝ ટ્રાન્સવાલ પહોંચ્યા. આ વખતે મિ. એન્ડ્રૂઝનો ઘણો વખત સામસામાં રહેતા હિંદી પ્રવાસીઓની સ્થિતિ જોવામાં વ્યતીત થયો. કેપટાઉનમાં પણ એ પૂરું એક અઠવાડિયું રોકાયા. અહીં એમણે એશિયાટિક કમિશન આગળ લેખિત સાક્ષી આપી. એમાં એમણે દક્ષિણ આફ્રિકાના ગરીબ પ્રવાસી હિંદીઓને એમની સ્વેચ્છાએ હિંદમાં પાછા ફરવાની સલાહ આપી હતી. પરંતુ યુનિયન સરકારના પંથા અધિકારીઓએ 'સ્વેચ્છાપૂર્વક પરત પ્રવાસ'ની એ નીતિના ઓઠા નીચે હિંદીઓને દક્ષિણ આફ્રિકામાંથી સદંતર ધોલી કાઢવાની જ પેતરણ કરી. એ વાતનો મિ. એન્ડ્રૂઝે ઘોર વિરોધ કર્યો.

ખરું જોતાં તો મિ. એન્ડ્રૂઝે voluntary repatriationની વાને સ્વેચ્છાપૂર્વક પાછા ફરવાની નીતિનું સમર્થન કરવામાં ભારે ભૂલ કરી હતી પરંતુ જ્યાં એમને એમની ભૂલ સમજાઈ ગઈ કે તરત જ એમણે પોતાની એ ભૂલ કબૂલ કરી લીધી. અને વર્તમાનપત્રોમાં એ વાત જાહેર પણ કરી દીધી. વાચકોને જણાવવું જોઈએ કે મિ. એન્ડ્રૂઝ જીદી આદમી નહોતા. એ પોતાની ભૂલ કબૂલ કરવામાં અને એને સુધારવામાં હંમેશાં તત્પર રહેતા.

**મિ. એન્ડ્રૂઝનું ચાલુ કાર્ય**

માર્ચ ૧૯૨૦ માં દક્ષિણ આફ્રિકાથી નીકળેલા મિ. એન્ડ્રૂઝ એપ્રિલમાં હિંદ આવી પહોંચ્યા. આવતાં બરાબર તેઓ ગુરુદેવ રવીન્દ્રનાથ સાથે ગુજરાત કાઠિયાવાડને પ્રવાસે નીકળી પડયા. તે પછી મે માસમાં શ્રી. રવીન્દ્રનાથ વિલાયત ગયા, એટલે શાન્તિનિકેતન આશ્રમની સઘળી વ્યવસ્થાનો ભાર મિ. એન્ડ્રૂઝે પોતાને માથે ઉપાડી લીધો. છતાં તે દરમ્યાન વચ્ચે વચ્ચે એમને જુદાં સ્થળોએ જવું પડેલું.

જુલાઈ ૧૯૨૦ માં સ્વ. પં. સત્યનારાયણજી કવિરત્નના ચિત્રની

ઉદ્‌ઘાટન ક્રિયા કરવા ફીરોઝાબાદ જવું પડેલું. ત્યાં તેઓ પં. નેતારામજીને ત્યાં ઊતરેલા. એ વખતે અનેક ગામડિયા લોકો આજુબાજુથી એમનાં દર્શન કરવા આવ્યા હતા. એમની આગળ પ્રવાસી હિંદીઓ સંબંધી એક ભાષણ પણ એમણે આપ્યું. ફીરોઝાબાદનાં નગરજનો એમની રહેણીકરણીથી ખુશ ખુશ થઈ ગયાં. અત્યારે પણ ત્યાંનાં ઘણાં માણસો કહે છે કે: "એન્ડ્રૂઝ સાહેબ તો ખરેખર એક 'અંગ્રેજ સાધુ' છે. એવો સજ્જન અંગ્રેજ અમે બીજો કોઈ જ જોયો નથી."

તે પછી એ સિંધ અને ગુજરાતને પ્રવાસે નીકળેલા, આ પ્રવાસ દરમ્યાન એમણે દરિયાપારના હિંદી વસાહતીઓ સંબંધી ઘણાં વ્યાખ્યાનો કર્યાં હતાં. સિમલા પ્રાંતના નિરુદ્યમી મજૂરોની સ્થિતિ જોવા એમને કોટગઢ પણ જવું પડેલું. પૂર્વ આફ્રિકાના હિંદીઓ સંબંધી વ્યાખ્યાનો આપવા એમને કેટલીયે વાર મુંબઈ જવું પડ્યું હતું બિહારના વિદ્યાર્થી મંડળના પ્રમુખ તરીકે પણ એ ચૂંટાયા હતા. એ સંમેલન ડાલ્ટનગંજમાં ભરાયું હતું. ત્યાંનું એમનું ભાષણ ખૂબ જ વિદ્વત્તાભર્યું હતું. મુંબાઈના વિદ્યાર્થી મંડળના પણ એ પ્રમુખ ચૂંટાયેલા.

લિલુઆના હજારો મજૂરોની હડતાલને પણ એમણે જ શાંત પાડી હતી. હિંદી મજૂરોનાં દિલ એ જે ઝડપથી જીતી લેતા એ જોઈને ખરેખર આશ્ચર્ય ઊપજે છે. વધારે પડતી અકાળકૂટને કારણે એઓ દાવરામાં માંદા પડી ગયા અને ત્યાંના દવાખાનામાં ખાટલાવશ બનવું પડ્યું. એ વખતે ડૉક્ટરની ઘણી મના છતાં પણ તેઓ લિલુઆના ઘણા મજૂરોને પોતાના ઓરડામાં જ બેસાડી રાખતા. પાંચ સાત મજૂરો તો એમના ખાટલા ઉપર પણ ચડી બેઠેલા ગાલમ પાતા. લિલુઆમાં કામ કરનારા ઘરડા કારીગરો સાથે એમને ખાસ

દોસ્તી થઈ ગઈ હતી. ઘણા પ્રેમપૂર્વક એમને એ છાતીએ ચાંપતા હતા. કેમ જાણે એ વૃદ્ધો એમના બાળગોઠિયા ન હોય!

લિલુઆનો ઝઘડો સમાપ્ત થયા પછી એમને લખનૌ જવું પડ્યું. ત્યાં ઓ. આર. આર. રેલવેના હજારો માણસો હડતાલ ઉપર ઊતર્યા હતા. એક સભામાં લગભગ ૨૦૯ માણસો કે જેમને વૃદ્ધ હોવાને કારણે નોકરી ઉપરથી છૂટા કરવામાં આવ્યા હતા, તેઓ ઍન્ડ્રૂઝ સાહેબ પાસે આવ્યા અને કહ્યું: "સાહેબ! અમારા માટે પણ કંઈ કરજો!"

મિ. ઍન્ડ્રૂઝે ધાર્યું હોત તો ખુશીથી એ લોકોને કહી શકત કે: "હું તમારા એ ઝઘડામાં પડવા માગતો નથી. પહેલાં મને મુખ્ય ઝઘડાનો નિકાલ કરવા દો!" પરંતુ મિ. ઍન્ડ્રૂઝની પ્રકૃતિ જ એવી હતી કે એમના મુખમાંથી એવા શબ્દો નીકળી શક્યા જ નહિ. ખરા તાપમાં એ લોકો સાથે તેઓ જાતે દવાખાનામાં ગયા, અને ત્યાં જઈને એમની આંખની પરીક્ષા કરાવી. જો કે એને માટે એમને આમથી તેમ કેટલાય ધક્કા ખાવા પડ્યા. ઘણો વખત પણ બગડ્યો. છતાં એમના એ સમભાવથી પેલા ડોસાઓ તો ખુશ ખુશ થઈ ગયા; અને એક સભામાં તો એમણે કહી પણ નાખ્યું કે "ઍન્ડ્રૂઝ સાહેબ આપ જ અમારા પિતા છો; આપે અમારી સાથે ઘણો સારો વર્તાવ રાખ્યો છે."

આવા પ્રેમભર્યા વર્તાવને કારણે એકંદર ઝઘડાનો નિકાલ કરવામાં ઍન્ડ્રૂઝ સાહેબને ભારે સફળતા મળી ગઈ.

લખનૌ પછી એ રેલવે બોર્ડના અધિકારીઓને મળવા સિમલા ગયા. ત્યાં બોર્ડે એમને વિનંતિ કરી કે, આપ ઈ. બી. એસ. આરુ-ની હડતાલ પાડનારાઓ સાથેના ઝઘડાનો પણ નિકાલ કરાવી આપો. એ માટે એમને કંચનપાડા જવું પડ્યું. આ વખતે એમને હાથે એક

ભૂલ થઈ ગઈ સાધારણ રીતે એમનો નિશ્ચય એવો હતો કે કોઈની પણ ચિઠ્ઠીચપાટી કે સિફારસ વગર તેઓ સીધા મજૂરો અથવા હડતાલિયાઓમાં પહોંચી જતા, અને પોતાના સરળ સ્વભાવ તથા નિષ્કપટ સચ્ચાઈ અને મનોહર સાદાઈથી તરત જ એમને વશ કરી લેતા. પરંતુ આ પ્રસંગે રેલવે બોર્ડે એમને કહ્યું હતું કે 'પહેલાં કલકત્તામાં ઈ. બી. એસ. આર. ના એજંટને મળી લેજો.' તે મુજબ મિ. ઍન્ડ્રૂઝ ખૂબ જ થાકેલા હતા. કેમ કે એમને કેટલાય દિવસથી આરામ નામે મળ્યો નહોતો. એટલે કંચનપાડા જવા સારુ ટિકિટ લેવાને એ ઊઠયા ત્યારે એજંટે કહ્યું કે "આપ ટિકિટ લેવા જવાની તસ્દી શા માટે ઊઠાવો છો? હું આપને પાસ મંગાવી આપું છું." થાક્યાપાક્યા તો એ હતા જ. એટલે એજંટની એ દરખાસ્ત એમણે ઝટ સ્વીકારી લીધી અને કહ્યું: "વારુ ત્યારે આપ પાસ કાઢી દો!"

રેલવેનો પાસ લઈને એ કંચનપાડા ગયા. એમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે આ પાસ વાપરવાનું શું પરિણામ આવશે? એમને રેલવે પાસ સાથે કંચનપાડા ઊતરતા જોયા, એટલે રેલવે કામદારોને વહેમ પડી ગયો કે એ રેલવે કંપની તરફથી દલાલ બનીને આવ્યા છે એટલે એ કંપનીના જ પક્ષપાતી હશે. બસ થઈ રહ્યું. આ કાલ્પનિક વહેમથી પ્રેરાઈને રેલવે કામદારો એમનો ડગલે ને પગલે અણવિશ્વાસ કરવા લાગ્યા.

ઍન્ડ્રૂઝ સાહેબ શરૂઆતમાં તો સમજી પણ શક્યા નહિ કે કામદાર લોકો મારા વિરોધી શા માટે બની ગયા છે? પાછળથી માલમ પડ્યું કે બધો મામલો પેલા પાસે જ બગાડી નાખ્યો છે, સત્કારવાને બદલે રેલવે કામદારોએ એમનું અપમાન કરવા માંડ્યું. મિ. ઍન્ડ્રૂઝ વિચારતા હતા કે પાસ લીધાની ભૂલ સુધારવાનો કોઈ

મોકો મળે તોજ કામ પાર પડે. એવો મોકો એમને તરત જ મળી ગયો.

એક સભા ભરાવાની હતી, પોતે પણ એમાં ગયા. ત્યાં એક ઊંચી બેઠક બનાવવામાં આવી હતી. તેમાંની સારી જગા એક મોલવી સાહેબે અને એક સ્વામીજીએ રોકી લીધી હતી. કોઈએ એન્ડ્રૂઝને સારી જગા ઉપર બેસવાનો વિવેક પણ ન કર્યો. એન્ડ્રૂઝ સાહેબ પણ એવા કોઈ વિવેકની રાહ ન જોતાં પેલા સ્વામીજી અને મોલવીના પગ પાસેની જમીન ઉપર જ બેસી ગયા. એ વખતે એ લોકોએ મિ. એન્ડ્રૂઝને અપમાનજનક શબ્દો પણ સંભળાવ્યા, એટલુ જ નહિ પણ મિ. એન્ડ્રૂઝ તરફ ઇશારો કરીને પેલા સ્વામીએ તો પોતાના ભાષણમાં કહી નાખ્યું કે: "જુઓ આ ગોરા લોકો જ આમ ગરીબ હિંદીઓનું લોહી ચૂસી રહ્યા છે. ગરીબો ઉપર અત્યાચાર ગુજારીને એ પોતે મોજ કરે છે." મિ. એન્ડ્રૂઝને કંપનીના દલાલ સમજીને સ્વામીજી ન જાણે કેટલાંય અપમાનસૂચક વચનો સંભળાવી ગયા. મોલવી સાહેબે પણ એમના બોલને ટેકો આપ્યો. આમ છતાં શ્રી એન્ડ્રૂઝ સાહેબ તો એ લોકોનાં ચરણો આગળ બેઠા બેઠા સ્મિત કરી રહ્યા હતા. અને ઘણા ધૈર્યપૂર્વક પોતાની આ પ્રશંસા સાંભળ્યા કરતા હતા. એમણે એ અપમાનને નઠારું ન માન્યું. પોતે જરાય ક્રોધે ભરાયા નહિ. ઊલટપક્ષે એમણે તો એ મોલવી અને સ્વામીજી પ્રત્યે સલુકાઈભર્યું વર્તન દાખવ્યું. પરિણામ એ આવ્યું કે સભાજનોને પોતાની ભૂલ સમજાઈ ગઈ. એમણે પોતાના અપરાધ માટે મિ. એન્ડ્રૂઝની માફી પણ માગી. મતલબ કે એન્ડ્રૂઝ સાહેબ પોતે એટલા બધા નમ્ર હતા, અને પોતાની જાતને એટલી બધી સામાન્ય કોટિની માનતા હતા કે, એમને એમનું અપમાન થયેલું લાગતું જ નહિ. પરિણામે અપમાન કરનારને પોતાને જ શરમાવું પડતું.

એજંટ પાસેથી રેલવે પાસ મેળવવાની જે ભૂલ કરી હતી, તે એમણે આ રીતે સુધારી લીધી. સૌને એમના ઉપર વિશ્વાસ આવ્યો. અને એથી જ ઝગડાનો અંત લાવવાનું કામ સરળ બન્યું.

**આસામની દુર્ઘટના અને ચાંદપુરમાં કામ**

એન્ડ્રૂઝ સાહેબ કંચનપાડામાં હતા તે વખતે એમને આસામના મજૂરોની દુર્દશાના સમાચાર મળ્યા હતા. પરંતુ એક કામ પૂરું કર્યા વગર બીજાને હાથમાં લેવાનું ઠીક નહોતું ગણ્યું, પણ કંચનપાડાનું કામ પૂરું થયું કે તરત જ તેઓ કંચનપાડાથી સીધા બોલપુર જવા રવાના થયા, પરંતુ જ્યારે એ નેહાટી સ્ટેશને પહોંચ્યા ત્યારે ત્યાંના બે મજૂરો કોલેરાની બીમારીથી મરવા પડેલા જણાયા. એટલે તરત જ તેઓ ગાડીમાંથી પ્લેટફોર્મ ઉપર ઊતરી પડયા, અને પેલા બંને મજૂરોને તાબડતોબ દવાખાને પહોંચાડી દીધા. તે પછી તેઓ પાછા ગાડીમાં બેસી ગયા, છતાં એ બંને મજૂરોની કરુણદશાનું ચિત્ર એમની આંખો સામેથી આઘું ખસ્યું જ નહિ. બન્ડેલ સ્ટેશન સુધી પહોંચતાં પહોંચતાંમાં એમના હૃદયને એટલું બધું દુઃખ થયું કે એમણે બોલપુર જવાનો વિચાર જ માંડી વાળ્યો. બધો પ્રોગ્રામ બદલી નાખ્યો. કલકત્તા થઈને સીધા ચાંદપુર રવાના થઈ ગયા.

આગળ જતાં એન્ડ્રૂઝ સાહેબે આસામના મજૂરોનું જેટલું કામ કર્યું એટલું બીજા કોઈએ જ કર્યું નથી, જેટલો પરિશ્રમ એમણે એ કામ પાછળ ઉઠાવ્યો એટલો બીજા કોઈએ જ ઉઠાવ્યો નથી. પરંતુ એ બધો બોજો ઉપાડવાનો દૃઢ નિશ્ચય તો એમણે નેહાટી અને બન્ડેલ સ્ટેશન વચ્ચે મળેલી ૨૦–૨૫ મિનિટોમાં જ કરી નાખ્યો હતો. મોટામાં મોટાં કામો હાથ ધરતાં પણ એન્ડ્રૂઝ સાહેબને ઝાઝો કંઈ વિચાર કરવો પડતો નહોતો. જે કામ પાછળ મહિનાના મહિના વીતે એમ હોય તેવાં કામોનો આરંભ કરવાનો નિશ્ચય પણ તેઓ બહુ જ થોડી મિનિટોમાં કરી નાખતા.

વહેલી સવારે એ ચાંદપુર પહોંચ્યા ત્યારે એમને ખબર મળી કે રાત્રે ગુરખા સૈનિકોએ શસ્ત્રહીન મજૂરો ઉપર ઘણી નિર્દયતાપૂર્વક આક્રમણ કર્યું હતું. ગુરખા સિપાઈઓથી ઘવાયેલી એક સ્ત્રી અને બાળકોને એમણે સ્વનજરે જોઈ. એમને જોતાં જ એમનું લોહી ઊકળી ઊઠ્યું, અને એમની સેવા કરવાનો એમણે દૃઢ નિશ્ચય કરી લીધો. લાગલા તેઓ મજૂરોના વાસમાં ઊપડી ગયા. તેમને આવેલા જોતાં જ સેંકડો સ્ત્રીપુરુષો મજૂરો એમને પગે પડવા બહાર નીકળી આવ્યાં. સ્વયંસેવકોએ તેમને તેમ કરતાં ખાળવાનો પ્રયાસ કર્યો. કેમ કે એટલાં બધાં ટોળેટોળાં ધસી આવતાં હતાં કે એન્ડ્રૂઝ સાહેબને વખતે કંઈ વાગી જાય, એવી બીક રહેતી હતી. પરંતુ ઊલટેલા લોકોએ સ્વયંસેવકોનું ન માન્યું.

દીન દુઃખીઓની વચ્ચે કામ કરતા એન્ડ્રૂઝ સાહેબના ચહેરા ઉપર સચ્ચાઈ અને કરુણાના જે ભાવો ઝળકતા હતા, તે એટલા બધા પ્રભાવશાળી અને આકર્ષક હતા કે, સરળ માણસોનો વિશ્વાસ તરત જ એમનામાં બંધાઈ જતો.

ચાંદપુરમાં એમણે કેવી રીતે રાતદહાડો પરિશ્રમ કર્યો, કેવી રીતે દાર્જિલિંગમાં જઈને સરકારી અમલદારો પાસેથી મદદ મેળવવા પ્રયત્ન કર્યો, કેવી રીતે એમને નિરાશ થવું પડ્યું, અને ફરીથી કલકત્તામાં જઈને એમણે વ્યાખ્યાન આપ્યાં વગેરે વાતો વર્તમાનપત્રોમાં છપાઈ હતી. હું અહીં કેવળ એક જ દશ્યનું વર્ણન કરીશ.

એન્ડ્રૂઝ સાહેબ પોતાનું કામ પૂરું કરીને ચાંદપુરથી કલકત્તા પાછા ફર્યા, ત્યારે ઇન્ડિયન એસોસિએશનના મકાનમાં એમનો અનુભવ સાંભળવાને એક સભા રખાઈ હતી. એના પ્રમુખસ્થાને શ્રી. શ્યામસુંદર ચક્રવર્તી હતા.

એન્ડ્રૂઝ સાહેબે શરૂઆતમાં સરકારની હૃદયહીનતાની ભારે નિંદા

કરી. ત્યાર પછી એમણે એ બતાવ્યું કે, રેલવે અને સ્ટીમરની હડતાલો ઘણા દિવસ ચાલુ રાખવાને લીધે ઘણા મજૂરો કોલેરાની બીમારીથી ચાંદપુરમાં મરી ગયા છે. લાંબા વખત સુધી હડતાલ ચાલવા દેવાની નીતિનો એમણે ઘોર વિરોધ કર્યો. પરંતુ લોકો હડતાલના પક્ષમાં હતા. તેથી એન્ડ્રૂઝના બોલી રહ્યા પછી અનેક વક્તાઓએ એન્ડ્રૂઝની વાતોનું ખંડન કર્યું. એકે તો એમ પણ કહ્યું કે 'જો ત્રીસ કરોડ માણસોના ભલા માટે ૩૦૦ જેટલા મજૂરો મરી ગયા તેમાં શું થઈ ગયું?" સાંભળનારાઓમાંનો મોટો ભાગ મિ. એન્ડ્રૂઝના સામા પક્ષનો હતો. એમણે વિરોધી વક્તાઓના કથનને તાળીઓથી વધાવી લીધાં. પ્રમુખનો મત મિ.એન્ડ્રૂઝની તરફેણમાં હતો; એથી જ્યારે પ્રમુખ મહાશય બોલવા ઊભા થયા ત્યારે લોકોએ ખૂબ કટાક્ષો કર્યાં. છેવટે એન્ડ્રૂઝ સાહેબ આખરનો જવાબ દેવાને ઊભા થયા.

હાજર રહેલા લોકો ઘણા ઉશ્કેરાયેલા હતા, અને બધા મિ. એન્ડ્રૂઝ શો જવાબ દે છે તે સાંભળવા ઉત્સુક હતા. ઘણી નમ્રતાપૂર્વક એમણે પોતાનો ઉત્તર કહી સંભળાવ્યો.

એમણે કહ્યું કે: "જે મહાશય એવો તર્ક કરે છે કે ૩૦ કરોડને માટે ૩૦૦ મજૂરો મરી ગયા તો શું થયું? તેઓ ઘણી મોટી ભૂલ કરે છે. મારું હિંદ તો એ હિંદ હોય કે જે પોતાનાં ૩૦ દીનદુઃખિયાં મજૂરોની ખાતર પોતાનાં ૩૦ કરોડ સંતાનોનો ભોગ આપી સંસારમાં અમર બનતાં પાછી પાની ન કરે."

ત પછી એમણે હાથ જોડીને દયા ઉપજાવે એવા શબ્દોમાં કહ્યું: "એ મજૂરોને ઘર સુધી પહોંચાડવાને અને એમને જરૂરી સગવડ મેળવી આપવાને માટે હું કાલે જ ગોરખપુર, પ્રયાગ અને કાશી પહોંચી જઈશ. આપ સૌની આગળ હાથ જોડીને મારી એ જ

પ્રાર્થના છે કે, આપ આપણાં આ ગરીબ દુઃખી ભાઈઓને એવી જ રીતે મદદ કરજો, કે જેવી રીતે આપે અત્યાર સુધી કરી છે."

અનેક અઠવાડિયાંના સતત પરિશ્રમને લીધે બિલકુલ થાકી ગયેલા ઍન્ડ્રૂઝ સાહેબ બેઉ હાથ જોડીને અશ્રુ ઊભરાતી આંખોએ ઊભા હતા અને દીનદુઃખિયાં મજૂરોની મદદ માટે સભાજનોને આજીજી કરતા હતા એ દૃશ્ય મારી આંખો સમક્ષ આજે પણ રમી રહ્યું છે, કદાપિ એ ભુલાવાનું નથી.

એ દૃશ્યે સભાનાં રૂપરંગ બદલી નાખ્યાં. વિરોધીઓનો વિરોધ ઓસરી ગયો. બધાએ મિ. ઍન્ડ્રૂઝના કાર્યમાં મદદ કરવાની સહાનુભૂતિ પ્રગટ કરી.

એ પછી એઓ ગોરખપુર, પ્રયાગ અને કાશી ગયા. ત્યાં એમણે આસામથી પાછા ફરેલા મજૂરોની સાથે સારું વર્તન કરવા સંબંધમાં વ્યાખ્યાનો આપ્યાં. એ બધા દિવસોમાં એમના પગમાં ભારે વેદના થતી હતી, અને અહીંથી તહીં જવા આવવામાં તેમને ભારે કષ્ટ પડતું હતું.

ઍન્ડ્રૂઝ સાહેબના આસામ સંબંધી આ કાર્યની પ્રશંસા કરતાં જ મહાત્મા ગાંધીજીએ એમને માટે 'દીનબંધુ' શબ્દનો પ્રયોગ કર્યો હતો. અને એ વિશેષણ મિ. ઍન્ડ્રૂઝને માટે બિલકુલ બંધબેસતું છે એમાં તો જગાય શંકા જેવું નથી.

'ઇંગ્લિશમેન' પત્ર મારફતે મિ. ઍન્ડ્રૂઝનાં આસામ સંબંધી ભાષણોની વાતો વિલાયત પહોંચી, ત્યારે પાર્લમેન્ટમાં ખળભળાટ મચી ગયો. સર ફ્રેડરિક હોલે તો મિ. ઍન્ડ્રૂઝનાં વ્યાખ્યાનોને રાજદ્રોહી કહી તેમને 'માત્ર કહેવાના જ સજ્જન' તરીકે ઓળખાવી હિંદમાંથી તાત્કાલિક દેશનિકાલની ફરતીને વિલાયત ભેગા કેમ ન કરી દેવા એવો પાર્લમેન્ટમાં સવાલ પૂછ્યો. મિ. ફ્રેડરિક હોલે આમ કરીને પોતાનાં અજ્ઞાન, ધૃષ્ટતા અને અસભ્યતા જ પુરવાર કર્યાં છે.

સર ફ્રેડરિક હૉલ અને એના જેવા બીજા અંગ્રેજો પ્રતિનિધિઓને ખ્યાલ સરખો નથી કે મિ. ઍન્ડ્રૂઝ પોતાનાં કાર્યો દ્વારા ઈંગ્લંડનું કેટલું બધું ભલું કરી રહ્યા છે.

અંગ્રેજ જાતિ તરફ જે થોડીઘણી લાગણી હિંદીઓના દિલમાં હજી પણ કંઈક બાકી રહી છે, તે મિ. સી. એફ. ઍન્ડ્રૂઝ જેવા ઉદારહૃદયી સજ્જનોને લીધે જ રહી છે, એ હરગીજ ન ભુલાવું જોઈએ.

ઍન્ડ્રૂઝ સાહેબ પૂર્વ આફ્રિકાવાસી હિંદી જનતા માટે કામ કરી રહ્યા હતા, તે વખતે મુંગાડા પ્રાંત તરફ જતી વખતે સ્ટેશન ઉપર કોઈ દુષ્ટ ગોરાએ એમના ઉપર હુમલો કર્યાની વાત 'ક્રૉનિકલ' માં પ્રગટ થઈ હતી. આવી રીતે પોતાના જાતભાઈઓ દ્વારા અપમાનો સહીને પણ ભારતભક્ત ઍન્ડ્રૂઝ આપણી માતૃભૂમિની સ્વાધીનતાને માટે ઝૂઝતા રહ્યા હતા, એ કેમ ભુલાય?

હિંદી વસાહતીઓની ખાતર તેમણે બે વાર દક્ષિણ આફ્રિકાનાં, બે ફિજીનાં પૂર્વ આફ્રિકાનાં અને એક એક સીલોન, મલાયા, ઑસ્ટ્રેલિયા, અને ન્યૂઝીલૅંડનાં ચક્કર લગાવ્યાં હતાં.

પરંતુ એ બધાં કામો ઍન્ડ્રૂઝ સાહેબ દરરોજના ૧૪ કલાક પ્રમાણે શાંતિનિકેતનમાં જે એકધારી સેવા કરતા હતા, તેને મુકાબલે કંઈ જ વિસાતમાં નહોતું.

મહાત્મા ગાંધીજીએ એમના લાહોરના ભાષણમાં કહ્યું હતું કે: "ઍન્ડ્રૂઝ સાહેબે ગુપ્ત રીતે જે કામ કર્યું છે, એ અત્યંત કિંમતી છે." મહાત્માજીનું કહેવું બિલકુલ સાચું છે. ઍન્ડ્રૂઝ સાહેબ હિંદની સ્વતંત્રતા માટે કઠોર તપ કરતા હતા એ રીતે પોતાના જાતિભાઈઓને હાથે થતાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરતા હતા. છતાં ફ્રેડરિક હૉલ

જેવા સ્વાર્થી અંગ્રેજો એમને હિંદમાંથી દેશનિકાલ કરાવવાની ઇચ્છા રાખતા હતા!

એક વાર પ્રવાસી હિંદીઓ ઉપર ગુજરેલા અત્યાચારોના સમાચાર ફિજીથી આવેલા. રાતના બાર વાગ્યા સુધી એ સંબંધી લેખો લખ્યા કર્યા. ત્યારપછી ચાર પાંચ વાગ્યે વહેલા ઊઠીને એ લેખોની પોતાને હાથે નકલો કરીને બધાં વર્તમાનપત્રોને મોકલી આપી. લખતાં લખતાં આંગળીઓમાં દર્દ થઈ આવ્યું. કમરમાં અસહ્ય પીડા ઊપડી છતાં દીનબંધુ એન્ડ્રૂઝ જેનું નામ તે આરામ લેવાની વાત શેના કરે! એન્ડ્રૂઝ સાહેબ એક જબરદસ્ત લેખક હતા.

એમની આવી અડીતોડ પ્રવૃત્તિ પર સને ૧૯૧૪ માં મહાત્મા ગોખલેએ એમને વિલાયતમાં ટકોર પણ કરેલી કે: "આટલો બધો પરિશ્રમ કરીને મૃત્યુને આપ પામે એથી લાવો છો." છતાં એમની એ ટેવ ન ગઈ તે ન જ ગઈ. તંદુરસ્તી ખરાબ અને શરીર નબળું બની ગયા છતાં પણ વગર કંટાળે એ સતત કામ કરતા રહેતા એ પરથી એમની ઇચ્છાશક્તિ કેટલી બધી સબળ હતી, એનો સરસ ખ્યાલ મળી જાય છે.

નવાઈ પામવા જેવી વાત તો એ છે કે અશક્ત હાલતમાં એમની કામ કરવાની શક્તિ જોર બધી જતી, ઇનફ્લુએન્ઝાથી અત્યંત પીડાતા હોવા છતાં પણ એમણે ૩૫ કાગળો મોઢેથી બોલીને લખાવેલા! અને એ કાગળો કંઈ સામાન્ય કાગળો નહોતા. કેટલાક તો ખૂબ જ મહત્ત્વપૂર્ણ વિષયો પર હતા. દરરોજના એવા વીસેક પત્રો તો એમને લખવા જ પડતા. દિનના જુદા જુદા ભાગોમાંથી અને પ્રવાસી હિંદી ભાઈઓના જે પત્રો એમની પાસે આવતા હતા એની સંખ્યા ઘણી મોટી હતી પોતે દરેક પત્રનો જવાબ પોતાને હાથે જ લખતા. એમનો દરરોજનો પત્રવ્યવહાર જોનારને સહેજે

ખ્યાલ આવી જતો કે મહાપુરુષ થવું એ પણ કેટલું બધું આફતજનક છે.

કોઈ પૂછતું કે અમુક પુસ્તકનું ઠેકાણું શું છે? કોઈ પૂછતું કે રોડેસિયાની (આફ્રિકાના) સ્કૂલોના ઇન્સ્પેકટરનું નામ શું? કોઈ પુછાવતું કે, "હું અમેરિકા જવા ઇચ્છું છું કઈ રીતે જાઉં?" કોઈ પોતાની ગરબડ ગોટાળા ભરી અંગ્રેજી કવિતા સુધરાવવા મોકલતું અને કોઈ પોતાના પુસ્તકની પ્રસ્તાવના લખવાને વિનંતી કરતું એ બધી બાબતોના જવાબ એન્ડ્રૂઝ સાહેબ પોતાને હાથે જ લખતા. આશ્રમનું કામ પણ કંઈ ઓછું નહોતું પહોંચતું. આશ્રમની આર્થિક વ્યવસ્થાની ચિંતા પણ એમને જ કરવી પડતી.

પ્રવાસી હિંદીઓનું કામ તો એમણે પોતાની મેળે જ ઉપાડી લીધેલું. એકલા એન્ડ્રૂઝ સાહેબે પ્રવાસી હિંદીઓને માટે જેટલું કામ કરેલું તેટલું તો એક સંસ્થા પણ ન કરી શકે. સાચી વાત તો એ છે કે એમણે પોતાની જાતને જ એક સંસ્થા જેવી બનાવી દીધી હતી. સરકાર પણ એ વસાહતીઓના સવાલોમાં સલાહ પૂછતી. તબિયત બગડેલી હોવા છતાં પણ જ્યારે જ્યારે સરકારનું તેડું આવતું ત્યારે ત્યારે એ તત્કાળ હાજર થઈ જતા.

એક દિવસ એવો નહોતો જતો કે જ્યારે એન્ડ્રૂઝ સાહેબે માતૃભૂમિ ભારતની સેવાનું કોઈ ને કોઈ કાર્ય કર્યું ન હોય. એક મહિનો એવો નહોતો જતો કે જ્યારે એમને માતૃભૂમિની સેવા નિમિત્તે પ્રવાસ ન ખેડવો પડ્યો હોય!

આટલાં બધાં મહાન મનજવાળાં અને આટલાં બધાં ઉદાર હૈયાવાળાં માણસો પૃથ્વી પર વિરલ જ નીપજે છે. વિદ્વતા તેમ જ ઉત્કટ માનવ સમાજ પ્રેમ, પરમાત્મા એવા વિરલ જ પુરુષોને જ પ્રદાન કરે છે, આપણે બધા એન્ડ્રૂઝ તો નહિ બની શકીએ તથાપિ આપણી પ્રાર્થના તો જરૂર એ બની રહે કે—

"હે પરમાત્મા! અમારાં હૃદયમાંથી દુનિયાની આળ-પંપાળો દૂર કરી દો, ધન કમાવાની ધૂનમાં જ અમારું જીવન એળે ન જવા દેશો! સ્વાર્થમય ઝઘડાઓમાં જ અમારો અમૂલો અવસર બરબાદ ન થવા દેશો! અમે સ્વતંત્ર બનીએ અને મુક્ત રહીએ અમારી ચોતરફ સ્વતંત્ર આકાશ હોય. અમારી સામે એક આદર્શ હોય, અને એની વેદી ઉપર અમારી સર્વ શક્તિ અને જીવન અર્પણ કરવાને માટે અમે સદા સર્વદા તત્પર રહીએ. એનાથી વિશેષ અમારે કંઈ જ ન જોઈએ."

૧૨

# એન્ડ્રૂઝ સાહેબની વિચારસરણી

**આ** પ્રકરણને આપણે ત્રણ ભાગમાં વહેંચી નાખીશું: (૧) ધાર્મિક વિચાર (૨) રાજનૈતિક વિચાર (૩) ગ્રંથસ્થ વિચાર.

**ધાર્મિક વિચાર**

એન્ડ્રૂઝ સાહેબ ધર્મે ખ્રિસ્તી હતા, દુનિયાના મહા પુરુષોમાં તેઓ ઈશુને સર્વશ્રેષ્ઠ માનતા. ભગવાન બુદ્ધને બીજે નંબરે માનતા. એન્ડ્રૂઝ સાહેબના આ વિચારો સાથે અમે સહમત નથી. કેમ કે અમારી માન્યતા પ્રમાણે ભગવાન બુદ્ધ સર્વશ્રેષ્ઠ છે. તથાપિ અમે એને માટે મિ. એન્ડ્રૂઝનો કશો વાંક કાઢતા નથી. તેઓ ખ્રિસ્તી હતા, એટલે એમને ઈશુને સર્વ શ્રેષ્ઠ માનવાનો સંપૂર્ણ અધિકાર હતો.

આમ છતાં એન્ડ્રૂઝ સાહેબના ધાર્મિક વિચારો અત્યંત ઉદાર છે. તેઓ જીદ્દી નહોતા. એમના ધાર્મિક વિચારોમાં જે પરિવર્તન થયું હતું તે જ અમારા આ કથનને પુરવાર કરે છે. બાઇબલને એ અત્યંત પૂજ્ય નજરે જોતા છતાં એને એ તદ્દન શંકા વગરનું તો નહોતા જ માનતા. ચમત્કાર કિંવા અદ્દભુત કાર્યોમાં એમને મુદ્દલ વિશ્વાસ નહોતો. કવિતાની રીતે એ અદ્દભુત કામોને ઠીક ગણતા. પરંતુ ઇતિહાસની નજરે તેમ નહોતા ગણતા. ઈશુની અલૌકિક ઉત્પત્તિમાં પણ એમને વિશ્વાસ નહોતો. બાઇબલને રસૂલો અને

આવા 'ધર્મવીરો'ના જીવનમાં આભજમીનનો તફાવત હતો. એન્ડ્રૂઝ સાહેબ એવા માણસોમાંના નહોતા કે જે ધાર્મિક અથવા રાજનૈતિક ક્ષેત્રમાં અંગત સ્વાર્થ માટે આમથી તેમ દોડાદોડ કરે. બીજા શબ્દોમાં કહીએ તો એન્ડ્રૂઝ સાહેબ ધાર્મિક કિંવા રાજનૈતિક ક્ષેત્રમાં કીર્તિ મેળવવા ખાતર જ ઝૂઝતા નહોતા. એમનું વર્તન એટલું શુદ્ધ હતું કે, શુદ્ધતાનો ફાંકો રાખનાર ભલભલાને સાચી શુદ્ધતા કોને કહી શકાય, તેના પદાર્થપાઠરૂપ બની રહે. આપણામાં એક મોટી ત્રુટી એ છે કે પરજાતિના આપણા શુભચિન્તકો રાજકીયની માફક ધાર્મિક ક્ષેત્રમાં પણ આપણી સાથે પૂરેપૂરા સંમત હોય એવી અપેક્ષા ધરાવીએ છીએ એ તે શી રીતે બની શકે? જુદી જુદી જાતોના સંસ્કારમાં સ્વાભાવિક રીતે જ ભિન્નતા હોય. વંશપરંપરાના એ સંસ્કારોની છાપ ભૂંસી નાખવી એ કંઈ સહેલ વાત નથી. એટલે વિજાતિઓ પાસે વધારે પડતી આશા રાખવી એ આપણે માટે ઠીક ન ગણાય.

એન્ડ્રૂઝ સાહેબ જ્યારે પ્રથમ વાર હિંદ આવ્યા, ત્યારે તેઓ માનતા હતા કે ક્રિશ્ચિયન બન્યા વિના હિંદનો ઉદ્ધાર થવો શક્ય નથી. પણ પાછળથી એમને જેમ જેમ અનુભવ થતો ગયો તેમ તેમ પોતાના એ વિચાર કેવળ ભૂલભરેલા હતા એની ખાતરી થઈ ગઈ અને સમજાઈ ગયું કે ઉચ્ચ કોટીના ક્રિશ્ચિયન ધર્મ અને ઉચ્ચ કોટીના હિંદુ ધર્મમાં ઝાઝો ફરક નથી. એનો સચોટ દાખલો જોવા જઈએ તો એન્ડ્રૂઝ સાહેબનું ખુદનું જીવન જ છે. હિંદુ ધર્મના ઉચ્ચ આદર્શોમાં એમને પૂર્ણ શ્રદ્ધા હતી. આર્યસમાજનાં ઉત્તમ કાર્યો પ્રત્યે એમની પૂરી દિલસોજી હતી. સ્વામી શ્રદ્ધાનન્દજીની સાથે એમને ગાઢ સંબંધ હતો. ક્રિશ્ચિયન ધર્મના ઉપદેશકપદે હતા ત્યારે પણ તેમના વિચાર સાવ સંકુચિત ન હતા. એટલે સ્વામી રામતીર્થનાં અમૃત વ્યાખ્યાનો જ્યારે પ્રગટ થયાં, ત્યારે એ વ્યાખ્યાનોની

ભૂમિકા એન્ડ્રૂઝ સાહેબે લખી આપી હતી. એ ભૂમિકાના પઠનથી પાઠકને સહેજે ખ્યાલ આવી શકશે કે એન્ડ્રૂઝ સાહેબ પહેલવા જ નિષ્પક્ષપાતી બનવાનો મહાભારત પ્રયત્ન કરતા રહ્યા હતા. ઈ. સ. ૧૯૧૦ માં આર્યસમાજીઓ પર પતિયાળાનો મુકદ્દમો ચાલતો હતો, અને અમલદાર વર્ગ 'આર્યસમાજ' અને 'સત્યાર્થપ્રકાશ'ને રાજદ્રોહી ઠેરવવાની પેરવી કરતા હતા, તે વખતે પણ એન્ડ્રૂઝ સાહેબે સ્વામીશ્રી દયાનંદ માટે અને એમનાં પુસ્તકો સંબંધે પોતાનો સ્પષ્ટ અભિપ્રાય જણાવી દઈને આર્યસમાજનું હિત સાધ્યું હતું. એમણે સાફસાફ લખ્યું હતું કે :—

"મારે જલદીથી કહેવું જ પડશે કે સ્વામી દયાનન્દના ઉપદેશ તથા એમના 'સત્યાર્થપ્રકાશ'ના ગ્રંથ પર જે કટાક્ષો કરવામાં આવ્યા છે તે તદ્દન અયોગ્ય છે. આ કટાક્ષો કરનારા એ વાત સાવ વીસરી જાય છે કે સ્વામીજીએ પોતાના પુસ્તકમાં હરેક બાબતમાં વૈદિક સમયના આદર્શોનું વર્ણન કરવાની કોશિશ કરી છે. વર્તમાન રાજ્ય તથા રાજનૈતિક વાતો સાથે કોઈ પણ જાતની નિસબત એમણે રાખી નથી. સ્વામી દયાનન્દના જીવન સંબંધી જેટલા ગ્રંથો મને મળ્યા છે, એ બધા મેં ધ્યાનપૂર્વક વાંચ્યા છે; અને જે લોકો સ્વામીજીને ઓળખે છે, તથા એમના સંબંધી કંઈ પણ કહી શકે એમ છે, એ સૌને હું મળી ચૂક્યો છું. એમના આચરણ અને ઉપદેશ સંબંધી મેં મારી સ્પષ્ટ માન્યતા નક્કી કરી લીધી છે અને તે એ કે તેઓ મન અને મગજથી ધાર્મિક અને સામાજિક સુધારક હતા. વર્તમાન રાજનૈતિક વિષયો પરત્વે એમણે એટલી હદ લગી જ લખ્યું છે કે જેટલું ઉચ્ચ શ્રેણીના અને ઉદાર હૃદયી ધાર્મિક સુધારકો માટે સમાજના અંતર્ગત રાજનૈતિક વિષયાના સંબંધમાં લખવું ઉચિત ગણાય!

મારા ક્રિશ્ચિયન ધર્મના સંબંધમાં એમણે કંઈક કડવાં વચનોનો

પ્રયોગ કર્યો છે; એથી મને અત્યંત દુઃખ થાય છે. પરંતુ આજ તેઓ જીવતા હોત તો તેઓ એ શબ્દોને જરૂર પાછા ખેંચી લેત. મારો દૃઢ વિશ્વાસ છે કે તેઓ સત્યનું એક દૃઢ ચિત્તે અનુસંધાન કરનારા હતા.

હરદ્વારના ગુરુકુળ માટે મારા મનમાં ઊંચામાં ઊંચો આદર-ભાવ છે. આશા છે કે હું એને તરતમાં જ જોઈશ; અને મારી જાતે જ એનો અનુભવ કરીશ. મારા અંગ્રેજ અને અમેરિકન મિત્રો કે જેઓ ગુરુકુળ જોઈ આવ્યા છે એમની સાથેની વાતચીત ઉપરથી મેં ગુરુકુળ સંબંધી જે કંઈ સાંભળ્યું છે, એથી મારો વિશ્વાસ બંધાવા પામ્યો છે કે ગુરુકુળ ફક્ત ધાર્મિક પાયા ઉપર જ ચલાવવામાં આવે છે. એના કોઈ પણ અંશમાં વર્તમાન રાજનીતિના વાતાવરણનો સંબંધ નથી." એ પછી ઘણે વરસે એ ગુરુકુળ કાંગડી ગયા હતા. ત્યાં થોડા દહાડા રહ્યા પણ હતા. શાન્તિનિકેતનના મંદિરમાં પણ એ મોટે ભાગે ઉપાસના કરતા રહેતા.

કલકત્તામાં ઉજવાયલા સ્વામી વિવેકાનંદના જન્મોત્સવ પ્રસંગે એમને પ્રમુખ બનાવવામાં આવ્યા હતા. નાગપુર કૉંગ્રેસની સાથે અખિલ ભારતવર્ષીય ગો પરિષદ ભરાઈ એના પ્રમુખ તરીકે પણ એમની જ ચૂંટણી કરવામાં આવી હતી. પરંતુ એ નિમિત્તે એ જો નાગપુર જાય જ તો તો કોંગ્રેસમાં પણ હાજરી ભરવી પડે; એટલા માટે એમણે ગો પરિષદનું પ્રમુખસ્થાન લેવા ના પાડી દીધી હતી. એટલે પછી શ્રી. લાલા લજપતરાયને પ્રમુખ બનાવવામાં આવ્યા હતા.

**રેવરણ્ડની પદવી કેમ છોડી દીધી?**

એન્ડ્રૂઝ સાહેબે રેવરંડની પદવી છોડી દીધી હતી તે શાથી? એની ઘણા લોકોને ખબર નથી. એનું કારણ એ હતું કે: એન્ડ્રૂઝ સાહેબ શાન્તિ-નિકેતન આશ્રમમાં આવી ગયા બાદ

દર રવિવારે તેઓ પ્રાર્થના કરવા માટે બર્દવાન જતા હતા. એક રવિવારે કે જેને ટ્રિનિટી : રવિવાર કહે છે,-એ રવિવારે તેઓ બર્દવાન ગયા. ત્યાં એમને તે દિવસે ખ્રિસ્તીઓના પુસ્તકમાંથી નીચે લખેલી બાબત વાંચવાની હતી.

"જો કોઈ માણસ ખ્રિસ્તી ધર્મ ઉપર વિશ્વાસ નહિ રાખે, તો એનો આત્મા હંમેશને માટે નષ્ટ થઈ જશે." આ શબ્દો મિ. એન્ડ્રૂઝના હૈયામાં અનેક વરસથી ખૂંચતા હતા. એથી દેવળમાં જઈને એ શબ્દો ફરીને એમને વાંચવા પડે નહિ, એ માટે એ પ્રયત્ન કરતા હતા. એ ખ્રિસ્તી ધર્મમાં પવિત્ર ગણાતા. એ ટ્રિનિટી રવિવારે પણ એમણે એ શબ્દો અદ્ધર ઉડાવી દીધા.

શ્રી. એન્ડ્રૂઝ સાહેબનું હૃદય મૂળથી જ શુદ્ધ હતું અને શ્રી. રવીન્દ્રનાથ ટાગોરના સત્સંગથી તે ઓર શુદ્ધ બની ગયું હતું. એથી જ એમને ઉપરના શબ્દો ખૂબ ખૂંચતા હતા. ઘણાય પાદરીઓ એ શબ્દોના અર્થ સમજે છે; છતાં તેને ભેવડાવ્યા કરે છે. પણ આવી નાની નાની બાબતો તરફ પણ એન્ડ્રૂઝ સાહેબનું ધ્યાન જતું અને એમને એ ખૂંચતી. તેઓ કહી નાખતા હતા કે આ વાક્યો જૂનાં અને ઐતિહાસિક છે, હાલના સયોગોમાં એનો શાબ્દિક અર્થ ન લેવો જોઈએ; છતાં મિ. એન્ડ્રૂઝનો આત્મા આ શબ્દોની વિરુદ્ધ પોકારતો હતો.

એક વખત એ સ્વ. રવીન્દ્રનાથ સાથે જમવા બેઠા હતા. એ વખતે ગુરુદેવનું શાંત મુખમંડળ જોઈને એમના દિલમાં વિચાર સૂરી આવ્યો કે : "મારા અંતઃકરણને થોડું પણ અપવિત્ર રાખીને હું ગુરુદેવના સત્સંગનો અધિકારી ન થઈ શકું."

એ દિવસે જ એમણે છાપાંમાં લખી મોકલ્યું કે : "મેં રેવરણ્ડની પદવી છોડી દીધી છે. હું હવે પાદરી રહ્યો નથી. હવે ભવિષ્યમાં મને કોઈ રેવરણ્ડ ન કહે કે ન લખે."

એ વખતે એમણે પોતાના પૂજ્ય પિતાજીને પણ લખી નાખ્યું. પિતાજી પથારીવશ હતા, એમનું હૃદય નબળું હતું. તોપણ એમણે આ સમાચાર એમને મોકલવાનું યોગ્ય ધાર્યું. જેવી રીતે એમણે અર્વિંગાઈટ સંપ્રદાય છોડતી વખતે પિતાજીને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું હતું કે: "આપના સંપ્રદાયમાં મારો વિશ્વાસ નથી રહ્યો." એવી રીતે એમણે આજ પણ કર્યું.

પિતાજીને પત્ર લખ્યા પછી ચારપાંચ અઠવાડિયાં સુધી એમને ચિંતાતુર રહેવું પડેલું. એમને એવા વિચાર આવવા લાગ્યા કે, 'મેં રેવરંડની પદવી તજી દીધી છે એથી પિતાજીના અશક્ત હૃદયને બહુ ભારે ધક્કો પહોંચશે.' એમનો એ પત્ર વાંચીને એમના પિતાજીને દુઃખ તો અલબત્ત ઊપજેલું. એન્ડ્રૂઝે બતાવેલાં કારણો સાથે તેઓ સહમત નહોતા થઈ શક્યા. તોપણ એમણે પોતાના તરફથી આશીર્વાદનો સંદેશ મોકલી લખેલું હતું કે: "હું ખાતરી રાખું છું કે પરમેશ્વર તમારા જીવનને સીધે માર્ગે લઈ જઈ રહ્યો છે."

રેવરંડની પદવી છોડવાનું પરિણામ એ આવ્યું કે, ઘણા ખ્રિસ્તીઓએ એ દિવસથી એમને ખ્રિસ્તી માનવાનું જ મૂકી દીધું! ઑસ્ટ્રેલિયા, આફ્રિકા તથા ઇંગ્લંડના ખ્રિસ્તી સમાજમાં તો એ વાત ફેલાઈ ગઈ કે "મિ. એન્ડ્રૂઝ 'નાસ્તિક' બની ગયા છે." ખ્રિસ્તી સંપ્રદાયની ત્રૈમાસિક પત્રિકાએ તો એ કારણથી જ એમના લેખો છાપવાનું બંધ કરી દીધું!

ફિજી તેમ જ ઇંગ્લંડનાં બ્રિટનનાં પત્રો એમના લેખો ઉપર ક્યાંય સુધી અવિશ્વાસ આણતાં રહ્યાં. હજી પણ કેટલાય દેશોના ખ્રિસ્તીઓનો એવો ખ્યાલ છે કે: "મિ. એન્ડ્રૂઝને પરમાત્મામાં વિશ્વાસ નથી."

મિ. એન્ડ્રૂઝે ઑસ્ટ્રેલિયામાં સી. એસ. આર. કંપનીની વિરુદ્ધ ઘોર ઝગવગ ઉઠાવી હતી તે વખતે કેટલાય ગોરાઓએ એમની નાસ્તિ

કરવાને માટે જાતજાતની અફવાઓ ઉડાવી હતી. પણ એન્ડ્રૂઝ સાહેબે એ વાતની જરાય પરવા નહોતી કરી. પોતાના ઉપર કરાયલા કટાક્ષોનો જવાબ સરખો નહોતો આપ્યો. ઊલટાનું એમણે એમ કહેલું કે : "આ કટાક્ષોના જવાબ તરીકે હું સાચું ખ્રિસ્તી જીવન જીવતો રહીશ."

એક વાર ખ્રિસ્તીઓની એક સભામાં એઓ પૂના ગયેલા તે વખતે કેટલાય કમઅક્કલના ખ્રિસ્તીઓએ એમના પર દબાણ ચલાવેલું કે : "તમે ખ્રિસ્તી છો એમ સ્વમુખે જાહેર કરો." એ વારે એમણે એવો જવાબ આપેલો કે, "મારાં કામોથી જો એ પ્રગટ થતું હોય કે હું ક્રિશ્ચિયન છું; તો મારી જીભથી એ જાહેર કરવા માટે બૂમો પાડવાની મારી મરજી નથી."

ડબલ્યુ. ટી. સ્ટેડ ઘણું કરીને એ જ કહ્યા કરતા કે, 'લોકોને ખ્રિસ્તી બનવાનું કહેવાને બદલે ભગવાન ઈશુના જેવું જીવન જીવવાનું કહેતો રહો!' મિ. એન્ડ્રૂઝ પણ એ જ મતના હતા. તેઓ વાતો થોડી કરતા પણ કામ વધારે કરતા. તેઓ બીજાને ઉપદેશ ઓછો આપતા; પણ પોતે ભગવાન ઈશુના ઉપદેશાનુસાર ચાલવાનો પ્રયત્ન ઝાઝો કરતા.

ખુશી થવા જેવું એ છે કે હિંદીઓએ એમના સંબંધમાં એવી કોઈ ભૂલ કરી નથી. ઊલટાના તેઓ એમ માને છે કે 'હિંદમાં સાચો ખ્રિસ્તી જો કોઈ હોય તો તે એક એન્ડ્રૂઝ સાહેબ જ છે.' ખ્રિસ્તીઓ તો એમને પોતાના આદર્શરૂપ માને છે. એન્ડ્રૂઝ સાહેબના પ્રભાવથી પ્રભાવિત થઈને અનેક હિંદી ખ્રિસ્તીઓ રાષ્ટ્રીયતા તરફ વળ્યા હતા.

આ દૃષ્ટાંતોથી વાંચકોને એન્ડ્રૂઝ સાહેબના અંતઃકરણની વિશુદ્ધતાનો સાચો ખ્યાલ આવી શકશે.

એમના ધાર્મિક વિચાર એટલા બધા ઉચ્ચ કોટિના છે કે

જેના લગી પહોંચવાની ધર્મ સંબંધી ક્ષુદ્ર ઝઘડાઓની મગદૂર જ નથી. સો વાતની એક વાત તો એ જ છે કે એન્ડ્રૂઝ સાહેબ એક સાચા 'અંગ્રેજ સાધુ' છે.

આપણે હિંદીઓ સાધુઓની ન્યાત, જાત કે વર્ણભેદને જોતા નથી, પણ તેમના તરફ શ્રદ્ધા અને ભક્તિભાવ ભરી નજરે જ જોઈએ છીએ. તો શું એ રીતે શ્રી. એન્ડ્રૂઝ સાહેબ આપણી શ્રદ્ધાને પાત્ર ન ગણાય ?

**રાજનૈતિક વિચાર**

એન્ડ્રૂઝ સાહેબના રાજનૈતિક વિચારો જણાવતાં પહેલાં બે વાતો પ્રથમ જણાવી દેવાની જરૂર છે; એક તો એ કે એ પોતે રાજનૈતિક નહોતા. પોલિટિક્સ યાને રાજકારણ એમનામાં નહોતું. રાજનીતિને પણ એઓ નરી ધાર્મિક નજરે જ જોતા હતા. રાજનૈતિક વિષયો ઉપર એમણે જે કંઈ લખ્યું છે, એ કેવળ ઇતિહાસ અને વિચારકની દૃષ્ટિએ જ લખ્યું છે.

બીજી વાત એ કે, શ્રી. એન્ડ્રૂઝ સાહેબના રાજનૈતિક વિચારોમાં મોટી ક્રાન્તિ થઈ ગઈ હતી. જે વખતે એમણે હિંદમાં પહેલવહેલો પગ મૂક્યો તે વખતે તેઓ પાકા સામ્રાજ્યવાદી હતા. પરંતુ પાછળથી પાકા રાષ્ટ્રવાદી બની ગયા હતા. અનુભવે એમની એ માન્યતા દૃઢ બની ગઈ હતી કે હિંદનું સાચું સ્થાન—ઉપયુક્ત સ્થાન બ્રિટિશ સામ્રાજ્યની બહાર જ છે.

એ બાળક હતા એ વખતે એમના પિતાજી એમને બ્રિટિશ સામ્રાજ્યનું ગૌરવ જ બતાવતા ગયા હતા. એટલે એમની માન્યતા તો એવી જ બંધાવા પામી હતી કે બ્રિટિશ રાજ આ દુનિયાં [illegible] બ્રિટિશ એક દૈવી રાજ્ય છે. પિતાજીએ એવું પણ બતાવ્યું કે, બ્રિટિશ રાજ્યતંત્રે હિંદ ઉપર ભારે મોટા ઉપકારો કર્યા છે. આ [illegible] એક વાર [illegible] [illegible] આવવા વખતે એન્ડ્રૂઝ કહે છે કે : " હું પહેલવહેલો આવ્યો ત્યારે મારી ઉંમર [illegible] [illegible]

હતી; એટલે મારા વિચારો એક રીતે પાકટ થઈ ગયા હતા. અને સ્કૂલમાં, કોલેજમાં, કે વિદ્યાલયમાં ક્યાંય હિંદ સંબંધી સાચી વાતો બતાવવામાં આવી જ નહોતી. મારા વડીલોના હિંદ સંબંધી જે વિચારો હતા, તે જ વિચારો લઈને હું હિંદમાં આવ્યો હતો. એટલે મારી રગેરગ સામ્રાજ્યવાદી વિચારોથી ભરેલી હતી. આધેડ ઉમ્મરે હું હિંદ આવ્યો. આધેડ ઉમ્મર પછી કોઈ પણ માણસના વિચારોમાં ફેરફાર થવાનું અત્યન્ત મુશ્કેલ છે. મારા આત્મા સાથે મારે કેવું યુદ્ધ ખેલવું પડ્યું છે એનો ખ્યાલ હું આપને શી રીતે આપું? હિંદીઓ મને કહેતા હતા કે, "બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદ દિનપ્રતિદિન અધિકાધિક ગરીબ, પરાધીન અને અસંતુષ્ટ બનતું જાય છે." ત્યારે હું પરાણે મારા મનને મનાવતો કે, "ના, ના. હિંદીઓનું આ કથન બરાબર નથી." આ પ્રમાણે કેટલાય દહાડા હું સત્યની વિરૂદ્ધ ઝઘડતો રહ્યો. અંતે મારે મારી હાર કબૂલવી પડી; અને સત્ય ઘટનાઓએ મારા વિશ્વાસમાં ધરમૂળનો ફેરફાર કરી નાખ્યો. ત્યારથી મારી ખાત્રી થઈ ગઈ કે હિંદીઓનું કહેવું સાચું છે, અને મારા દેશવાસીઓનું જૂઠું. પછી તો હું ગામડાંઓમાં ઘૂમ્યો અને ગામડાંની હાલત મેં મારી નજરે જોઈ. હિંદમાં હું જેટલું ફર્યો છું એટલું ભાગ્યે જ બીજો કોઈ અંગ્રેજ ફર્યો હશે! હું હિંદીઓનાં ઘરોમાં રહેતો. એમને ઘેર એમની પેઠે જ જમતો, અને ઘણુંખરું એમના જેવાં જ કપડાં પહેરતો. હિંદીઓ મારી સાથે એવી ચાંપ-લાઇભરી વાતો નહોતી કરતા કે જેવી "સાહેબો"ની સાથે સામાન્ય રીતે તેઓ કરે છે. હિંદીઓ મારી ખુશામત નહોતા કરતા કે મને રીઝવવાની દાનત નહોતા રાખતા. પણ ખરેખરી વાતો જ મને કહી સંભળાવતા. એટલે સ્હતે સ્હતે મારી પ્રતીતિ થઈ ગઈ કે, હિંદ એક ભયંકર રોગથી પિડાઈ રહ્યું છે, અને એ રોગ હવે તો અસાધ્ય બનતો જાય છે."

મિ. એન્ડ્રૂઝના આ વિચારોનું આ પરિવર્તન ઘણા જણને

આવ્યો છું એ સિવાય બીજો કોઈજ માર્ગ મને ઉપયોગી જણાયો નહિ. આ અનિવાર્ય નિર્ણય ઉપર પહોંચ્યા પછી સામાન્ય લોકોની સામે મારો એ છેવટનો નિર્ણય જાહેર કરી દેવાની મારી ફરજ સમજું છું.

હિંદનાં વર્તમાનપત્રો માટે "પૂર્ણ સ્વતંત્રતા"ના વિચાર કંઈક નવા છે એવી મને ખબર છે. છતાં ભણેલાં હિંદીઓના હૃદયમાં પૂર્ણ સ્વતંત્રતાના ભાવો તો લાંબા સમયથી વિદ્યમાન છે એની પણ મને ખાત્રી છે. એમના એ ભાવો હજી સુધી જો કે દબાયેલી સ્થિતિમાં જ રહ્યા છે, છતાં મારી ખાત્રી છે કે પૂર્ણ સ્વતંત્રતાના એ ભાવો હિંદમાં જ્યારે પૂરેપૂરા ફેલાઈ જશે, ત્યારે અમે અમારી પાછલી વાતોને સંભારીને આશ્ચર્ય પામીશું, અને કહીશું કે "બ્રિટિશ સામ્રાજ્યનું અંતર્ગત સ્વરાજ્ય તથા એવી જ જાતના બીજા સિદ્ધાંતોનાં રમકડાં સાથે અમે આટલા દહાડા સુધી શા માટે ખેલી રહ્યા! બ્રિટિશ સામ્રાજ્યમાં રહેવાના સિદ્ધાંતને આટલો વખત અનુસર્યા, એ પણ કદાચ અમારી ગુલામીનું જ એક લક્ષણ હતું!"

ભાવિ ઇતિહાસ લેખકો પોતાના ઐતિહાસિક પુસ્તકોમાં લખશે કે "એક વાર હિંદીઓ પૂર્ણ સ્વતંત્રતાને બદલે હોમરૂલની જ વાતોથી સંતુષ્ટ હતા, અને બ્રિટિશ સામ્રાજ્યની પ્રજા હોવાનો ગર્વ માનતા હતા. એ કેવી આશ્ચર્યની વાત છે." જે બ્રિટિશ સામ્રાજ્યની છત્ર-છાયામાં રહેવામાં તેઓ સંતોષ માનતા હતા, તે આખરે તો પરદેશીઓનું જ સામ્રાજ્ય હતું, એનો ખ્યાલ સુદ્ધાં તેમને પડેલો હોતો નહોતો! હમણાં હમણાંથી 'સ્વાધીનતા' નો શબ્દ સામાન્ય વાપરમાં આવવા લાગ્યો છે. મારું માનવું ચોક્કસ છે કે વર્તમાન સમયમાં તો અમારે માટે એક જ ધ્યેય સંતોષ આપે એમ છે, અને તે એ છે કે 'પૂર્ણ સ્વતંત્રતા'–'સંપૂર્ણ સ્વાધીનતા'. એ જ અમારું અંતિમ ધ્યેય બની રહેવું જોઈએ."

આગળ વધીને મિ. ઍન્ડ્રૂઝ લખ્યું છે કે "૨૦ ઑગસ્ટ ૧૯૧૭માં બ્રિટિશ સરકારે, જાહેર કર્યું હતું કે 'હિંદને બ્રિટિશ સામ્રાજ્યના એક ખાસ અને જરૂરી ભાગ તરીકે, જવાબદારીવાળું પૂર્ણ સ્વરાજ્ય આપવાનો અમારો ઉદ્દેશ છે.' પણ એ ઉદ્દેશની સફળતાથી ય હિંદની વિટંબણાઓનો અંત આવે તેમ નથી. એ વિટંબણાઓને–મુશ્કેલીઓને દૂર કરવાનો એકનો એક **માર્ગ તો એ જ છે કે હિંદ આ સામ્રાજ્યની બહાર નીકળી જાય. "नान्यः पन्था विद्यते"**—એ સિવાય બીજો કોઈ માર્ગ જ નથી.

બ્રિટિશ સામ્રાજ્યથી છૂટા થવાનો ઉદ્દેશ સ્વીકારવાનું પોતે શા માટે ઉત્તમોત્તમ ગણે છે. એનાં કારણો પણ શ્રી ઍન્ડ્રૂઝ સાહેબના જ શબ્દોમાં સાંભળી લો:—

(૧) હિંદનો સંબંધ બ્રિટિશ સામ્રાજ્ય સાથે કાયમનો ચાલુ રાખવાથી હિંદની ઉન્નતિ એટલી શીઘ્રગામી નહિ બને કે, જેટલી એ સામ્રાજ્યથી છૂટા પડવાથી બનશે. હિંદના વેપાર ઉદ્યોગધંધાનો અથવા તો આર્થિક સ્થિતિનો હું જેમ જેમ વિચાર કરું છું તેમ તેમ મારી એ માન્યતા દૃઢ બનતી જાય છે કે પૂર્ણ સ્વાધીનતા પ્રાપ્ત થયા વગર એની જોઈએ તેવી ઉન્નતિ થઈ શકે એમ નથી, એવી જ રીતે હિંદના સાહિત્ય, સંગીત અને કળાકૌશલ્ય ઉપર પણ હું જ્યારે વિચાર કરું છું ત્યારે પણ હું એવા જ નિર્ણય ઉપર આવી પહોંચું છું. સમાજ સુધારો, આન્તરિક વ્યવસ્થા, તથા ધાર્મિક એક્તાનો વિચાર કરતાં પણ મારે એ જ નિર્ણય ઉપર આવવું પડે છે કે બ્રિટિશ સામ્રાજ્યની પરાધીનતામાં જકડાયલા હિંદની સર્વાંગી ઉન્નતિ થવી અશક્ય છે—અશક્ય છે.

(૨) હિંદની વસ્તી ૩૨ કરોડ છે. (મૂળ લેખ લખાયો ત્યારે એટલી હતી. હાલમાં તો એ ચાલીસ કરોડની હદે પહોંચી ગઈ છે.)

હિંદીઓનો ભૂતકાળ ગૌરવમયો વીતી ગયો છે. એની સભ્યતા એના સંસ્કારો અતિ પ્રાચીન છે. એવા ગૌરવવંતા અને પ્રાચીન દેશના કરોડો માણસોના સ્વભાવ અને પ્રવૃત્તિ તેનાથી ઘણે દૂર પડેલા ઈંગ્લંડ દેશના અલ્પસંખ્યક રહેવાસીઓના સ્વભાવ અને પ્રવૃત્તિને અનુરૂપ બની જાય, એ તો બિલકુલ અસંભવિત વાત છે.

ઇંગ્લંડનાં હવાપાણી, જાતિ, ભાષા, સભ્યતા અને ધર્મ હિંદ કરતાં જુદાં જ છે. એટલે હિંદીઓની પ્રકૃતિ ઇંગ્લંડવાસીઓની પ્રકૃતિને અનુરૂપ તો હરગીજ ન બની શકે. હિંદ પોતે એક મહાદ્વીપ છે. એ સ્વતઃ સંપૂર્ણ અને સમૃદ્ધ છે; એટલે એ હંમેશને માટે બ્રિટિશ સામ્રાજ્યના વિસ્તારના એક ભાગ રૂપ ન જ બની રહે એ જ વાતને અમે બીજી રીતે એમ રજૂ કરી શકીએ, કે જે ભારતીય સંસ્કૃતિ પ્રાચીન સમયથી અત્યારસુધી 'ધર્મ', વિદ્યા–બુદ્ધિ, કળા, કૌશલ્ય વગેરે ક્ષેત્રોમાં ઉચ્ચ કોટિના પ્રતિભાશાળી પુરુષો પેદા કરતી રહી છે. એ સંસ્કૃતિ અંગ્રેજ જાતિનું વર્ચસ્વ સંસારમાં વિસ્તારવાના એક સાધનરૂપ જ બની રહે

(૩) અંગ્રેજ લોકોની વસાહત ન્યૂ ઝીલેન્ડ, દક્ષિણ ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા, ઉત્તર આફ્રિકા વગેરે દેશોમાં કાયમને માટે થઈ શકે છે કેમ કે એ સ્થળો સમશીતોષ્ણ કટિબંધમાં આવેલા છે, અને વળી ખાલી છે; પરંતુ એશિયાનો દક્ષિણ પૂર્વભાગ કે જે મોટે ભાગે ઉષ્ણ કટિબંધમાં આવેલો છે, અને જેની વસ્તી ઘણી જ વધી ગઈ છે, તે અંગ્રેજ જાતિના વિસ્તારને માટે ઉપયોગી થાય એમ નથી, અને વળી એવો વિસ્તાર લાભદાયક પણ નથી.

(૪) હિંદ બ્રિટિશ સામ્રાજ્યમાં ચાલુ રહે તેનો એક જ અર્થ થઈ શકે; અને તે બીજો કંઈ જ નહિ પણ હિંદ હંમેશાં પોતાના આદર્શોને માટે વિલાયતના જ ડાચા સામું જોયા કરે. બ્રિટિશ

સામ્રાજ્યનું કેન્દ્રસ્થાન તો વિલાયતમાં જ રહેવાનું. એટલે હિંદ જ્યાં સુધી બ્રિટિશ સામ્રાજ્યના એક ખાસ અને જરૂરી ભાગ જેવું જ રહ્યા કરશે ત્યાં સુધી તેને પોતાના આદર્શોને માટે વિલાયતના મોં ભણી જ તાકતા રહેવું પડવાનું. બહારના ભભકા અને દંભભરી મધલાળની વાતોથી લોભાઈ ને કોઈ ભલે એમ કહેવું ફરે કે બ્રિટિશ સામ્રાજ્ય સાથેનો સંબંધ ચાલુ રાખવાથી હિંદને આ લાભ થશે, પેલો લાભ થશે, પરંતુ વસ્તુતઃ તો હિંદમાં પરાધીનતા–વિલાયતનું મોં તાકી રહેવાની પરાધીનતા—તો ચાલુ જ રહેવાની.

"બ્રિટિશ સામ્રાજ્યનો એક ખાસ અને જરૂરી ભાગ" એનો ખરો અર્થ તો આ જ છે. ઑસ્ટ્રેલિયા અને કેનેડાવાળા એવી તાબેદારીનો અનુભવ ભલે કરતા રહે કેમ કે ત્યાંના રહેવાસીઓ અંગ્રેજોના કુટુંબીઓ છે; પરંતુ હિંદીઓ માટે તો અંગ્રેજો સદા વિદેશી જ છે; અને હંમેશાં વિદેશી જ રહેવાના છે. એટલે હિંદીઓને તો એમની અધીનતા જરૂર ખટકતી રહેવાની.

બ્રિટિશ સામ્રાજ્યનું કેન્દ્ર હિંદીઓની નજરે હંમેશાં પરદેશી જ ગણાવાનું. એટલે હિંદીઓને એ હરગીજ નહિ રુચવાનું. આ બધાં કારણોને લીધે હિંદીઓને "પૂર્ણ સ્વાધીનતા"માં જેટલું ગૌરવ જણાશે, તેટલું "સામ્રાજ્યની અંદર સ્વરાજ્ય"માં કદાપિ નહિ જણાય.

(૫) ઑસ્ટ્રેલિયા, કેનેડા, અને ન્યૂઝીલૅન્ડ એ ત્રણ દેશો વિલાયતને પોતાની માતૃભૂમિ કહી શકે છે. એ ત્રણે દેશ વિલાયતની પુત્રીઓની સમાન છે; અને જેવી રીતે પુત્રી કુટુંબમાં ભળી શકે છે એવી રીતે એ દેશો પણ સામ્રાજ્યનાં અંગ બની રહી શકે છે, પરંતુ વિલાયત અને હિંદનો સંબંધ માતા અને પુત્રીના જેવો કદાપિ કહી શકાય એમ નથી.

હિંદભૂમિ અનેક સંસ્કારોની માતા છે. પ્રાચીન સમયમાં પોતાની બુદ્ધિ અને અનુભવને લીધે હિંદભૂમિ કેટલાંય રાષ્ટ્રોની માતા થઈ

ચૂકી છે. એટલે વિલાયતની પુત્રી તો એ કદાપિ બની શકે નહિ. કોઈ પણ સામ્રાજ્યનું સંગઠન સ્વાભાવિક અને માનુષી ઢંગનું ત્યારે જ ગણાય કે જ્યારે એનો સંબંધ પોતાના ભિન્ન ભિન્ન ભાગોમાં એવો હોય કે જેવો એક કુટુંબના માણસોનો પરસ્પર સંબંધ હોય છે. અથવા જેવી રીતે શરીરનો સંબંધ પોતાના જુદા જુદા અંગો સાથે હોય છે, પરંતુ હિંદ અને વિલાયત વચ્ચે એવો કોઈ સંબંધ નથી. બંને દેશોના ઇતિહાસમાં એટલી જ ભિન્નતા છે કે જેટલી દક્ષિણ ધ્રુવમાં અને ઉત્તર ધ્રુવમાં, અને પાશવિક બળથી વિલાયતે આરંભથી જ હિંદને પોતાનું તાબેદાર બનાવી દીધું છે.

(૬) માણસોની વસ્તીના આંકડા ઉપર નજર નાખતાં પણ એમ લાગે છે કે બ્રિટિશ સામ્રાજ્યનો સંબંધ હિંદ સાથે ઝાઝો વખત ટકી ન શકે. રેખાગણિતના નિયમો પ્રમાણે પણ કોઈ નાની ચીજ મોટી ચીજનો ભાગ બની શકે, અને નહિ કે મોટી વસ્તુ નાની વસ્તુનો. ૪૦ કરોડ માણસો ઉપર સત્તા ભોગવવાનું કેન્દ્ર લંડનમાં રાખવામાં આવે અને એ કેન્દ્રની ચોતરફ ૪૦ કરોડ માનવીઓ ચક્કર મારતા ફરે (પછી ભલેને હિંદને હોમરૂલ નામનું પોતાનું આગવું ચક્કર કાં ન મળી જાય) તો પણ આ કઢંગી ગતિ કેવી રીતે સમજવાળી અને સહેલી ગણાઈ શકે! ૪૦ કરોડની વસ્તી ઉપર રાજ્ય કરનાર મુખ્ય સત્તા હજારો માઇલ દૂર લંડનમાં રાખવી એ એટલી જ બેહૂદી વાત છે કે જેટલી પૃથ્વીના ચારે તરફ સૂર્યે ફરવાની વાત છે!

(૭) કાયમની તાબેદારી એ જ નૈતિક અધઃપતનનું કારણ છે. સર જોન સીલીનું એ ઐતિહાસિક વાક્ય બિલકુલ સાચું છે કે, એક વિદેશી રાજસત્તાની પરાધીનતા કરતાં અધિકાતું કારણ નૈતિક અધોગતિનું બીજું કોઈ જ નથી હોઈ શકતું.

પરદેશી રાજસત્તાને લીધે શાસિત જાતિની અતિમાં કૃત્રિમતા આવી જાય છે, અને શાસિત જાતિનાં માણસો બેવડી ચાલ ચાલવાને ટેવાઈ જાય છે. વિદેશી જાતિનું શાસન શાસિતોના આચરણની સચ્ચાઈ, ઈમાનદારી અને નિર્ભયતાનાં વહેણને નષ્ટ કરી નાખે છે. બહુ જ ઓછા ભણેલા હિંદીઓ એવા હશે કે જેમને વિદેશી શાસનનાં ભયંકર પરિણામોનો કડવો અનુભવ ન મળ્યો હોય! પરદેશી સત્તાથી લોકોને જે માન અપમાન સહન કરવાં પડે છે એની ખોટ રૂપિયા પૈસાથી પુરાતી નથી; અને રૂપિયા પૈસા એ અપમાનોનો ઇલાજ પણ નથી. પરદેશી શાસન મગજની ગુલામી પેદા કરે છે. પોતાના આત્મબળ દ્વારા ગુલામી ભર્યા બાહ્ય વાતાવરણથી પર રહી શકે અને એની બૂરાઈઓથી બચી શકે, એવાં મનુષ્યોની સંખ્યા તો ગણીગાંઠી જ હોય છે.

વાઇસરોય અને તેની કાઉન્સિલને જે અનિયંત્રિત અધિકારો મળ્યા છે, એને ઠેકાણે 'સામ્રાજ્યની અંદર સ્વરાજ્ય'નો સિદ્ધાંત ભલે અત્યુત્તમ જણાતો હોય, પરંતુ બ્રિટિશ સામ્રાજ્યમાં રહેવાથી ભારતની પરિસ્થિતિમાં ગુલામી પરાધીનતા, પરાશ્રય કે વિદેશીપણાના ભાવ ઘૂસ્યા વગર ન જ રહે, એની તો મને ખાત્રી છે. હું અંગ્રેજ છું; અને અંગ્રેજ હોવાને લીધે મારા દેશી ભાઈઓની પ્રમતિને જેટલી હું સમજી શકું છું, એટલી બીજા કોઈ પણ હિંદીજનને સમજાવી મુશ્કેલ છે. બ્રિટિશ જાતિના શાસનમાં જે તાબેદારીનો ડંખ છે એને ઢાંકવાને ચાહ્ય તેટલાં થીંગડાં મારવામાં આવે, કે મખમલના ઓઢા ઓઢાડવામાં આવે, છતા અંતે તો એ શાસિત-જાતિની અધોગતિનું કારણ બન્યા વગર નહિ જ રહે.

(૮) ભારત જ્યાં સુધી બ્રિટિશ સામ્રાજ્યની અંદર રહેશે, ત્યાં સુધી પરદેશી લોકો એનું લોહી ચૂસ્યા જ કરવાના. ભારતની લક્ષ્મી

વિલાયત ઘસડાતી જ રહેવાની. એટલે જેવા ને તેવા જ નિર્ધન રહેવાના અને ઓર બનતા જવાના.

(૯) અત્યારે તો દુનિયામાં ચારે તરફ "ગોરી જાતિઓની પ્રભુતા"નો 'ધર્મ'-સ્થપાઈ રહ્યો છે. ગોરા લોકો સમજે છે કે અમે ઊંચા છીએ, કાળા માણસો દેશીઓ નીચા છે. હું પોતે ગોરી જાતિનો છું. છતાં સૌની સમક્ષ હું બેધડક જાહેર કરું છું કે "હું ગોરી જાતિઓની પ્રભુતાના ધર્મ"નો ઘોર વિરોધી છું."

હિંદી નેતાઓની આજ્ઞા પ્રમાણે હું ફિજી, ઓસ્ટ્રેલિયા, ન્યૂ ઝીલેન્ડ, પૂર્વ આફ્રિકા અને દક્ષિણ આફ્રિકાની મુસાફરી કરી ચૂક્યો છું. બ્રિટિશ સામ્રાજ્યની પ્રજા હોવા છતાં પણ ત્યાં હિંદીઓની કેવી દુર્દશા છે તે પણ નજરે જોઈ શક્યો છું. સાચી વાત તો એ જ છે કે હિંદીઓ માટે બ્રિટિશ સામ્રાજ્યના નાગરિક થવાનો કંઈ જ અર્થ નથી. ગોરા લોકો દરેક સ્થળે હિંદીઓનો દ્વેષ કરે છે. જ્યાં સુધી હિંદ બ્રિટિશ સામ્રાજ્યમાં રહેશે, ત્યાં સુધી આ હાલત બિલકુલ સુધરવાની નથી. એટલા માટે સામ્રાજ્યથી બહાર નીકળી જવામાં જ હિંદનું શ્રેય છે.

આ સિવાય એન્ડ્રૂઝ સાહેબે એમની લેખમાળામાં બીજાં કેટલાંક કારણો પણ બતાવ્યાં છે. આ વાત અમે ફરીથી અહીં ઉલટાવવા માગીએ છીએ. કે એન્ડ્રૂઝ સાહેબ નહોતા કોઈ રાજનીતિજ્ઞ કે નહોતો રચ્યો એમણે પોતાના સિદ્ધાંતોને કાર્યના રૂપમાં અનુભવવા કોઈ રાજનૈતિક કાર્યક્રમ!

શ્રી એન્ડ્રૂઝ પ્રત્યે સંપૂર્ણ માનબુદ્ધિ હોવા છતાંયે અમારે કહેવું પડે છે કે કોઈ રાજનૈતિક કાર્યક્રમ રચવાનું તેમનું ગજું જ નહોતું. એવી યોગ્યતા જ એમનામાં નહોતી.

અમારૂં હું કહી ચૂક્યો છું તેમ રાજનીતિને પણ તેઓ ધર્મની

દૃષ્ટિએ જ નિહાળતા હતા. એમણે એક જગાએ લખ્યું છે કે રાત્રિની શાંતિમાં અને પ્રભાતની ઉપાસનામાં ભગવાન ઈશુના આ શબ્દો મારા મનમાં ગૂંજતા રહે છે કે "**જેવા વર્તનની આશા તમે પોતાને માટે બીજાઓ પાસે રાખતા હો તેવું જ વર્તન તમે એમના પ્રત્યે પણ દાખવો!**" પ્રાર્થના વખતે હું મારા મનમાં એ જ કહી રહ્યો છું કે, "તમે અંગ્રેજ છો, તમને તમારી સ્વતંત્રતા અત્યંત પ્યારી છે, તમે કયે મોઢે હિંદીઓને આ સ્વતંત્રતાથી દૂર રહેવાને માટે કહી શકો?"

મિ. એન્ડ્રૂઝ કોઈ રાજનૈતિક કાર્યક્રમ ઉપજાવી શકે તેમ નહોતું એ વાત સાચી; છતાં એ બાબતના એમના વિચાર ગંભીરતાપૂર્વક મનન કરવા જેવા છે. શ્રી એન્ડ્રૂઝ એવા ગણ્યા ગાંઠ્યા માણસોમાંના એક હતા કે જેઓ હિંદની રાજનૈતિક પરિસ્થિતિ ઉપર મૌલિક વિચાર પ્રગટ કરી શકે. એ પંડે બ્રિટિશ સામ્રાજ્યના જુદા જુદા ભાગોમાં ફરી આવ્યા હતા. એથી એમનું પ્રત્યેક કથન અધિકારપૂર્વકનું હતું.

શરમની વાત તો એ છે કે આપણે ત્યાં ભણેલા ગણેલા કેટલાય હિંદીઓ એવા છે કે જેઓ ઘરમાંથી કોઈ દિવસ બહાર નીકળ્યા નથી હોતા અને જેમને બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદીઓને કેવાં કેવાં અપમાન સહન કરવાં પડે છે એનો રંચ પણ અનુભવ નથી હોતો એવા હિંદીઓ પણ મિ એન્ડ્રૂઝના પૂર્ણ સ્વરાજ્યના સિદ્ધાંતનો વિરોધ કરતા જણાશે. પરંતુ "પૂર્ણ સ્વાધીનતા"નો સિદ્ધાંત હિંદને માટે કોઈ નવો સિદ્ધાંત નથી તે અત્રે જણાવી દેવું જોઈએ. એન્ડ્રૂઝે એને પ્રથમ પ્રચારમાં મૂકવાનો દાવો કદાપિ કર્યો નહોતો. સ્વદેશી ચળવળના જમાનામાં શ્રી. અરવિંદ ઘોષ અને બાબુ બિપિનચંદ્ર પાલ પણ એ જ સિદ્ધાંતના અનુયાયીઓ હતા.

એન્ડ્રૂઝ સાહેબ રાજનૈતિક કાર્યોમાં ભાગ લેતા તે પણ માનવ-સમાજ-સેવાના ઉચ્ચ ઉદ્દેશથી જ. નેતા થવું, અથવા યેન કેન પ્રકારેણ જનપ્રિય બનવું એવો એમનો ઉદ્દેશ જ નહોતો. કેટલાક સુશિક્ષિત સારા માણસોને મોઢેથી પણ અમે સાંભળ્યું છે કે, "ગોરા લોકો ઉપર કદી વિશ્વાસ ન કરવો જોઈએ. અમારી અશક્તિનું માપ કાઢવાને તેઓ અમારી વચ્ચે હિતેચ્છુના સ્વાંગમાં આવે છે. જુઓ અમુકે પહેલાં હિંદનું, ભલું કરવાનો ઢોંગ કર્યો હતો, પરંતુ હવે એના વિશ્વાસઘાતથી હિંદને કેટલું બધું નુકસાન થઈ રહ્યું છે. પ્રથમ જેમણે એને માથે ચઢાવ્યો હતો તેઓ જ હવે પસ્તાવો કરી રહ્યા છે. કેવી ઊંચી સ્થિતિમાંથી એનું કેવું પતન થયું છે! માટે જો જો! ભૂલેચૂકે પણ ગોરાઓનો વિશ્વાસ કદી ન કરતા!"

એવા મહાશયોને અમારું એ નિવેદન છે કે લોકોના શિર ઉપર ચઢી જઈને મોટા બની જવું, અને નેતા બની બેસવું; એવો જ જેમનો ઉદ્દેશ હોય છે તેવાનું પતન થઈ શકે. પરંતુ શ્રી. એન્ડ્રૂઝે તો ઈ. સ. ૧૯૦૫ ની સાલથી જ કે જ્યારે એમણે સેન્ટ સ્ટીફન્સ કૉલેજના પ્રિન્સિપાલ બનવાની ના પાડી હતી ત્યારથી જ એવો નિશ્ચય કરી નાખ્યો હતો કે નેતાગીરી કદી સ્વીકારવી નહિ. એમનો એ નિયમ ત્યારથી બરાબર પળાતો રહ્યો હતો. જેણે પોતે પોતાની મેળે જ અત્યન્ત નમ્ર બનવાનો માર્ગ પકડ્યો હોય, એનું પતન સંભવે જ શી રીતે?

ચારપાંચ વરસ તો કોંગ્રેસમાં દર વખતે એમની સેવાઓ માટે ધન્યવાદ આપતો એક ઠરાવ લાગટ આવતો રહ્યો હતો. જો કે કોંગ્રેસની ઈ. સ. ૧૯૦૬ ની બેઠક સિવાય બીજી એકે વાર તેઓ કોંગ્રેસમાં હાજર રહ્યા નહોતા. ફિજી, પૂર્વ આફ્રિકા વગેરેના વિષયોમાં એમની વાત પ્રમાણયુક્ત માનવામાં આવતી. એટલે કોઈ મહાસભામાં

એમણે હાજરી આપી હોત તો એમને પુષ્કળ માન મળત એમાં શક નહિ.

કોંગ્રેસ બંધારણના ફેરફારના ઠરાવ પર ભાષણ કરતાં મહાત્મા ગાંધીજીએ જ્યારે કહ્યું કે: "મિ. એન્ડ્રૂઝ હિંદ પૂર્ણ સ્વતંત્રતા મેળવવી એ પક્ષના છે. એ હિંદનો સંબંધ બ્રિટિશ સામ્રાજ્ય સાથે બિલકુલ રાખવા માગતા નથી." ત્યારે શ્રોતાઓએ ખૂબ તાળીઓ પાડી એમના શબ્દો વધાવી લીધા હતા.

હરેક મહાસભા અને રાજનૈતિક સભાઓના નિમંત્રણો એમને મોકલવામાં આવતાં હતાં. પરંતુ પ્રત્યેક વખતે એ એમ જ કહેતા કે: **"મારું કામ હિંદની સેવા કરવાનું છે, આગેવાન બનવાનું નહિ. હિંદનું હિત ઇચ્છનાર અંગ્રેજને માટે ફક્ત એક જ રસ્તો છે અને તે તાબે રહીને સેવા કરવાનો, બીજો કોઈ જ નહિ."**

અસહકારની ચળવળની ઉત્પત્તિ ૩ કારણોને આભારી હતી: (૧) ખિલાફત. (૨) પંજાબ. (૪) સ્વરાજ્ય.

ખિલાફત ચળવળને શ્રી. એન્ડ્રૂઝ સાહેબનો પૂર્ણ ટેકો હતો. ટર્કિશ સંધિના સંબંધમાં એમણે એક સુંદર લેખમાળા લખી હતી. એમાં એમણે સામ્રાજ્યવાદીઓની ઠીક ઝાટકણી કાઢી હતી. છતાં આર્મિનિયા અને અરબસ્તાનના રહીશો ફરીથી ટર્કીના તાબામાં જાય એ મતના એ નહોતા. એટલે પોતાના ભાગ્યનો નિર્ણય પોતે જ કરવાની હિમાયત કરનારા હિંદીઓને તેઓ આર્મિનિયા અને અરબસ્તાનના રહેવાસીઓના પ્રશ્નોનો વિચાર ન્યાય અને સમાનતાની દૃષ્ટિએ કરવાની ટકોર કરતા.

પંજાબ સંબંધીના શ્રી. એન્ડ્રૂઝ સાહેબે કરેલા કામની વાત તો આગળ આવી ગઈ છે. પંજાબના દુર્ભાગી બનાવ સંબંધી હિંદી નેતાઓના જેવા વિચારો હતા. તેવા જ એન્ડ્રૂઝ સાહેબના પણ હતા.

પરંતુ એક વાતમાં એમનો મતભેદ હતો અને તે એ છે કે જલિયાનવાલાનું સ્મારક ઊભું કરવાની તરફેણમાં તેઓ નહોતા. એ સંબંધમાં તેઓ કહેતા કે "આવા સ્મારકથી દ્વેષભાવ કાયમનો બંધાઈ જશે અને એમ થાય એ ભાગ્યે જ યોગ્ય ગણાય." આ ઠેકાણે એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે એન્ડ્રૂઝ સાહેબે અંગ્રેજો હિન્દિયનોનાં સ્મારકોના પણ એવા જ કટ્ટર વિરોધી હતા. એ કહેતા કે "બ્લૅક હોલનું સ્મારક, દિલ્હીમાં નિકલસન તથા લાહોરમાં લૉરેન્સનાં પૂતળાં અને કાનપુરના કૂવાનાં સ્મારકો એ સઘળાંને ખતમ કરી નાખવાં જોઈએ."

આ સંબંધી પોતાના વિચારો એમણે લોકો આગળ જાહેર પણ કરી દીધા હતા. શ્રી. રવીન્દ્રનાથની પેઠે એમણે પણ જલિયાનવાલા બાગના સ્મારકનો પ્રખર વિરોધ કર્યો હતો. પંજાબમા બે મહિના સુધી અખંડ પરિશ્રમ કર્યો પછી જ્યારે એ આફ્રિકા જતા હતા એ વખતે એમણે પોતાના ભાષણમાં કહ્યું હતું કે :

"આપને મારી એ વિનંતી છે કે આપ દ્વેષની અંધકારમય રાત્રિમાં ન ભટકશો, પરંતુ ઈશ્વરીય પ્રેમના પ્રકાશમય માર્ગનું અનુસરણ કરજો !"

આ શબ્દો મિ. એન્ડ્રૂઝ જેવા સાધુચરિત મનુષ્યને મોઢે સવિશેષ શોભે છે એમાં તો જરાય શક નહિ. મહાત્મા ગાંધીજીના શબ્દોમાં કહીએ તો મિ. એન્ડ્રૂઝના જીવનનો ઉપદેશ એ છે કે તેઓ અન્યાયી અને અત્યાચારનો કટ્ટર વિરોધ કરતા છતાં અન્યાયી અને અત્યાચારી ઉપર દ્વેષ ન રાખતા.

એ સિવાય મિ. એન્ડ્રૂઝે જે સેવાકાર્ય કર્યું હતું એથી એમને એ સંબંધમાં બોલવાનો પણ હક પહોંચતો હતો, અને વળી બ્લૅક હોલ વગેરે સ્મારકોના પણ એ વિરોધી હતા એટલે જલિયાનવાલા સ્મારકનો પણ વિરોધ કરે એ એમને માટે બિલકુલ સ્વાભાવિક અને

તર્કસંગત હતું. આ બધી દલીલો છતાંએ અમે શ્રી. એન્ડ્રુઝ સાહેબના વિચાર સાથે મળતા થઈ શકતા નથી. જલિયાનવાલા બાગનું સ્મારક તો થવું જોઈએ, એવું અમારું માનવું છે. અમને સ્વતંત્રતા મેળવવા માટેની આવશ્યક પ્રેરણાએ હંમેશાં આપતુ રહેશે, અને સ્વતંત્ર થયા પછી પણ પરાધીનતાના દિવસોમાં અમારી માતૃભૂમિનાં સેંકડો નિરપરાધી દેશબંધુઓના પ્રાણ વિદેશી સત્તાધીશોએ કઈ રીતે લીધા હતા, તેની યાદ આપતું રહેશે.

વિદેશી વસ્ત્રોની હોળી કરવાના પણ એ વિરોધી હતા. એમનું માનવું હતું કે એ કપડાં ઠંડીમાં ટાઢે મરનાર ગરીબોને વહેંચી દેવાં જોઈએ.

સ્વરાજ્ય સંબંધી એમના વિચારોનું અત્રે પુનરાવર્તન કરવાની જરૂર નથી.

મુંબાઈ છાત્ર સંમેલનના પ્રમુખ તરીકે એમણે કેળવણી સંબંધી અસહકારને વધાવી લેતાં જે ભાષણ કર્યું હતું તેને 'ટાઇમ્સ ઓફ ઇંડિયા ' એ બિલકુલ બેહૂદું ગણાવી લખ્યું હતું કે " કમઅક્કલ લોકોના ટોળાનું માનસ સમજવાનો દાવો કરનાર એક આદમીને, ઉશ્કેરાઈ જાય એવા વિદ્યાર્થીઓની આગળ નાહકની વક્તાબાજી કરતો જોઈને દુઃખ થાય છે. મિ. એન્ડ્રૂઝ જેવા માણસો પોતાનામાં લોકોને ભડકાવવાની શક્તિ રહેલી છે એ વાતથી મદાંધ બની જાય છે. જે ઉચ્છૃંખલતાથી પ્રેરાઈને વિદ્યાર્થીઓએ ધાંધલ મચાવી મિસિસ બિસેન્ટને બોલવા દીધાં નહોતાં એ જાતની ઉચ્છૃંખલતા એ મિ. એન્ડ્રૂઝ જેવા વક્તાઓના બેહૂદા ભાષણને જ આભારી છે. "

અસહકારની ચળવળને એન્ડ્રૂઝ સાહેબનો હાર્દિક ટેકો હતો,

છતાં વ્યાવહારિક રીતે તો એ એમાં બિલકુલ ભળ્યા નહોતા. એ વિષયમાં "સ્વતંત્ર સમાલોચક" તરીકે જ રહેવાનું એમણે ઉચિત ગણ્યું હતું. છતાં દુઃખી અને પીડિતોને સહાયતા કરવાના કામોમાં સરકારને સાથ આપવામાં તેઓ ક્યારે ય પાછા પડ્યા નહોતા, કે એમાં ખોટું થાય છે એમ કદી માન્યું નહોતું. ઊલટપક્ષે ફિજી તથા આફ્રિકા વગેરેના પ્રશ્નો ઉપર તો એમણે સરકારની મદદ લેવાનું જ ગણ્યું હતું. મતલબ કે સમાજસેવાના કાર્યને જ તેઓ સર્વદા સર્વોચ્ચ સ્થાન આપતા, અને નહિ કે રાજનીતિને.

એ વાત ખાસ ધ્યાન રાખવા જેવી છે કે એન્ડ્રૂઝ સાહેબ અહિંસા ધર્મના ઘણા પક્ષપાતી હતા. મહાયુદ્ધોની વેળાએ ખૂબ વિચાર કર્યા પછી એઓ એવા નિશ્ચય પર આવ્યા હતા કે: "મારી માતૃભૂમિ ઇંગ્લંડ પર પણ હુમલો કાં ન થયો હોય, પણ હું જ્માંરવા કાપવાની સામે મારી કાપીને મારા દેશની રક્ષા નહિ જ કરું."

જે વખતે મ૦ ગાંધીજીએ સરકારને માટે ગુજરાતમાં રંગરૂટ ભરતી કરવાનું શરૂ કર્યું હતું એ વખતે પણ એમણે અનેક વખત એની વિરુદ્ધ લખ્યું હતું.

વર્સેલ્સની સંધિને એમણે અન્યાયયુક્ત ગણાવી હતી; અને સંધિ ઉત્સવ પાળવાના પગલાનો પણ વિરોધ કર્યો હતો. ટર્કીની વિરુદ્ધ જે સંધિ સેવર્નમાં થઈ હતી એની વિરુદ્ધ પણ એમણે ઘણું લખ્યું હતું. ડ્યૂક ઓફ કોનોટના સ્વાગતની વિરુદ્ધમાં પણ એમણે લખ્યું હતું.

હિંદના વર્તમાનપત્રોમાં એમણે "સ્વતંત્રતાની અવિલંબ આવશ્યકતા" એ નામની એક લેખમાળા લખી હતી. એના અંત ભાગમાં એમણે લખ્યું હતું કે "હિંદના ઇતિહાસના આ નાજુક તબક્કામાં, કે જ્યારે પરાધીનતા અને પરવશતા અમને હેરાનપરેશાન

કરી રહી છે, ત્યારે સુભાગ્યે આપણને એક એવી વ્યક્તિ મળી ગઈ છે કે જેણે આપણા લોકના જૂના રિવાજો અને રીત રસમોને અચ્છી તરેહ હચમચાવી નાંખીને ઘોષણા કરી છે કે: "સ્વતંત્ર બની જાઓ, ગુનામ ન રહેશો !"

સાચું છે કે મહાત્મા ગાંધીરૂપી જ્વાલામુખી દ્વારા ભાગફોડ અને સંહાર ખૂબ પ્રમાણમાં થશે પરંતુ નવું મકાન બાંધતા પહેલાં જેમ જૂના મકાનને પાડી નાખવુ પડે છે, તેમ અહીં પણ અંતે તો નવીન ભાવ, નવીન ઉત્સાહ અને નવીન ચેતન પ્રગટ થવાનું જ ધ્યેય મુખ્ય બની રહેશે એનુ અંતિમ પરિણામ સંહારક નહિ પણ ક્રિયાત્મક-રચનાત્મક આવશે ........મને એ વાત સ્પષ્ટ જણાય છે કે મહાત્મા ગાંધીજી રોગનાં મૂળ કાપી રહ્યા છે. એ રોગીને દવા પાઈ પાઈને રોગમુક્ત કરનાર વૈદ્ય કરતાં કાપ મૂકીને દુષિત અંગને કાપી કાઢનાર સર્જન (ડૉક્ટર) જેવુ કામ કરી રહ્યા છે કાપ જેમ જેમ ઊંડો જતો જાય છે, તેમ તેમ રોગી પણ પ્રમાણમા વધારે ચેતનવતો બનતો હોય એમ જણાય છે

હિંદના લોકો હવે એ વાત સમજવા લાગ્યા છે કે વિદેશીઓનું રાજ્ય ચાલુ રહે એમા મદદ કરવી એ શરમની વાત છે મ૦ ગાંધીજી જેવા સમસ્ત રાષ્ટ્રને એક ભાવથી ભાવનાશીલ બનાવી દે, એવા નરપુંગવ માનવજાતિના ઇતિહાસમા કવચિત જ જન્મે છે તેથી આપણા જેવા સામાન્ય લોકોનુ કર્તવ્ય તો એ જ છે કે, ઈશ્વરદત્ત અવસરનો પૂરેપૂરો લાભ ઉઠાવીએ. આપણામા આધ્યાત્મિક શક્તિ ઉત્પન્ન થવાથી પરાધીનતાના દુર્ગતિચક્રથી આપણે છૂટી શકીશું, ત્યારે જ હિંદનો આત્મા મુક્ત થઈ શકશે "

ગ્રન્થ

એન્ડ્રૂઝ સાહેબના લખેલાં ત્રણ પુસ્તકો છપાયાં છે. (૧) ઉત્તર

ભારત (૨) ભારતીય જાગૃતિ (૩) માતૃભૂમિ તથા અન્યપદ્ય.

પહેલું પુસ્તક ઈ. સ. ૧૯૦૮ માં લખાયલું અને એમાં ઉત્તર હિંદુસ્તાનમાં ખ્રિસ્તીધર્મનો પ્રચાર કેવી રીતે થયો તેનો મનોરંજક ઇતિહાસ લખાયો છે.

બીજું પુસ્તક ઈ. સ. ૧૯૧૦–૧૧ માં લખાયું હતું. એનો વિષય નામ ઉપરથી સ્પષ્ટ સમજાય એવો છે. એ બંને પુસ્તકોમાં કેટલીક વાતો એવી છે કે જે આપણને ભુલાવામાં નાખી દે. પરંતુ આપણને એ પુસ્તકો વાંચતાં એ વાત ધ્યાનમાં રહેવી જોઈએ કે એ પુસ્તકો ખ્રિસ્તી દૃષ્ટિએ લખાયાં છે. વળી, એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે એ પછી તો મિ. એન્ડ્રૂઝના વિચારોમાં ખૂબ જ પરિવર્તન થવા પામ્યું હતું. એ પુસ્તકોની ખૂબી એ છે કે એમાં રાષ્ટ્રીયતા તરફ પરિપૂર્ણ સહાનુભૂતિ પ્રગટ કરવામાં આવી છે.

ત્રીજા પુસ્તકમાં મિ. એન્ડ્રૂઝની સુંદર અંગ્રેજી કવિતાઓ છે. અંગ્રેજી જાણનાર વાચકો માટે એમાંની બેએક અહીં ઉતારીએ છીએ:

### The awakening

There is a call to the Nations of the East,
It is the Voice of God!
Awake, awake, the night is past,
ye sleeping ones!
Arise, arise, lift up your heads,
ye dreaming once!
Your ancient glory shall return,
And your high star of destiny more
brightly burn,
There is a call to the Nations of the East,
The Voice has sounded forth!

Japan's bright isles first flashed its
message o'er the sea,
Himalaya's snows caught up the gleam exultingly;
Southward it lights all Hindustan
And fires the soul of chivalry in old Iran
There is a call to the Nations of the East;—
'Shew forth your Righteousness!'
Give to each brother every due of brotherhood
Give to each sister noblest meed of womanhood.
So shall the Motherland be strong,
To struggle for the right and overthrow
the wrong!
There is a call to the Nations of the East,—
'Put trust in God and Truth!'
Then, like her own strong mountains
all unmoveable,
Resting on sure foundations, unassailable.
A Greater Asia shall arise
Her foot set firm on earth, her head
above the skies.

## જાગૃતિ

છે પૂર્વ જાતિઓના હિતનો એક સુખદ સંદેશ,
મહેશ્વરની સ્વ-વાણીનો પવિત્રતમ આદેશ;
કે "જાગો! જાગો! વીતી ગઈ રજની, સૂનારાંઓ જાગો!
ઊઠો! ઊઠો! મસ્તક ઉઠાવી સ્વમ સુખને પરિત્યાગો!"

ફરશે પ્રતાપ પાછો તમારો પ્રાચીન પ્રકાશવંતો,
મળશે ફરી નભો દેશે સિતારો તમ સૌભાગ્યવંતો. ૧

છે પૂર્વ જાતિઓના હિતનો એક સુખદ સંદેશ
જે પ્રકટ કરે છે વિદ્યુત્વાણી સ્વર ઊંચે વિશેષ.
પહેલ પ્રથમ જાપાની દ્વીપે સાગર પર એ ફેલાવ્યો,
પછી સાનંદે હિમાલય શૃંગે પ્રકાશ એનો ઝીલ્યો.
ફેલાતાં ફેલાતાં એ તો ભારતભરમાં વ્યાપ્યો,
ત્યાંથી છેક ઈરાન લગી પણ પ્રકાશપુંજ એ ધાયો. ૨

છે પૂર્વ જાતિઓના હિતનો એક સુખદ સંદેશ
કે "દેખાડી દો જગમાં સૌને નિજ સદ્‌ગુણ અશેષ:
બાંધવ ઋણ પ્રત્યેક બંધુનું પ્રેમ સમેત ચુકાવો,
ભગિની ભગિનીને પણ નાર્યોચિત પદ અપાવો;
માતૃભૂમિ એવી રીતે દૃઢ બની પોષાશે,
સત્ય ધર્મની રક્ષા કરતી પાપ પંકને ધોશે." ૩

છે પૂર્વ જાતિઓના હિતનો એક સુખદ સંદેશ
કે "શ્રદ્ધા ભક્તિભાવથી પૂજશો સત્ય અને સર્વેશ,
તો ગગનચુંબી ગિરિવરો સમ અચળ અજય્ય બનીને
મજબૂત પાયે સ્થિર થઈ મૂળ ઊંડાં જમાવીને
ખોંખારતો ઊભો થાશે દ્વીપોત્તમ મહાન એશિયાનો
ઠેરવતો પગ ભૂતળ પર ને ચડાવો શિર નભઘુમટ." ૪

એમની બીજી એક કવિતા Indian Women in Fiji—'ફીજીની ભારતીય સ્ત્રી' નામની છે, તે પણ ઉતાર્યા વગર નથી રહી શકાતું.

Indian Women in Fiji

They are toiling, toiling, toiling

In the dense rank sugar-cane
And their hearts are burning burning
With a dull and smouldering pain.
They are weeping, weeping, weeping
For the homes left for behind
And their cry comes fainter fainter
On the distant south sea wind.
They are mute with sullen silence
Over wrongs so dark to tell
And the memory haunts and haunts them,
Of an evil black as hell.
They are dying, dying, dying
Unblest, unloved, unknown
Ah God in heaven, in heaven
Make their dumb cry thine own.

અર્થાત કે:—ફિજીનાં શેરડીઓથી ઉભરાતાં ખેતરોમાં, ગિરમીટિયા હિંદી બહેનો પરસેવો નીગળતા શરીરે કામ કરી રહી છે. તેઓનાં હૃદય શ્રમ અને વિરહના દુઃખથી શેકાઈ રહ્યાં છે. ઘણે ઘણે દૂર આવેલાં પોતાનાં ઘરબાર માટે–કુટુંબપરિવાર માટે ઝૂરતી ઝૂરતી અનર્ગળ અશ્રુ તે વહેવડાવે છે. એમના આક્રંદના પડઘા દક્ષિણ મહાસાગર પર વહેતી પવન લહેરીઓ હિન્દને કિનારે લઈ આવે છે. એમના પર ગુજરતા અકથ્ય અત્યાચારો મૂગે મોઢે સહન કર્યા વગર તેમનો છૂટકો નથી. એની યાદ–એનાં સ્મરણો એમને ઘોર નરકયાતના સમ સતત સતાવ્યા કરે છે. ભારતની એ લલનાઓ મરી રહી છે, ઝૂરી રહી છે. નથી એમના પ્રત્યે કોઈની શુભાશા–શુભ ભાવના કે અનુરક્તિ.

એમની યાદ સરખી કોઈને હશે કે ! અરેરે ! એ જગતાત ! સ્વર્ગમાં બિરાજતા એ પરમકૃપાળુ પરમાત્મા ! એમની એ મૂગી ચિચિયારીઓને તું તારી કાં ન કરી લે ?

આ પુસ્તકો સિવાય શ્રી. એન્ડ્રૂઝ સાહેબે શર્તબંધી સંબંધી લખેલા રિપોર્ટ પણ વાંચવા જેવા છે. એનો હિંદી અનુવાદ 'પ્રતાપ' કાર્યાલયમાંથી મળી શકે છે. પ્રથમ રિપોર્ટ એમણે મિ. પિયર્સનની મદદથી લખ્યો હતો. ત્યારે બીજો રિપોર્ટ પોતે જાતે લખ્યો હતો. પહેલી વાર બંને જણ સાથે ગયા હતા. બીજી વાર એન્ડ્રૂઝ સાહેબ એકલા ગયા હતા.

એ ઉપરાંત 'મોડર્ન રિવ્યૂ' વગેરે પત્રોમાં પણ ઘણા લેખો એમણે લખેલા. આ લેખોમાં 'ભારતીય ઇતિહાસ અને વર્તમાન સમયની એની કેળવણી' તથા 'રાષ્ટ્રીય સાહિત્ય અને કળાકૌશલ્ય' ના લેખો વાંચવા જેવા છે. પહેલો લેખ સપ્ટેમ્બર ૧૯૦૯ના મોડર્ન રિવ્યૂ અને બીજો એમાં જ એ જ વરસના નવેમ્બરના અંકમાં છપાયો હતો.

'Intermediate need for independence' યાને 'સ્વાતંત્ર્યની તત્કાળ આવશ્યકતા' એ નામની એમની પ્રસિદ્ધ લેખમાળા ગણેશ એન્ડ કો. મદ્રાસ તરફથી છપાઈ છે, જે વેચાતી મળી શકે છે. બીજું એક પુસ્તક 'To the students' યાને વિદ્યાર્થીઓને એ નામક પણ છપાયું છે. તાત્પર્ય કે એન્ડ્રૂઝ સાહેબ ઉચ્ચકોટિના સાહિત્ય સેવક હતા. એમનું જીવતર ધન કમાવા માટે નહોતું. એમનો દાખલો ખ્યાલમાં રાખીને આપણે માનવસમાજ અને માતૃભાષાની સેવાને આપણા જીવનમાં સ્થાન આપીએ તો !

## ૧૩

# રહેણીકરણી અને સ્વભાવ

જીવનચરિત્રના લેખકો પૈકી પ્લુટાર્કે એક સ્થળે લખ્યું છે કે: "મનુષ્યના ગુણ અવગુણની યથાર્થ ભાળ એનાં પ્રસિદ્ધ કામોમાંથી નથી મળતી. બલકે એનાં નાનાં કામો, એક નાનકડી વાત, અથવા તો ઠઠ્ઠા મશ્કરીથી, અસલી ચરિત્ર ઉપર જે પ્રકાશ પડે છે; તે રણક્ષેત્રમાંના એના મોટામાં મોટા વ્યૂહ અને યુદ્ધોથી પણ નથી પડી શકતો."

પ્લુટાર્કનું કહેવું અક્ષરેઅક્ષર સાચું છે. લોકસમૂહ આગળ જતી વખતે માણસમાં કંઈક કૃત્રિમતા તો આવી જ જાય છે; ત્યારે એના દૈનિક જીવન વ્યવહારમાં એ એની સ્વાભાવિક સ્થિતિમાં જ હમેશાં હોય છે. એટલે એના દૈનિક જીવનની નાની નાની બાબતોમાંથી જ એના અસલી સ્વભાવનો પત્તો મળી શકે છે.

દૈનિક કાર્યક્રમ : મિ. એન્ડ્રૂઝ દરરોજ પાંચ વાગ્યે ઊઠતા અને શૌચાદિથી પરવારી જઈને ઈશ્વર પ્રાર્થના કરતા. પ્રાર્થના પછી કોઈ કોઈ વખત ફરવા જતા. ત્યાંથી પાછા ફરીને વિદ્યાર્થીઓની સમૂહ પ્રાર્થનામાં ભાગ લેતા. લગભગ સાડા છ વાગ્યે પોતાનું લખવાનું કામ શરૂ કરી દેતા, તે છેક નવ વાગ્યા સુધી ચાલતું. વચ્ચે વચ્ચે કોઈ વર્ગમાં અંગ્રેજી ભણાવવા પણ તેઓ જતા.

૧૧ વાગ્યે ભોજન કરીને ક. ૩–૨૦ મિ. સુધી પત્રો વગેરે વાંચતા. દિવસે એ સૂતા મુદ્દલ નહોતા; વાચન લેખનમાં જ બપોરનો સમય પસાર કરતા.

પાંચ વાગ્યે મહર્ષિ દેવેન્દ્રનાથના શ્રેષ્ઠ પુત્ર ઋષિવર દ્વિજેન્દ્રનાથ પાસે જતા; શ્રી. દ્વિજેન્દ્રનાથ રવીન્દ્રનાથના મોટા ભાઈ થાય. શાંતિનિકેતનમાં એમને સૌ 'બડાદાદા' યાને 'મોટાભાઈ'ના નામથી બોલાવે છે. એવો એક પણ દહાડો નહોતો જતો કે મિ. એન્ડ્રૂઝ નિકેતનમાં હોય અને 'મોટાભાઈ' પાસે ન ગયા હોય. મિ. એન્ડ્રૂઝ સાહેબ પોતે કહેતા કે: 'મારા જીવનને ધન્ય માનું છું કે 'બડાદાદા' પાસે બેસીને મારું જીવન વિતાડવાની તક મને મળી છે.'

'બડાદાદા' ની ઉંમર ૮૪ વરસની હોવા છતાં એમની બુદ્ધિ જેવીને તેવી સતેજ છે. પોતે મોટા સાહિત્યસેવક છે. ઉચ્ચ કોટિના કવિ છે. દર્શનશાસ્ત્રના ઊંડા અભ્યાસી છે. એમનો સત્સંગ એક અમૂલ્ય ચીજ છે. એમની સાથે બેસી એમની વાતો સાંભળવી એ આધ્યાત્મિક જ્ઞાનનો અભ્યાસ કરવા બરાબર હતું. એન્ડ્રૂઝ ઉપર એમને ખૂબ ભાવ હતો.

મિ. એન્ડ્રૂઝને આશ્રમ બહાર ક્યાંક જવાનું થતું ત્યારે 'મોટાભાઈ'થી એમનો વિયોગ સહન થઈ શકતો નહિ. એન્ડ્રૂઝ સાહેબ ગુજરાત સિંધની મુસાફરીએ જવા રસ્તેને વિદાય થયા, તે જ અરસામાં પૂછ્યું: 'એન્ડ્રૂઝ ક્યાં? ક્યારે પાછા ફરશે?'

એન્ડ્રૂઝ સાહેબ મુસાફરીમાં હોય ત્યારે 'બડાદાદા' કુશળતાના કાગળો લખી પોતાનો સ્નેહ દાખવતા. નાના બાળકના જેવો વિશુદ્ધ પ્રેમ એન્ડ્રૂઝ ઉપર દાખવતા.

'બડાદાદા' પાસેથી પાછા ફરીને, એ ભોજન કરતા. દશ વાગ્યે સૂઈ જતા. કામનું ભારણ વધારે હોય તો રાત્રે ૧૨–૧ વાગે સૂવું પણ પડતું.

વધારે પડતો પરિશ્રમ કરવાને કારણે ઘણી વાર એ માંદા પડી જતા. 'અશક્ત અવસ્થામાં લખવા વાંચવાથી તંદુરસ્તી બગડે છે.' એ જાણવા છતાંયે એ સ્વાસ્થ્ય ઉપર જોઈએ તેવું ધ્યાન આપતા નહોતા. એ વારંવાર માંદા પડી જતા હતા તેથી મહાત્મા ગાંધીજીએ એમને લખ્યું હતું કે, "મારા જર્મન મિત્ર કેલનબેક કહેતા હતા કે, જર્મનસેનામાં કોઈ સૈનિકના પગમાં પીડા થવી એ બહુ જ મોટો ગુનો ગણાય છે. તમે પરમાત્માની ફોજના સૈનિક છો, એટલે તમારું વારંવાર માંદગીમાં સપડાવું એ ભારે અપરાધરૂપ છે."

શ્રી. એન્ડ્રૂઝના મિત્રો વારંવાર લખ્યા કરતા કે બીજું તો કંઈ નહિ, પણ આપ માતૃભૂમિ હિંદનો જ ખ્યાલ કરીને આપ આપની તબિયત ઉપર વધારે ધ્યાન આપતા રહો' પરંતુ એ બધું લખવું નકામુ જતું. અમને કહેતાં સંકોચ નથી થતો કે કામ આગળ સ્વાસ્થ્ય પર બિલકુલ ધ્યાન ન આપવુ એ એન્ડ્રૂઝ સાહેબનો મોટામાં મોટો અવગુણ હતો. આપણે એમના ગુણોનું અનુકરણ કરવું જોઈએ, અવગુણોનું નહિ.

ચાલો, વાચકો! એન્ડ્રૂઝના શાંતિનિકેતનના વસવાટના એક દૃશ્યનું નિરીક્ષણ આપણે કરીએ.

પ્રાતઃકાળનો વખત હતો. શીતળ મંદ પવન વાતો હતો. સૂર્ય-નારાયણ ઊગવાની તૈયારીમાં હતા. વિશાળ શાલવૃક્ષની નીચે શાંતિનિકેતનના વિદ્યાર્થીઓ અને અધ્યાપકો, ઈશ્વર પ્રાર્થના માટે એકત્ર થઈ રહ્યા હતા.

'વેણુ-કુંજ' તરફથી કોણ આવી રહ્યું છે? અંગ પર ખાદીનો ઝભ્ભો છે, ખાદીનું ધોતિયું છે, રંગે શ્વેત છે, હસતો ચહેરો છે, મોટી દાઢી છે, આંખોમાંથી નરી 'સચ્ચાઈ અને સહાનુભૂતિ' નીતરી રહી છે, આપ ઓળખી ગયા હશો કે એ જ મિ. એન્ડ્રૂઝ છે.

પ્રાર્થના પૂર્ણ થાય છે. મિ. એન્ડ્રૂઝ એમના 'વેણુકુંજ' રહે-ઠાણમાં પાછા ફરે છે. વાંસના ઝાડોની ઘટામાં નાનકડું એવું એક ઘર છે. એમાં નથી કોઈ શણગાર સામાન કે નથી કોઈ જાતની ખાસ ટાપટીપ. ઓરડો સાદાઈનો નમૂનો છે. સાહિત્યસેવક તપસ્વીની એ કુટિર છે. વર્તમાનપત્રોનો ઢગલો વળ્યો છે. પુસ્તકો આમ તેમ વિખરાયેલાં પડ્યાં છે. આ તે શું કહેવાય? ફિજી, પૂર્વ આફ્રિકા અને દક્ષિણ આફ્રિકાના પ્રવાસી ભાઈઓ માટે ઉત્તમ પ્રકારની સેવા કરનાર પોતાના ઓરડાને વ્યવસ્થિત નથી કરી શકતા! પોતાના લેખોને વર્તમાનપત્રોમાં આકર્ષક રીતે સફાઈબંધ ગોઠવી છપાવી શકનારથી પોતાનો નાનકડો ઓરડો નથી સંભાળી શકાતો? ઓરડામાં ત્રણ ચાર ખુરશીઓ અને પુસ્તકો ગોઠવવાના ઘોડા પણ છે. પણ એક બે ખુરસીઓ તો બેસવા જતાં ધડાક દઈને નીચે આવી જવાય એવી છે. એક ખુરસીને દોરડી બાંધીને ગોઠવી રાખી છે. મેજ ઉપર લૂગડાનો ટુકડો સરખો નથી. એના ઉપર માતાપિતાની છબીઓ ગોઠવેલી છે. તેમની આગળ શાંતિનિકેતનના વિદ્યાર્થીઓએ ભેટ આપેલાં ફૂલો છે. એ જ ટેબલ ઉપર ખડિયો, હોલ્ડર, ચપ્પુ, ચોપડીઓ, છાપાં, લખેલા લેખો, અને નાનકડી પેટીનો પણ ખડકલો છે!

સમાચારપત્રોની આ ગરબડમાં કોઈ કોઈ વખત એમનાં ચશ્માં ગુમ થઈ જાય છે. ચશ્માં શોધતાં શોધતાં એ પૂછે છે 'ક્યાંય મારાં ચશ્માં તો નથી જોવામાં આવ્યાં?' આવા ગોટાળામાં ચશ્માં જડતાં સહેલાં ક્યાંથી હોય? કોક કોક વાર તો શ્રી. રવીન્દ્રનાથનો કોઈ પત્ર ક્યાંક મૂકીને પછી તેનું સ્થાન ભૂલી જાય છે.

એમની સ્મરણશક્તિ ખૂબ તેજ છે. ત્રણ વરસ પહેલાં ફિજીમાં જોયેલો શીખ ફરી મળી જતાં એ તરત કહી દેતા કે "અમુક જિલ્લાની અમુક દુકાનના અમુક ખેતર ઉપર મેં આપને જોયા

હતા." એ શીખ કે જેની સાથે ઍન્ડ્રૂઝને વાતચીત સુદ્ધાં થઈ નહોતી, તેને એ ઝટ ઓળખી કાઢે છે, તે જોઈ એ શીખ પણ અચંબામાં ગરક થઈ જાય છે.

એક બીજા ફિજી પ્રવાસી ભાઈને એમણે કહેલું; આપનું ઘર ફિજીમાં અમુક શેરીના વાંક ઉપર છે. હું અત્યારે પણ એ ઘેર જઈ શકું એમ છું. હું એ ઘરને ભૂલ્યો નથી હોં કે! "પરંતુ પાંચ જ મિનિટ પહેલાં મૂકેલાં ચશ્માંને એ ભૂલી જાય છે! કેવું આશ્ચર્ય!

કલકત્તાની કૉંગ્રેસ બાદ સપ્ટેમ્બર ૧૯૨૦ માં મહાત્મા ગાંધીજી શાન્તિનિકેતન ગયા હતા. એમનો ઉતારો શ્રી. રવીન્દ્રનાથને બંગલે હતો. ત્યાં વાતચીત કરતાં કરતાં મિ. ઍન્ડ્રૂઝનાં ચશ્માં ખોવાઈ ગયાં. કલાક પછી આવ્યા અને મહાત્માજીને કહ્યું: "મારાં ચશ્માં ખોવાયાં છે. અહીં તો નથી?" મૌલાના શૌકતઅલીનાં ચશ્માંનું ઘર ત્યાં પડેલું હતું. મહાત્માજીએ મિ. ઍન્ડ્રૂઝને કહ્યું: "જુઓ, આ તો નથી?" મિ. ઍન્ડ્રૂઝે ચશ્માં કાઢીને પહેરી લીધાં ને બોલ્યા "હા, બસ આ જ છે." સાર પછી એમણે એ ચશ્માંના ઘરમાં વાળી મૂકેલો એક તાર જોયો. વાંચતાં માલમ પડ્યું કે એ તાર તો શૌકતઅલીના નામનો હતો. ત્યારે જ એમને સમજ પડી કે "આ ચશ્માં મારાં ન હોય!"

મહાત્માજી, કસ્તૂરબા અને બીજાં જે ત્યાં બેઠાં હતાં તેઓ બધાં જ ખડખડાટ હસી પડયાં. પછી કસ્તૂરબાએ એક ચશ્માંનું ઘર બતાવીને કહ્યું: "જુઓ આ ચશ્માં તો તમારાં નથી?" ચશ્માંનું ઘર ખોલીને જોયું તો એમાં ચશ્માં નહોતાં. મિ. ઍન્ડ્રૂઝ શરમાઈ ગયા. બધાં ફરીથી ખૂબ હસ્યાં. એ જોઈને મિ. ઍન્ડ્રૂઝે કહ્યું: "મારાં ચશ્માં ખોવાઈ ગયાં છે. તમે બધાં હસી રહ્યાં છો, એમાં હસવા જેવું શું છે?"

મહાત્માજીએ હસીને જવાબ આપ્યો : "તમારાં ચરમાં ખોવાઈ ગયાં છે, અમારાં નહિ. અમારે માટે તો એ હસવા જેવી જ વાત છે."

ઓરડામાં તાળાનું નામનિશાન નહોતું. અભરાઈ જેના ઉપર કપડાં મૂક્યાં હતાં તે ખુલ્લી હતી, પેટી પણ ખુલ્લી જ હતી. એમાં શ્રી. રવીન્દ્રનાથના કાગળો હતા, જેને મિ. એન્ડ્રૂઝ ખૂબ કિંમતી સમજતા હતા. રૂપિયા, પૈસા ને નોટ પણ ઘણી વખત ખુલ્લા જ પડી રહેતા. એમની આ ટેવ મહિના બે મહિનાની કે વરસ બે રોજ નહોતી. પણ વરસો લાગટની–હિંદમાં આવ્યા ત્યારની હતી. એમણે પોતાની કોઈ ચીજને તાળું વાસ્યું નહોતું ! છતાં નવાઈની વાત છે કે કોઈ વખત એમનું કંઈ જ ખોવાયું નહોતું.

એમની ટપાલ પણ ટેબલ ઉપર જ પડી રહેતી. વિદ્યાર્થીઓ અને અધ્યાપકો એને વાંચતા. જેને જે વાંચવું હોય તેને તે વાંચી લેવાની છૂટ હતી. મિ. એન્ડ્રૂઝને કોઈ વાત છુપાવવા જેવી નહોતી. જેવી રીતે મિ. એન્ડ્રૂઝનું હૈયું સૌને માટે ખુલ્લું હતું તેવી રીતે એમનો ઓરડો પણ સૌને માટે ઉઘાડો જ રહેતો. કોઈ વખત નાનાં નાનાં છોકરાં એમના ઓરડામાં દોડી આવતાં, શાંતિનિકેતનનાં બાળકોને પરદેશી ટિકિટો સંઘરી રાખવાનો શોખ હતો. મિ. એન્ડ્રૂઝ ઉપર પરદેશથી ઘણા પત્રો આવતા.

એકાદ છોકરો આવીને કહેતો "સાહેબ, ટિકિટ !" એને ટિકિટ આપે છે. પાંચ દશ મિનિટ પછી બીજો આવે છે ને કહે છે 'સાહેબ, ટિકિટ !' એને પણ ટિકિટ આપે છે. પાછો ત્રીજો આવે છે. એવી રીતે દશ પંદર બાળકો થોડે થોડે અંતરે આવીને એમનો વખત બગાડે છે.

એક વાર હિંદ પ્રવાસી હિંદીઓના અધિકાર સંબંધી લેખ એ લખી રહ્યા હતા. એવામાં કોઈ [illegible] છોકરો કે જે પરદેશી ટિકિટ

લઈ ગયો હતો તે ફરીથી બીજી ટિકિટ લેવા આવ્યો. પોતે ગંભીર થઈને પૂછે છે: "આ છોકરો પહેલાં ટિકિટ નહોતો લઈ ગયો?" એમની એ વખતની ગંભીરતા જોઈને એવું લાગતું હતું કે માનો કે ફિજી પ્રવાસી હિંદીઓનું ભવિષ્ય આ બાળકના ટિકિટ લઈ જવા યા ન લઈ જવા ઉપર અવલંબે છે.

કદી કદી સાહેબનો વૃદ્ધ રસોઈઓ ઝવરો દિલગીર થઈને કહે છે: "આ છોકરાં ખૂબ તોફાન કરે છે, સાહેબ! આપ કોઈને ય ટિકિટ આપશો નહિ." ફિજીના મિજાજી ગોરા જમીનદારોને રોકડો જવાબ પરખાવી દેનાર એન્ડ્રૂઝ સાહેબ ઝવરા આગળ ચૂપ થઈ જાય છે! એક વાર લૉર્ડ ચેમ્સફર્ડે નારાજ થઈને એમને પૂછ્યું, "અંગ્રેજોએ શો અપરાધ કર્યો છે?" ત્યારે મિ. એન્ડ્રૂઝે તરત જ એમના મોં ઉપર ઝાડી દીધું કે: "પહેલો અપરાધ મહેરબાન આપે જ કર્યો છે કે બધા હિંદી સભ્યોના મત વિરુદ્ધ જઈને કાળો કાયદો પાસ કર્યો!"

લૉર્ડ ચેમ્સફર્ડ જેવાને આમ રોકડું પરખાવી દેનાર એન્ડ્રૂઝ સાહેબને વૃદ્ધ ઝવરો નારાજ થઈને પૂછતો કે: "આપે ખાવાનું આખણુ બીજાને કેમ મોકલી દીધું?" ત્યારે પોતે જાણે એક મોટા ગુનેગાર ન હોય તેમ શ્રી. એન્ડ્રૂઝ મૂગા બની જતા!

એમનો ઓરડો સૌને જ માટે ખુલ્લો! ભિખારી ભિખારી પણ ત્યાં વગર રોકટોકે પહોંચી શકતું. એક વાર એક બહુ જ ઘરડો ને ગાંડા જેવો માણસ ભીખ માગતો માગતો ત્યાં પહોંચી ગયો. એનું કાળું શરીર મેલને લીધે ઓર કાળું જણાતું હતું. એના અંગ પર એકમાત્ર નાનીશી લંગોટી હતી. બાકીનું આખું જ શરીર ખુલ્લું હતું. એ એવી ભાષામાં કંઈ કહેતો હતો કે તે શ્રી. એન્ડ્રૂઝ મુદ્દલ સમજી શકતા નહોતા, તેને એમણે પોતાનો નવો ખેસ આપી

દીધો. એ પેલા ભિખારીએ લઈ લીધો. ત્યાર પછી પણ એ ભિખારી કંઈક બબડતો રહ્યો. એનું કારણ શ્રી. ઍન્ડ્રૂઝથી સમજી શકાયું નહિ. એટલે મને કહ્યું "એને માટે કંઈક પૈસા લઈ આવો." હું મારા ઓરડામાં પૈસા લેવા ગયો. પાછો જઈને જોઉં છું તો મિ. ઍન્ડ્રૂઝ પેલા ગાંડા ભિખારીને પોતાની છાતી સાથે ભિડાવીને વહાલથી ભેટી રહ્યા છે! એ જોઈને હું તો ડઘાઈ જ ગયો. ઍન્ડ્રૂઝ સાહેબની આંખોમાંથી પ્રેમનાં આંસુ દડદડતાં હતાં. મને જોઈ એ આનંદમાં આવી ગયા અને ઘણા ભોળપણ સાથે હસીને બોલ્યા: "આ ડોસાને મળવાથી મને ઘણો આનંદ થયો. એ બિચારો ગાંડો છે." એ ગાંડો પણ ખૂબ રાજી થઈ હસતો હતો. બંને એક બીજાની બોલી સમજતા નહોતા, પરંતુ બંનેનાં મન એક બીજાના દિલની વાતો સમજી શકતાં હતાં.

એ દેખાવ જોઈને મને વિચાર આવ્યો કે: "આ ગાંડા ભિખારીની પેઠે ઍન્ડ્રૂઝ સાહેબ પણ ગાંડા જ છે. કેમ કે પ્રેમની પરાકાષ્ઠાનું નામ ગાંડપણ છે." કદાચ આ પુસ્તક શ્રી. ઍન્ડ્રૂઝના હાથમાં આવી જાય અને કંઈ એ વાત વાંચે તો હું એમને પ્રાર્થના કરીશ કે એ "ગાંડા" વિશેષણ માટે મને ક્ષમા કરે.

દિલ્હીના એક બાબુનાં કપડાંની પેટી હાવરા સ્ટેશન ઉપર ચોરાઈ ગઈ. એ શાન્તિનિકેતનમાં આવ્યો. એણે ફાટેલાં કપડાં પહેરેલાં હતાં, એને શ્રી. ઍન્ડ્રૂઝે પોતાનાં રૂ. ૩૦-૪૦ નાં કપડાં આપી દીધાં.

બપોરનો વખત હતો. સખ્ત તાપ પડતો હતો. શાન્તિનિકેતનના વિદ્યાર્થીઓ અને અધ્યાપકો આરામ કરી રહ્યા હતા. પણ મિ. ઍન્ડ્રૂઝને આરામ કેવો! નહોતો ઓરડામાં પંખો કે નહોતી ખસની ટટ્ટીઓ! ખમીસ એમનું પરસેવાથી તરબોળ થઈ રહ્યું હતું. ખભા ઉપર કોદાળી

હતું. પણ એ તો પોતે લેખ લખવામાં મશગૂલ!

સાંજના ચાર વાગ્યા છે. કાગળ અને કલમ લઈને પોસ્ટ ઑફિસ ભણી દોડતા જઈ રહ્યા છે. પોસ્ટ નીકળવાનો સમય થઈ ગયો છે; પરંતુ પત્રો લખવાનું કામ હજી પૂરું થયું નથી.

રાતનો એક વાગ્યો છે. શાંતિનિકેતનમાં શાંતિ છે. વીજળીની બત્તીઓ ક્યારનીયે બંધ થઈ ગઈ છે. પણ વેણુકુંજમાં પ્રકાશ જણાય છે. ટેબલ ઉપર ફાનસ મૂકીને મિ. ઍન્ડ્રૂઝ પોતાના લેખ લખી રહ્યા છે કેમ! કાલે ૨૫ મી તારીખ છે; અને મોડર્ન રીવ્યૂના સંપાદકે આજના અંક માટે ન્યૂઝિલેન્ડના પ્રવાસી હિંદીઓ સંબંધી એક લેખ માગ્યો છે.

ફિજીથી પાછા ફરેલા માણસોને મળવા એ મટિયાબુર્જ કે જે કલકત્તામાં ખિદરપુરની નિકટમાં છે ત્યાં ગયા હતા. મટિયાબુર્જ જેવી ભાગ્યે જ બીજી ગંદી જગા હોય! ફિજીની મજૂરચાલો પણ એના કરતાં સારી હશે. પોચી જમીન, ખરાબ પાણી, સડકો ઉપર ગંદકી અને હવામાં ખરાબમાં ખરાબ ધુમાડો જણાય છે! એને તાવની જનની કહીએ તો ખોટું નહિ. ૩૦–૩૨ પ્રવાસી હિંદીઓ એને લીધે મરી ગયા!

ઍન્ડ્રૂઝને આવતા જોઈ ફિજીથી પાછા ફરેલા બધા પ્રવાસીઓ "પાદરી સાહેબ આવી ગયા, પાદરી સાહેબ આવી ગયા!" એમ પોકારતા ભેગા થઈ ગયા. ઍન્ડ્રૂઝ સાહેબ એમની સાથે જ ભીની–નરમ જમીન ઉપર બેસી ગયા. લાંબો વખત વાતચીત થઈ. પરિણામે એમને કૉલેરા લાગુ પડ્યો. આથી તેઓ ૮–૧૦ દિવસ સુધી માંદા રહ્યા. ઘણી અશક્તિ આવી ગઈ. તોપણ એ તો કહેતા હતા કે "ફિજીથી બીજું વહાણ આવશે ત્યારે હું તેમને મળવાને ફરીથી ખિદરપુર જવાનો જ."

બિહારના છાત્ર સંમેલનના પ્રમુખ તરીકે એમની ચૂંટણી થઈ હતી. એટલે ડાલ્ટનગંજ જવાને માટે એ હાવરા સ્ટેશને પહોંચ્યા. બીજા વર્ગના ડબ્બામાં જ્યાં એમની જગા હતી ત્યાં કેટલાક ગોરા પણ બેઠા હતા. એમાંનો એક ગોરો જેની ઉમ્મર પચાસેક વર્ષની હતી તે દારૂના નશામાં ચકચૂર હતો.

લથડિયાં ખાતો ખાતો તે મિ. ઍન્ડ્રૂઝની પાસે આવ્યો, અને એમને ખભે હાથ મૂકીને ઢંગધડા વિનાની વાતો કરવા લાગ્યો.

દિલ્હીથી દેશનિકાલ થયેલ હરપાલ મહારાજ અને કર્નલ અહમદખાને ઍન્ડ્રૂઝ સાહેબની મુલાકાત કરાવી આપવા માટે મારે પણ હાવરા સ્ટેશને જવું પડ્યું હતું એ દારૂડીઆની હાલત જોઈને અમારાથી હસવાનું ખાળી શકાયું નહિ; પરંતુ ઍન્ડ્રૂઝ સાહેબ તો બિલકુલ ગંભીર હતા થોડી વાર પછી પેલો દારૂડિયો નશાના ઘેનમાં પોતાના ડબ્બાથી ૫૦ પગલાં દૂર માણસોની ભીડમાં ક્યાંય ચાલ્યો ગયો. ગાડી છૂટી જવાની હતી. અમે વિચાર્યું કે ચાલો સારું થયું, નહિ તો ગજબ એ થાત. ઍન્ડ્રૂઝ સાહેબને જંપવા ન દેત હું દિલ્હીના માણસો સાથે વાતચીત કરી રહ્યો હતો. થોડી વારમાં અમે જોયું તો ઍન્ડ્રૂઝ સાહેબ એનો હાથ ઝાલીને પોતાના ડબ્બામાં ખેંચી લાવ્યા અને ડબ્બામાં બેસાડી પણ દીધો.

ગાડી ચાલવા લાગી. અમે પાછા ફર્યા. પરંતુ અમારા મનમાં એ બીક તો રહી જ ગઈ કે આજ આખી રાત એ ધમાલ મચાવશે અને મિ. ઍન્ડ્રૂઝને સૂવા નહિ દે. અમારી એ બીક સાચી નીવડી. ડાલ્ટનગંજથી મિ. ઍન્ડ્રૂઝનો એક કાગળ શાંતિનિકેતનના મુખ્ય અધ્યાપક શ્રી. બાબુ જગદાનંદરાયને નામે આવ્યો, તેમાં લખ્યું હતું કે:—

"આખી રાત જાગ્યા પછી હું સોન ઈસ્ટ બૅન્ક સ્ટેશન ઉપર સવારે ચાર વાગ્યે પહોંચ્યો. જાગવાનું કારણ એ હતું કે મારા ડબ્બામાં ત્રણ દારૂડિયા ખલાસીઓ દારૂ પીને બેઠા હતા, એ મુંબાઈ જઈ રહ્યા હતા. એક તો મારા માથા ઉપરના પાટિયાની બેઠક ઉપર સૂતો હતો. દારૂના ઘેનમાં એ વારંવાર નીચે સરકી આવતો હતો; પરંતુ સાંકળ મજબૂત પકડેલી હોવાથી એ પડતાં રહી જતો હતો. મને ખ્યાલ છે કે ઓછામાં ઓછા સો વખત એના પગ મારા માથા ઉપર આવ્યા હશે.

આ ત્રણમાંથી એકે જરાક ઓછો પીધો હોવાથી તે જરા ભાનમાં હતો. એ માણસ પેલા ઉપરવાળાને જોરથી ધક્કો મારતો અને કહેતો: "એ જોન, સરખો બેસ. નીચે સૂતેલા સારા માણસની ઊંઘમાં તું ખલેલ પહોંચાડે છે! એ ઊંઘવા ઇચ્છે છે! એ જોન, ઊઠ તો ખરો!" પરંતુ એ ભલો જોન શું કરવા સાંભળે? એ તો શરાબમાં ચકચૂર હતો. એને ધક્કાની કંઈ જ અસર થતી નહોતી. ગાડીમાં ચઢતાં પહેલાં જ એમણે ઠાંસી ઠાંસીને દારૂ ઢીંચ્યો હતો, છતાં 'ટ્રેનમાં પણ એક વધુ બાટલી ગટગટાવી નાખેલી.'

મારું અનુમાન છે કે ઍન્ડ્રૂઝ સાહેબે દયા લાવીને જે દારૂડિયાને ઘણે છેટેથી ખોળી લાવી પોતાના ડબ્બામાં પાછો લઈ આવ્યા હતા એ મહાશય આ જોન જ હશે!

ચાર વાગ્યે ગાડી સોન ઈસ્ટ બૅન્ક સ્ટેશને પહોંચી, ત્યાં મિ. ઍન્ડ્રૂઝનું સ્વાગત કરવાને આવેલા વિદ્યાર્થીઓએ વંદેમાતરમ્‌નો ગગનભેદી અવાજ કર્યો. ડબ્બામાં જે ગોરા હતા તે વંદેમાતરમ્‌નો અવાજ સાંભળીને ચમકી ઊઠયા. એ સંબંધમાં શ્રી. ઍન્ડ્રૂઝ સાહેબે પોતાના પત્રમાં લખેલું કે, "મારા દેશબંધુઓએ કદાચ એ વખતે મને

પેટ ભરીને ભાંડ્યો હશે. કેમ કે મારે લીધે જ એમની મીઠી ઊંઘને ખલેલ પહોંચી ગઈ હતી."

શાંતિનિકેતન આશ્રમના સુયોગ્ય અધ્યાપક શ્રી. સંતોષચંદ્ર મજમુદાર કહે છે કે: "મિ. ઍન્ડ્રૂઝને શાંતિનિકેતનમાં જોડાયાને હજી એક જ મહિનો થયો હતો ત્યાં તો આશ્રમ જોવાને બે અંગ્રેજો આવ્યા. એ અંગ્રેજો શાંતિનિકેતન સંસ્થાની પ્રશંસા કરતા હતા, પરંતુ બંગાળી લોકોની નિંદા કરતા હતા. મિ. ઍન્ડ્રૂઝ એ વખતે પણ ધોતિયું અને પહેરણ પહેરીને રહેતા હતા. એ જોઈને જમતી વખતે એ બેમાંથી એકે કહ્યું: "મિ. ઍન્ડ્રૂઝ આ પોશાકમાં આપને આરામ તો લાગતો હશે. પરંતુ ઉઘાડા રહેવામાં તમને જરાય શરમ આવતી નથી શું?"

એ સાંભળીને મિ. ઍન્ડ્રૂઝનું મોં લાલચોળ બની ગયું; છતાં એ ગમ ખાઈને શાંત રહ્યા. બીજી વાર એ બે અંગ્રેજ ગૃહસ્થો ઍન્ડ્રૂઝના ઓરડામાં જમવા માટે આવ્યા, ત્યારે મિ. ઍન્ડ્રૂઝે એક માત્ર ખેસ જ ઓઢેલો હતો, અને પહેરણ કાઢી નાખ્યું હતું. કહેવાની જરૂર નથી કે, મિ. ઍન્ડ્રૂઝે આ કામ પેલા અંગ્રેજોના કટાક્ષના જવાબમા જ કર્યું હતું.

અમારા મહેમાન બનીને અમારી સામે જ અમારી જાતિની નિંદા કરવી એ પેલા અંગ્રેજોની અસભ્યતા જ મનાય.

આવી નાની નાની વાતો ઉપરથી વાચકને શ્રી. ઍન્ડ્રૂઝ સાહેબની રહેણીકરણીનો ખ્યાલ આવી શકશે. બાકી તો કોઈ પણ જીવન ચરિત્રના લેખકને માટે ચરિત્રનું નિરૂપણ જેમનું તેમ કરવું કઠણ છે; કોઈ મનુષ્યનું આબેહૂબ ચિત્ર ચીતરવાનું એક ચિત્રકારને માટે જેટલું કઠણ છે એટલું જ મારા કામમાં મને કેટલી સફળતા વરી છે, એનો નિર્ણય તો શ્રી. ઍન્ડ્રૂઝ સાહેબના સાથીઓ

અને મિત્રો જ કરી શકે. છતાં હું એક વાત તો કહીશ જ કે કેટલાક માને છે કે મિ. એન્ડ્રૂઝ વિદ્વાન છે; કેટલાક કહે છે કે એ મહાન વિચારક અને લેખક છે, ત્યારે વળી કેટલાકનું કહેવું છે કે એઓ બ્રિટિશ સામ્રાજ્યના પ્રખ્યાત પુરુષોમાંના એક છે.

પરંતુ આ લીટીઓનો લખનાર ક્ષુદ્ર લેખક તો બસ એ જ કહેશે કે એન્ડ્રૂઝ સાહેબની માણસાઈ એમની વિદ્વત્તા, વિચારશક્તિ, લેખનકળા, તથા પ્રસિદ્ધિને ક્યાંય ટપી જાય છે. એન્ડ્રૂઝ સાહેબ ખરેખર એક મહાન નર હતા.

## ૩૪

# શ્રી. ઍન્ડ્રૂઝના જીવન ઉપર એક દૃષ્ટિ

કદાચ કોઈ પૂછે કે ઍન્ડ્રૂઝના જીવનનો સાર શો છે? તો લાગલા અમે કહીશું કે: "સચ્ચાઈ અને સહૃદયતા." આ બંને ગુણો જેટલા સારી રીતે એમના જીવનમાં વણાયેલા હતા એટલા આ પુસ્તકમાં શબ્દબદ્ધ ન કરી શકવા બદલ લાચાર છીએ.

ઍન્ડ્રૂઝ સાહેબનું જીવન સ્વચ્છ દર્પણ જેવું ચોખ્ખું હતું ને ભાવો એમના અંતરમાં હતા તે જ બહારના જીવનમાં પણ હતા; થોડી વારની વાતચીતમાં જ એમની સચ્ચાઈનો ખ્યાલ આવી જતો. આ બાબતનું એક મનોરંજક ઉદાહરણ જાણવા જેવું છે.

'લશ્કરી કાયદા' ઊઠી ગયા પછી શ્રી. ઍન્ડ્રૂઝ સાહેબ કામ કરવાને માટે પંજાબ ગયા. ત્યારે પંજાબના એક ઊંચા હોદ્દેદારે એમને ભલામણ કરેલી કે 'અમુક પોલીસ ઇન્સ્પેક્ટરને અવશ્ય મળી લેજો!' એ પ્રમાણે મિ. ઍન્ડ્રૂઝ એને મળવા ગયા. મિ. ઍન્ડ્રૂઝે વિદાય લીધા પછી એ પોલીસ અમલદાર કે જે અંગ્રેજ હતો, તેણે પોતાના અંગ્રેજ મિત્રોને જણાવી દીધું કે: "મિ. ઍન્ડ્રૂઝ સંબંધી તમે બધા લોકો ગમે તે કહો પરંતુ મારી તો ખાત્રી થઈ ગઈ છે કે મને મારા જીવનમાં એવો બીજો કોઈ જ માણસ મળ્યો નથી કે જેના ચહેરા ઉપર સચ્ચાઈ આવી રીતે ઝળકાઈ જતી હોય!"

અત્રે એ વાત લક્ષમાં લેવા જેવી છે કે થોડા જ દહાડા પહેલાં લશ્કરી કાયદાના અમલ દરમિયાન મિ. એન્ડ્રૂઝને મિલિટરી પોલીસે પકડીને પંજાબથી પાછા ધકેલી દીધા હતા. એ સિવાય હિંદીઓ સાથે સહાનુભૂતિ રાખવાને કારણે પણ ગોરા લોકોનો ભાવ એમના પરથી મોટે ભાગે ઊતરી ગયો હતો. એવે વખતે અને એ દશામાં પંજાબના એક ગોરા પોલીસ અમલદારનો ઉપરોક્ત અભિપ્રાય ખાસ મહત્ત્વનો ઠરે છે.

લોકો કહે છે કે સચ્ચાઈ નિર્ભયતાનો સાથી છે. ફિજીના ગોરા અમલદારને ચોખ્ખે ચોખ્ખી વાત મોઢામોઢ કહી સંભળાવવી એ કંઈ જેવું તેવું સાહસ નહોતું. તેમ મહાશક્તિશાળી સી. એસ. આર. કંપનીની વિરુદ્ધ ઑસ્ટ્રેલિયામાં ચળવળ ઉપાડવી એ પણ જેવી તેવી નિર્ભયતા ન ગણાય. દર વરસે કરોડો રૂપિયા નફો કરનારી આ કંપનીના પ્રભાવનો ખ્યાલ ફક્ત એક જ વાતથી આવશે કે ઑસ્ટ્રેલિયાનું કોઈ છાપું એની વિરુદ્ધ લેખ છાપતું નહોતું. અને ફિજીની સત્તાધીશ સરકાર ખરી રીતે તો એ કંપની જ હતી.

વાચકો આગળ જોઈ જ ગયા છે કે 'આ' પ્રદેશના ગોરાઓ મારફ્તે ગોળીથી માર્યાં જવાની ધમકી આપાપર ઝઝૂમતી રાખીને એમને એ જિલ્લામાં કામ કરવું પડ્યું હતું.

મેલબોર્નના એક જાણીતા પ્રોફેસરે 'ફિજી ઍાફ ટુ ડે'ના લેખક મિ. બર્ટનને કહ્યું હતું કે "મિ. એન્ડ્રૂઝ ખૂબ નિર્ભય માણસ છે. જે જાતની મુશ્કેલીમાં ઊતરીને એ પોતે ફિજી ગયા છે એવી રીતની મુશ્કેલી વહોરી લઈને બીજો અંગ્રેજ ભાગ્યે જ વર્ત્યો હોત."

લોર્ડ ચેમ્સફર્ડને એમણે જે વાતો કહી હતી, તે તો આપણે વાંચી ગયા છીએ. કહેવાય છે કે, હિંદી મંત્રી મિ. મોન્ટેગ્યુએ પોતાની સુધારાની યોજના સંબંધમાં પૂછ્યું કે, "મિ. એન્ડ્રૂઝ! રિફોર્મ સ્કીમ સંબંધી આપનો મત શો છે?" ત્યારે મિ. એન્ડ્રૂઝે ઝટ દેતાકને

જવાબ દઈ દીધો હતો કે, "રોમ નગરમાં આગ લાગી છે, ત્યારે આપ આનંદની વાંસળી વગાડી રહ્યા છો!" એ સાંભળીને મિ. મોણ્ટેગ્યુને ઘણો અચંબો ઉપજ્યો અને કહ્યું કે, "એમાં આપનો શો મત છે?" મિ. એન્ડ્રૂઝે જવાબ દીધો: "હિંદીઓ ઉપર વધારેમાં વધારે અત્યાચાર પોલીસો મારફતે જ થાય છે. આપની સ્કીમ ચાલુ થયા પછી પણ પોલીસના એ અત્યાચારો જેમના તેમ ચાલુ જ રહેવાના છે. એ અત્યાચારોની આગળ આપની રિફોર્મ સ્કીમની કશી કિંમત રહેવાની નથી અને એટલે જ મેં આ વાક્યનો પ્રયોગ કર્યો છે."

મિ. એન્ડ્રૂઝમાં જો સચ્ચાઈ ન હોત તો કદાપિ તેઓ હિંદીઓના વિશ્વાસપાત્ર ન બની શકત; ખાલી વિદ્વતા કે સહાનુભૂતિથી કામ સરતું નથી. હૃદયને માટે સૌથી વધારે આકર્ષક વસ્તુ સચ્ચાઈ જ છે. સચ્ચાઈની સાથે સહૃદયતાનો જો મેળ હોય તો તો સોનું અને સુગંધ એમાં થયા જેવું બની જાય છે. દૈવયોગે મિ. એન્ડ્રૂઝના ચરિત્રમાં આ બંને વસ્તુઓનો સુમેળ મળી આવે છે. પંજાબના અત્યાચારો સંબંધી જે બિનસરકારી રિપોર્ટ મહાત્મા ગાંધીજી તથા અન્ય સજ્જનોએ લખ્યો હતો એમાં મિ એન્ડ્રૂઝ માટે એવા સજ્જન કે જેમની સચ્ચાઈ ઉપર કોઈ વહેમ ન આણી શકે, એમ લખવામાં આવ્યું હતું.

હિંદમાં મિ. એન્ડ્રૂઝ જ એક એવા અંગ્રેજ હતા કે જેમના ઉપર હિંદીઓનો અધિક વિશ્વાસ અને અજોડ સહાનુભૂતિ હતાં. હિંદ અને હિંદીઓ ઉપર સહાનુભૂતિના કારણે શ્રી. એન્ડ્રૂઝ ઉપર કેટલાય અંગ્રેજો દાઝે બળતા હતા. તેથી મિ. એન્ડ્રૂઝ જ્યારે પંજાબમાં કામ કરી રહ્યા હતા, અને લશ્કરી કાયદાના અત્યાચારથી પીડિત પંજાબી ભાઈઓની સેવા કરી રહ્યા હતા, એ વખતે કલકત્તાના ઇંગ્લિશમૅન પત્રે લખ્યું હતું કે:—

"મિ. સી. એફ. એન્ડ્રૂઝના કામ ઉપર ટીકા ટીપ્પણી કરવાની

જરૂર નથી, કેમ કે એ પંજાબમાં નિષ્પક્ષપાતી પરીક્ષા કરવા નહોતા ગયા, પરંતુ એક રાજદ્વારી સભાના એજન્ટ બનીને ગયા હતા. જે પત્રો એમણે હિંદી તંત્રીપણા નીચે ચાલતા પત્રોમાં છપાવ્યા છે, એનાથી તો એમ જણાય છે કે ઘોરમાં ઘોર ગરમ દળના હિંદીઓની અંદર જેવો પક્ષપાત તથા સરકારી અહેવાલોમાં જેવો અવિશ્વાસ જણાઈ આવે છે તેવો જ પક્ષપાત મિ. એન્ડ્રૂઝમાં પણ છે. અને ઘોર ગરમ દળવાળાની પેઠે તેનો પણ સરકારી હકીકતમાં અવિશ્વાસ આણે છે. મિ. એન્ડ્રૂઝને અમે એક સવાલ પૂછીએ છીએ : એમને વિદ્યાર્થીઓનો તો બહુ જ અનુભવ છે. તો શું મિ. એન્ડ્રૂઝનો ખ્યાલ છે કે એક લેફ્ટેનન્ટ ગવર્નરના કરતાં વિદ્યાર્થીઓમાં અધિક સત્યપ્રિયતા અને જુમ્મેદારીનું ભાન છે ' એવો ખ્યાલ અગર જો એન્ડ્રૂઝનો ન હોય તો પછી એ અમલદારોના અહેવાલો કરતા બાળકાની વાતોને વધારે મહત્ત્વ શાને આપે છે ? એ બાળકોને એમના પોતાના ગુનાઓ બદલ જ અધિકારીઓએ સજા કરી હતી............

વિદ્યાર્થીઓ માટે મિ. એન્ડ્રૂઝનું દિલ દુખે છે ત્યારે અમૃતસર અને કાસુરમાં માર્યા ગયેલા એ અભાગી યુરોપિયનો બદલ મિ. એન્ડ્રૂઝના દિલમાં એવી લાગણી ઉત્પન્ન થયેલી નથી જણાઈ. કેવું આશ્ચર્ય !"

એ છાપાએ પોતાના લેખમાં વળી એમ પણ લખ્યું હતું કે, પંજાબમાંનું મિ. એન્ડ્રૂઝનું કામ બંધ થઈ જવું જોઈએ, એના ઉપર ટીકા લખવી નકામી છે.

ફેબ્રુઆરી ૧૯૨૦ માં મિ. એન્ડ્રૂએ દક્ષિણ આફ્રિકાથી તાર કરેલો કે, "ઈ. સ. ૧૯૧૩ પછી અહીંની સ્થિતિ બહુ જ ખરાબ બની ગઈ છે. પ્રત્યેક અધિકાર ભયમાં છે." એ વખતે મુંબઈના 'ટાઈમ્સ' છાપાએ પોતાના અગ્રલેખમાં મિ. એન્ડ્રૂઝની વિરુદ્ધ કંઈ કંઈ વાતો લખી હતી.

ટાઈમ્સે એમના કથનને અસત્યની ઉપાધિ આપીને લખ્યું હતું

કે : અગર એ માનવામાં પણ આવે છે કે મિ. ઍન્ડ્રૂઝનો તાર દક્ષિણ આફ્રિકાના પ્રવાસી હિંદીઓની વાસ્તવિક સ્થિતિને સંક્ષિપ્તમાં પ્રગટ કરે છે, તો પણ અત્યારે હવે હિંદી જનતાને ભડકાવીને હિંસા અને દ્વેષ તરફ દોરવાની એમની પ્રવૃત્તિ તો અસભ્યતા, અપરાધ અને દુષ્ટતાની જ પ્રવૃત્તિ ગણાય."

'ટાઈમ્સે' મિ. ઍન્ડ્રૂઝના તારને 'ઉન્મત્ત પ્રલાપ' તરીકે ઓળખાવ્યો હતો. અને એમને યુનિયન સરકારના કમિશનના રિપોર્ટની રાહ જોવાનો ઉપદેશ કર્યો હતો.

હવે તો એ રિપોર્ટ પ્રગટ થઈ ગયો છે અને મિ. ઍન્ડ્રૂઝનાં અનુમાનો બિલકુલ પ્રમાણભૂત ઠર્યાં છે. એટલે સુધી કે 'ટાઈમ્સ' ને પણ લખવું પડ્યું છે કે 'સરકારનો એ રિપોર્ટ અન્યાયયુક્ત છે!' દૂરદર્શી મિ. ઍન્ડ્રૂઝની વાતને 'ઉન્મત્ત પ્રલાપ' કહેવાનું કારણ એ હતું કે અગ્રેજ હોવા છતાં પણ હિંદી જનતાના એ વિશ્વાસપાત્ર હતા.'

ફિજીની સી. એસ. આર. કંપનીએ તો પોતાના રિપોર્ટમાં એટલે સુધી લખ્યું હતું કે મિ. ઍન્ડ્રૂઝ એ પક્ષના દૂત છે કે જેનો હેતુ હિંદમાંથી બ્રિટિશ સત્તાનાં મૂળ ઊખેડી નાખવાનો છે!' ફિજીના જમીનદારોના મંડળે પણ એવું લખ્યું હતું કે : "મિ. ઍન્ડ્રૂઝ એક એવા માણસ છે કે જે પોતાની જિંદગી માણસ જાતમાં અસંતોષ પેદા કરવામાં જ ખર્ચે છે, અને ફૂટ પડાવી થોડોઘણો કુસંપ કે વિદ્વેષ હોય તેને ઓર વધારી દે છે.' ફિજીના જમીનદારોને આટલા નાનકડા ફકરામાં આટલું બધું જૂઠાણું ઠાંસી ઠાંસીને ભરી દેવા બદલ આપણે મુબારકબાદી જ આપવી ઘટે.

પૂર્વ આફ્રિકાના વર્તમાનપત્ર 'ઈસ્ટ આફ્રિકન લીડરે' મિ. ઍન્ડ્રૂઝને "હિંદીઓના પગારદાર ચળવળિયા" તરીકે ઓળખાવ્યા હતા. ત્યારે વસ્તુતઃ તો શ્રી. ઍન્ડ્રૂઝે પોતાના વાપર માટે હિંદ પાસેથી એક પાઈ પણ લીધી નહોતી. ઊલટાના પોતાના પૈસા

પ્રવાસી હિંદીઓના લાભાર્થે એમણે ખર્ચ્યા હતા. દક્ષિણ આફ્રિકાની ધમાલ ચાલતી હતી એ વખતે એમણે પોતાના ગજવામાંથી રૂ. ૪૫૦૦] ગોખલેજીને સત્યાગ્રહમાં મદદ તરીકે આપ્યા હતા. એવા નિઃસ્વાર્થી મનુષ્યને પમાર લેનો કહેરો એ કેવી લબાડખાજી છે!

વળી જે સમયે ફિજીના ભારતવાસીઓ માટે પૈસાની જરૂર ઊભી થઈ અને કોઈ હિંદી સંસ્થા તરફથી મિ. એન્ડ્રૂઝને એ માટે મદદ ન મળી ત્યારે એમણે વિલાયતમાં વસતી પોતાની કુંવારી બહેનો માટે રાખી મૂક્યા હતા તે પૈસા ફિજી મોકલી આપેલા! અને પોતાની એ બહેનોને લખી નાખેલું કે, "ફિજીની હિન્દી બહેનોની હાલત અતિશય ખરાબ છે તેથી તમારે માટે રાખી મૂકેલા રૂપિયા મેં ત્યાં મોકલ્યા છે. આશા છે કે તમે મારા એ કામને યોગ્ય ગણશો."

જ્યાં જ્યાં મિ. એન્ડ્રૂઝ જતા ત્યાં ત્યાં એમની પાછળ છૂપી પોલિસના માણસો પણ જતા. આમ છતાં હિંદી સરકારને એ વાતની તો ખાત્રી જ હતી કે એકમેક વચ્ચે તડજોડ કે મેળ સ્થાપી આપવાની શક્તિ એન્ડ્રૂઝ સાહેબના જેટલી બીજા કોઈનામાં જ નથી. હાવરાના મજૂરોની તકરારનો નિવેડો પણ એમણે જ કર્યો હતો. હિંદી મજૂરોનો પણ એમના ઉપર કેટલો બધો વિશ્વાસ હતો, એનું એક દૃષ્ટાંત જાણવા જેવું છે. લિલુઆમાં એએક મહિનાથી ૧૫ હજાર માણસો હડતાલ ઉપર હતાં. એને લીધે રોજ કંઈને કંઈ દુર્ઘટના બનતી હતી. હડતાળિયાઓ કોઈ દહાડો ગાડીઓ ઉપર પથ્થર નાખતા હતા, તો કોઈ દહાડો ડ્રાઈવરોને હેરાન કરતા હતા. ઝગડાનો અંત આણવાને મિ. એન્ડ્રૂઝને કલકત્તા જવું પડ્યું હતું. તેવામાં એક સાંજે એમને ખબર મળી કે ૫૦૦ મજૂરો લાઠીઓ લઈને ગુરખા સિપાઈઓને મારવા ઊપડ્યા છે. એ જલદી જલદી ટોળાની વચ્ચે પહોંચી ગયા. પેલા મજૂરોએ અમને આ પહેલાં કદી જોયા નહોતા. છતાં

એક પેટી ઉપર ચઢી જઈને મિ. એન્ડ્રૂઝે પોતાનું ઓળખાણ આપ્યું. અને પોતે દક્ષિણ આફ્રિકામાં મહાત્મા ગાંધીજી સાથે કેવી રીતે કામ કર્યું હતું તે કહી સંભળાવ્યું.

પછી પેલા મજૂરોને કહ્યું : "હું આપને મદદ કરવાને આવ્યો છું એ ખરું પણ જો આપ હિંસા કરશો તો હું આપને કેઈને કોઈ પણ રીતે મદદ કરીશ, નહિ." એ વાત સૌએ ધ્યાનપૂર્વક સાંભળી. તે પછી એમણે મજૂરોને પૂછ્યું : "શું આપ મને વચન આપી શકો છો કે તમે હિંસા નહિ કરો?"

સૌએ કહ્યું : "હા, અમે વચન આપીએ છીએ."

એટલે પછી એન્ડ્રૂઝ સાહેબે મોટે ઘાંટે પડકાર આપ્યો કે : "બોલો, મહાત્મા ગાંધીજીકી જય" સૌએ હોંશપૂર્વક એ ઝીલી લીધી અને પોકાર કર્યો : "મહાત્મા ગાંધીજીકી જય." પછી તો બધા મજૂરો હસતે મુખડે મિ. એન્ડ્રૂઝની પાછળ પાછળ ચાલી ગયા.

રસ્તામાં મિ. એન્ડ્રૂઝ કોઈની લાઠીને ખભા ઉપર જોતા તો તેની પાસે જઈને હસતા હસતા કહેતા : "ભાઈ! આ ઠીક નથી." બસ, એટલું સાંભળતાં એ પોતાની લાઠી ઝટ દેનોને નીચી નમાવી લેતો.

પાછળથી મિ. એન્ડ્રૂઝને એક ઊંચા હોદ્દેદાર અમલદારે કહેલું પણ ખરું કે, જો એ લોકો એ સમયે ગુરખાઓ ઉપર હુમલો કરવા ગયા હોત, તો કેટલાય જણ માર્યા ગયા હોત.

તે જ સવારે હડતાળિયાઓએ ગુરખા સિપાઈઓને દબાવી દીધા હતા. એટલે એમના અમલદારે એમને મજૂરો બીજી વખત હુમલો કરે તો ગોળીબાર ચલાવવાની પરવાનગી આપી હતી. આવી રીતે એન્ડ્રૂઝ સાહેબની હાજરી તેમ જ કુનેહથી પ્રાણહાનિ થતી બચી ગયેલી. મજૂરોનું જે તોફાન ભારવા માટે ફરી રહ્યું હતું, તે દશ મિનિટમાં જ શાંત પડી ગયું. મિ. એન્ડ્રૂઝને માનવ સ્વભાવનું સારું

જ્ઞાન હતું. તેઓ બીજાના હૃદયના તારને સહાનુભૂતિથી સ્પર્શીને અહૂ-સફળતાપૂર્વક ઝણુઝણાવી શકે છે.

મજૂરોની હડતાલને સફળતાપૂર્વક અંત આણવામાં સૌથી વધારે પ્રભાવ કોઈ વાતનો જો પડ્યો હોય તો તે એ બીનાનો કે શ્રી. એન્ડ્રૂઝ સાહેબ કોલેરાની માંદગી પછીની અશક્તિમાંથી હનાર થયા નહોતા છતાં ઝાડાની બીમારીને લીધે અને ડૉકટરની સખત મના છતાં પણ દવાખાનું છોડીને પરબારા મજૂરોની સભામાં ગયા હતા.

થોડાં વરસ પહેલાં મદ્રાસના મજૂરોની હડતાલનો ઝગડો પણ મિ. એન્ડ્રૂઝે જ પતાવ્યો હતો ત્યાં એ મજૂરોની સાથે જઈને વસ્યા હતા. એમની સાથે વસવાથી જ એ ઝગડાનો અંત આવેલો.

આ પ્રકરણ પૂરું કરતાં પહેલાં એન્ડ્રૂઝ સાહેબના જીવન પર ખાસ પ્રકાશ પાડનારી બેએક વાતો જણાવવા જેવી છે. માતા મૃત્યુશય્યા ઉપર પડ્યાં હતા. દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ ભાત ભાતનાં દુ:ખ કષ્ટ વચ્ચે સત્યાગ્રહ સંગ્રામમાં ખેલી રહ્યાં હતાં; અને ત્યાંની સરકારના અત્યાચારોના વૃત્તાંત 'તાર' દ્વારા હિંદમાં આવ્યે જતા હતા. એવે વખતે મિ. એન્ડ્રૂઝે હિંદુસ્તાનીઓની વિપત્તિના સમાચાર માતાને લખીને પુછાવેલું કે "શું હું વિલાયત આવીને આપની સેવાચાકરી કરું?" નિ:સ્વાર્થ જવાબમાં માનવપ્રેમી માતાએ જણાવેલું કે: "**જાઓ, હિંદીઓની સેવા કરો, અને જ્યાં સુધી તમારું કામ પૂર્ણ ન થાય ત્યાં સુધી પાછા ન ફરશો.**" દક્ષિણ આફ્રિકાની કામગીરી દરમ્યાન જ માતાનું મૃત્યુ થઈ જવા છતાં ધીર હૃદયી એન્ડ્રૂઝ સાહેબે દક્ષિણ આફ્રિકામાં પોતાનું કામ જેમનું તેમ ચાલુ જ રાખેલું, અને જનરલ સ્મટ્સ સાથે આખરની સુલેહ ન થઈ ત્યાં સુધી શાંતિ નામે ભોગવેલી નહિ. વિલાયતને કિનારે ઊતર્યા પછી પણ શ્રી. ગોખલેજીને સંપૂર્ણ સમાચાર કહી સંભળાવ્યા પછી જ પોતાના ઘર ભેગા થયેલા!

બીજી વાર એમનું ફિજી જવાનું થયું, ત્યારે વહાણમાં લપસી જવાથી એમને ભારે ઈજા થવા પામી હતી. ફિજી પહોંચ્યા પછી એ માંદા પણ પડી ગયા હતા. તોપણ એ લંગડાતા લંગડાતા ત્યાં પગપાળા ફરતા હતા; અને દીનહીન, પતિત હિંદીઓની હાલતનું નિરીક્ષણ કરતા હતા. એ મુસાફરી પૂરી કરીને એ હિંદથી પાછા ફર્યા ત્યારે એમણે પિતાજીને તાર કર્યો : "હું સુખરૂપ પાછો આવી પહોંચ્યો છું."

જવાબમાં વિલાયતથી ઉત્તર આવ્યો : "તમારા પિતા મૃત્યુ પામ્યા છે." આ દુઃખજનક સમાચાર જાણ્યા પછી પણ એમણે એક દિવસ માટે પણ પોતાનું ફિજી સબંધીનું કામ બંધ નહોતું રાખ્યું. હિંદના નેતાઓને એ જેમના તેમ મળતા રહ્યા, અને એમને હિંદના પ્રવાસી ભાઈઓની સ્થિતિની રામકહાણી સંભળાવતા રહ્યા. દિવસો સુધી એમને પોતાના પિતાના મૃત્યુ ઉપર ચાર આંસુ વહાવવા જેટલી ફુરસદ પણ નહોતી મળી.

**મિ. ઍન્ડ્રૂઝની થોડીક નબળાઈઓ**

સુપ્રસિદ્ધ ક્રોમવેલે પોતાના ચિત્રકારને કહ્યું હતું કે જુઓ, મારું ચિત્ર જેમ હોય તેમ જ ચીતરજો. એક ડાઘ કે ઘાનું નિશાન સરખું છોડી દીધું તો તમને એક રાતી પાઈ પણ નહિ મળે. એ જ આદર્શનું અનુકરણ કરીને મેં પણ મિ. ઍન્ડ્રૂઝના ગુણદોષ બન્ને આ પુસ્તકમાં આલેખવાની યોજના રાખી છે. એમના ચરિત્રની ઊજળી બાજુની જેમ ઝાંખી બાજુ પણ સ્પષ્ટ રીતે દર્શાવો.

કેવળ વખાણના જ શબ્દોનું પ્લાસ્ટર ચોપડીને પોતાના ચરિત્ર-નાયકને વાચકો સમક્ષ રજૂ કરનારા લેખકો ખરી રીતે તો એ ચરિત્ર નાયકનું અપમાન જ કરે છે એમ હું માનું છું. મિ. ઍન્ડ્રૂઝના ચરિત્ર પ્રત્યે મને સંપૂર્ણ ભક્તિભાવ છે. આ પુસ્તકનું લેખનકાર્ય

એ પણ મારી સદ્‌વૃત્તિની જ નિશાની છે. છતાં પણ મારી એ હાર્દિક ભક્તિને હું મારી સમાલોચક બુદ્ધિ પર પડદો નહિ પાડવા દઉં.

સાધારણ માણસોની પેઠે મિ. એન્ડ્રૂઝમાં પણ ગુણદોષ બંને હતા. તફાવત ફક્ત એટલો જ હતો કે દોષના ત્રાજવા કરતાં ગુણનું ત્રાજવું ભારે હતું. તેથી એમના ગુણોને આપણે વખાણીએ તેમ એમના દોષોને વખોડવા પણ રહે છે.

**पहेलो दोष**

મિ. એન્ડ્રૂઝમાં એક દોષ તો એ હતો કે એમની પ્રવૃત્તિઓ આવેશપૂર્ણ હતી. અર્થાત્ એમનામાં મનોવેગનું પ્રાબલ્ય બહુ હતું. તેઓ એકદમ ઉશ્કેરાઈ જતા. સ્વ. કવિવર રવીન્દ્રનાથ કહેતા હતા કે, **અન્ય મનુષ્યો પહેલાં વિચારે છે ને પછી કાર્ય આરંભે છે, ત્યારે મિ. એન્ડ્રૂઝ આરંભ કર્યા પછી જ વિચારવા બેસે છે.**

આમજનતા એટલે કે જનસમાજની સેવા કરવામાં આ દોષ નાનોસૂનો ન કહેવાય મનોવેગના આવેશમાં ને આવેશમાં કોઈ કામ કરવાની પ્રતિજ્ઞા એ લઈ બેસતા, અને પછી એ પ્રતિજ્ઞાનું પાલન કરવામાં એમનો ઘણો સમય વ્યતીત થતો, ને નાહકનો ચિંતાભાર વહેવો પડતો.

ફિજીના કામ વખતે પોતાના સ્વભાવની આ નિર્બળતાને લીધે એમને ઘણુ સહન કરવુ પડેલું. ત્યાં કોઈએ એમની પાસે આવીને કહ્યું કે, 'આ જગ્યાની હાલત ખરાબ છે' બસ થઈ ચૂક્યું. મન મારવું અશક્ય થઈ પડ્યું. તરત જ એ પૂછવા મંડી ગયા. 'સાં આગગાડી કેટલે વાગ્યે જાય છે ? કયો વખત મળશે ? સૌથી પહેલી જતી ગાડીમાં જ ચાલો !"

દક્ષિણ આફ્રિકામાં પણ આવું તો ઘણી વાર બનેલું. એક

બીજી વાર એમનું ફિજી જવાનું થયું, ત્યારે વહાણમાં લપસી જવાથી એમને ભારે ઈજા થવા પામી હતી. ફિજી પહોંચ્યા પછી એ માંદા પણ પડી ગયા હતા. તોપણ એ લંગડાતા લંગડાતા ત્યાં પગપાળા ફરતા હતા; અને દીનહીન, પતિત હિંદીઓની હાલતનું નિરીક્ષણ કરતા હતા. એ મુસાફરી પૂરી કરીને એ હિંદથી પાછા ફર્યા ત્યારે એમણે પિતાજીને તાર કર્યો : "હું સુખરૂપ પાછો આવી પહોંચ્યો છું."

જવાબમાં વિલાયતથી ઉત્તર આવ્યો : "તમારા પિતા મૃત્યુ પામ્યા છે." આ દુઃખજનક સમાચાર જાણ્યા પછી પણ એમણે એક દિવસ માટે પણ પોતાનું ફિજી સબંધીનું કામ બંધ નહોતું રાખ્યું. હિંદના નેતાઓને એ જેમના તેમ મળતા રહ્યા, અને એમને હિંદના પ્રવાસી ભાઈઓની સ્થિતિની રામકહાણી સંભળાવતા રહ્યા. દિવસો લગી અમને પોતાના પિતાના મૃત્યુ ઉપર ચાર આંસુ વહાવવા જેટલી ફુરસદ પણ નહોતી મળી.

સુપ્રસિદ્ધ ક્રોમવેલે પોતાના ચિત્રકારને કહ્યું હતું કે જુઓ, મારું ચિત્ર જેમ હોય તેમ જ ચીતરજો. એક

**મિ. ઍન્ડ્રૂઝની થોડીક નબળાઈઓ**

ઘાવ કે મસાનું નિશાન સરખું છોડી દીધું તો તમને એક રાતી પાઈ પણ નહિ મળે. એ જ આદર્શનું અનુકરણ કરીને મેં પણ મિ. ઍન્ડ્રૂઝના ગુણદોષ બન્ને આ પુસ્તકમાં આલેખવાની યોજના રાખી છે. એમના ચરિત્રની ઊજળી બાજુની જેમ ઝાંખી બાજુ પણ સ્પષ્ટ રીતે દર્શાવી.

કેવળ વખાણના જ શબ્દોનું પ્લાસ્ટર ચોપડીને પોતાના ચરિત્રનાયકોને સમસ્ત રજૂ કરનારા લેખકો ખરી રીતે તો એ ચરિત્રનાયકનું અપમાન જ કરે છે એમ હું માનું છું. મિ. ઍન્ડ્રૂઝના ચરિત્ર પ્રત્યે મને સંપૂર્ણ ભક્તિભાવ છે. આ પુસ્તકનું લેખનકાર્ય

એ પણ મારી સદ્વૃત્તિની જ નિશાની છે. છતાં પણ મારી એ હાર્દિક ભક્તિને હું મારી સમાલોચક બુદ્ધિ પર પડદો નહિ પાડવા દઉં.

સાધારણ માણસોની પેઠે મિ. ઍન્ડ્રૂઝમાં પણ ગુણદોષ બંને હતા. તફાવત ફક્ત એટલો જ હતો કે દોષના ત્રાજવા કરતાં ગુણનું ત્રાજવું ભારે હતું. તેથી એમના ગુણોને આપણે વખાણીએ તેમ એમના દોષોને વખોડવા પણ રહે છે.

**પહેલો દોષ**

મિ. ઍન્ડ્રૂઝમાં એક દોષ તો એ હતો કે એમની પ્રવૃત્તિઓ આવેશપૂર્ણ હતી. અર્થાત્ એમનામાં મનોવેગનું પ્રાબલ્ય બહુ હતું. તેઓ એકદમ ઉશ્કેરાઈ જતા. સ્વ. કવિવર રવીન્દ્રનાથ કહેતા હતા કે, અન્ય મનુષ્યો પહેલાં વિચારે છે ને પછી કાર્ય આરંભે છે, ત્યારે મિ. ઍન્ડ્રૂઝ આરંભ કર્યા પછી જ વિચારવા બેસે છે.

આમજનતા એટલે કે જનસમાજની સેવા કરવામાં આ દોષ નાનોસૂનો ન કહેવાય મનોવેગના આવેશમાં ને આવેશમાં કોઈ કામ કરવાની પ્રતિજ્ઞા એ લઈ બેસતા, અને પછી એ પ્રતિજ્ઞાનું પાલન કરવામાં એમનો ઘણો સમય વ્યતીત થતો, ને નાહકનો ચિંતાભાર વહેવો પડતો.

ફિજીના કામ વખતે પોતાના સ્વભાવની આ નિર્બળતાને લીધે એમને ઘણુ સહન કરવુ પડેલુ. ત્યાં કોઈએ એમની પાસે આવીને કહ્યું કે, ' આ જગ્યાની હાલત ખરાબ છે ' બસ થઈ ચૂક્યું. મન આરું અશક્ય થઈ પડ્યું. તરત જ એ પૂછવા મંડી ગયા. ' ત્યાં આગગાડી કેટલે વાગ્યે જાય છે? કયો વખત મળશે? સૌથી પહેલી જતી ગાડીમાં જ ચાલો ! "

દક્ષિણ આફ્રિકામાં પણ આવું તો ઘણી વાર બનેલું. એક

મહાશયનો પત્ર આવેલો. એનો ઉત્તર તગત આપવાનું બની શક્યું નહિ. રાત્રે એમને યાદ આવ્યું કે ઉત્તર આપવાનો રહી ગયો. તેથી સવારે ઊઠતાં બરાબર પોસ્ટ ઓફિસમાં પહોંચ્યા, ને એ ગૃહસ્થને જરૂરી તાર કર્યો. વળી યાદ આવ્યુ કદાચ એ માણસ ત્યાંથી ચાલ્યો ગયો હશે તો? એટલે તરત જ બીજો તાર બીજા સરનામાથી કર્યો. થોડી વાર વિચાર કર્યા પછી વળી ત્રીજો તાર કરવા પુચ્છતા હતા.

ઉશ્કેરાયા વગર પહેલો જ તાર જો પુખ્ત વિચારપૂર્વક કર્યો હોત તો એમને એટલી બધી તકલીફ અને પૈસાનું પાણી ન કરવું પડત.

એક મહાશય એમને પૂછ્યાગાછ્યા વગર એમનાં કેટલાંક પુસ્તકો લઈ ગયેલા, એમાંથી થોડો ભાગ એઓ પોતાના લેખમાં ઉતારવા માગતા હતા, જ્યારે એમને ખબર પડી કે ફલાણાભાઈ પુસ્તક લઈ ગયા છે, ત્યારે એ ઉશ્કેરાઈ ગયા. ને ગભરાતા હાંફતા ફીફળા એમને ઘેર દોડી ગયા.

જયારે પુસ્તક મળ્યું ત્યારે એમને ખૂબ શાંતિ થઈ. સાચી વાત તો એ છે કે અનેક રીતે એમનો સ્વભાવ બાળક જેવો જ હતો લોકો કહે છે કે ઉમ્મર વધવા છતાં મિ. એન્ડ્રૂઝની બુદ્ધિમાં વિકાર નામે પેઠેલો નહિ. મોટપણમાં પણ એ બાળક જેવા જ ઓલિયા રહ્યા હતા.

ચોથો દોષ

મિ. એન્ડ્રૂઝમાં બીજો એક દોષ એ હતો કે પોતાના લેખોમાં થોડું ઘણું મીઠું મરચું તો એ ભભરાવતા જ કલ્પનાના પૂરમાં એ પોતે તણાય છે અને વાચકોને પણ તાણી જાય છે. એમના ઘણા લેખો વાંચ્યા પછી એમ કહેવું પડશે કે એમની ભાવનાશીલતાના કોઈ તર્કની કસોટી પર ગાળી નથી શકાતી. ભેગુપતા અને સહૃદય

તાની પરાકાષ્ટા એમને તર્કથી દૂર ઘસડી જાય છે. વધારે પડતા કરુણાના ભાવ એમને અપરાધીના અપરાધો તરફ આંખમીંચામણાં કરાવે છે. લોકો ભલે એને ગુણ કહે પણ ખરી રીતે તો એ એક દોષ જ છે. કોઈ ગુનેગારે ગુનો કર્યો હોય તો તેના ઉપર દયાની લાગણી રાખવાથી તેનું ગુનાહિતપણું કંઈ ઓછું થતું નથી.

**ત્રીજો દોષ**

મિ. એન્ડ્રૂઝ સાહેબમાં મનુષ્યોના ગુણો પારખવાની તીવ્ર દૃષ્ટિ હતી ત્યારે દુર્ગુણો જોવાની મુદ્દલ નહોતી. સ્વ૦ સત્યનારાયણજી કવિરત્ને એક ઠેકાણે લખ્યું છે કે:

મુજને મળે હસીને જે, હું નિરંતરનો તેનો ચેલો;
નિરખતો રહું ગુણ જ બસ ગુણ, પ્રકૃતિ પ્રભુ ! એવી પ્રેરો.

કવિરત્નનું આ પદ્ય શ્રી. એન્ડ્રૂઝને બરાબર લાગુ પડે છે. કોઈ એમને મળવા જતું તો મુલાકાત પછી તરત જ એમ કહેતા કે, "બસ એ એક શુદ્ધ સોનું છે;" 'સર્વોત્તમ' વગેરે વિશેષણોનો પ્રયોગ એ ખૂબ છૂટથી કરતા. કોઈ પણ લેખકમાં આ જાતનો દુર્ગુણ હોવો યોગ્ય નથી.

**ચોથો દોષ**

મનુષ્ય સ્વભાવ ઉપર વધારે પડતો વિશ્વાસ રાખવો એ એમનો ચોથો દોષ હતો. વાલવર્થમાં જ્યાં દરિદ્ર, ચોર અને ઉઠાઉગીર રહેતા હતા, ત્યાં એમણે એવો નિયમ કર્યો હતો કે બધા ઉપર અણવિશ્વાસ આણવા કરતાં, બધા ઉપર વિશ્વાસ લાવવો સારો છે. એ નિયમ પ્રમાણે એ ઠેઠ સુધી ચાલેલા.

એમને દગો દેવો એ કામ સરળ હતું, બધા ઉપર ભરોસો રાખવાથી કષ્ટ સહન કરવાના પ્રસંગ આવી પડતા. અમારા એક મિત્ર જે મિ. એન્ડ્રૂઝ સાથે પંજાબમાં કામ કરી આવ્યા હતા,

તેમણે એક વાર કહેલું કે : " મિ. ઍન્ડ્રૂઝ એવા સાધુ-પુરુષ છે કે એ ગૂંચવણભર્યા મામલાની જોઈએ તેવી પરીક્ષા કરી શકતા નથી." એમનું આ કથન મોટે ભાગે સાચું છે.

पांचमो दोष

કોઈ વિષય પોતાનો મત નક્કી કરતી વખતે તેઓ એક છેડા પરથી બીજા છેડા સુધી ચાલ્યા જતા. ઘણી વાર સુધી આમથી તેમ ગડમથલ કર્યા કરતા. અને પછી બહુ વારે એ પોતાનો મત જાહેર કરતા. આ ટેવને દોષ ભલે ન ગણાય પણ ત્રુટિ તો એક ખરી જ.

छठो दोष

એમની શક્તિ ઉપરાંતનું કામ માથે લઈ લેતા, એ એમનો છઠ્ઠો દોષ ગણાય. લીધેલું કામ કરવા જતાં સ્વાભાવિક રીતે જ વચમાં ભૂલ કરી બેસતા; અને પછી એ ભૂલ સમજાતાં તરત માફી માગી લેતા. આવી રીતે વારંવાર માફી માગવી એ શોભારૂપ નજ ગણાય. રાજનૈતિક નેતા એ કદાપિ નહોતા બની શક્યા, તેનું કારણ મુખ્યત્વે આ જ હતું.

सातमो दोष

પરંતુ સૌથી મોટો દોષ એમનામાં એ હતો કે એ એમના વ્યક્તિત્વનો પોતાનાથી ચઢિયાતા પુરુષની આગળ પ્રભાવ પાડી શકતા નહોતા. મહાત્મા ગાંધીજી અથવા કવિસમ્રાટ રવીન્દ્રનાથ સામે એમનું વ્યક્તિત્વ સજીવ નહોતું રહી શકતું. એવાઓની આગળ એમનું વ્યક્તિત્વ ઘણી વાર તો નિર્જીવ ગ્રામોફોનના જેવું બની જતું. જો કે ઘણી વાર એમણે મહાત્માજી અને કવિવરનો વિરોધ પણ કર્યો હતો, અને એમનો અસીમ પ્રેમ જ એમના આ દોષનું કારણ હતું, એમ પણ હું માનું છું, તથાપિ એ દોષ ક્ષંતવ્ય તો હરગીજ ન ગણાય.

ઍન્ડ્રૂઝ સાહેબની સાથે રહેલા અનેક જણનું કથન છે કે જો

પરમાત્માએ શુદ્ધ મનુષ્ય હૃદય મિ. ઍન્ડ્રૂઝને બક્ષ્યું છે તેવું હૃદય તો સચ્ચરિત્રા સતી સાધ્વી હિંદી સન્નારીઓમાં જ મળી આવે છે.

શ્રી. ઍન્ડ્રૂઝ સાહેબના ચરિત્રનો અભ્યાસ કરવાની અનેકાનેક તક મને મળી છે, પરંતુ ઉપરોક્ત સાત ત્રુટિઓ સિવાય બીજી કોઈ ત્રુટિ મને એમનામાં જણાઈ નથી. એમના અસાધ્ય ગુણોની સાથે સાથે એમની આ ત્રુટિઓ—આ નબળાઈઓ પર દૃષ્ટિપાત કરતાં કરતાં અંગ્રેજ કવિ ગોલ્ડસ્મિથની એક કાવ્યપંક્તિ મને યાદ આવી જાય છે કે: "Even his failings lean to virtue's side," યાને 'ત્રુટિઓ પણ એની સઘળી સદ્‌ગુણ તરફ ઝૂકતી."

**મિ. ઍન્ડ્રૂઝના ચરિત્રની કૂંચી**

મહાત્માજીએ એમના લાહોરના ભાષણમાં કહ્યું હતું કે : 'મિ. ઍન્ડ્રૂઝ અન્યાય અને અત્યાચારોનો ઘોર વિરોધ કરે છે છતાં અન્યાયી અને અત્યાચારી ઉપર દ્વેષ નામે નથી રાખતા; એનું કારણ એ છે કે તેઓ આસ્તિક છે, ઈશ્વરમાં એમને દૃઢ વિશ્વાસ છે.'

મિ. ઍન્ડ્રૂઝ પોતે પણ કહે છે કે: ધાર્મિકતા અને આસ્તિક બુદ્ધિ મને મારી મા તરફથી વારસામાં મળેલી છે. જીવનભરમાં મેં પરમાત્માનો અણુવિશ્વાસ આણ્યો નથી.

એમની ૫૦ મી વર્ષગાંઠ વખતે દક્ષિણ આફ્રિકાના પ્રવાસી હિંદીઓએ ઉત્સવ ઊજવ્યો હતો. એ વખતે એમણે પોતાના ભાષણમાં કહ્યું હતું કે: "રાજનૈતિક કાર્યોથી દૂર-સુદૂર ભાગી જઈને કોઈ શાંતિમય ઠેકાણે મારી વાનપ્રસ્થ અવસ્થા ધાર્મિક ભક્તિમાં ગાળવાની ઇચ્છા છે."

શ્રી. ઍન્ડ્રૂઝ સાહેબની ભક્તિ ત્રણ પ્રકારના મનુષ્યો વચ્ચે

